શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત

# પથેરદાબી

[ પૂર્વાર્ધ ]



અનુવાદક :

દયાશંકર બ. કવિ



એન. એમ. ઠક્કરની કંપની

બુકસેલર્સ અને પબ્લીશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨




ચી. હરિશ ક્રાન્તિલાલ નાનાલાલ પરિખ



# અ ર્પ ણ

હિન્દના સ્વાતંત્ર્ય સંગ્રામમાં રાષ્ટ્રિય ધ્વજને
અણનમ રાખવા અહોનિશ યત્નશીલ થયેલા
અનેક યુવકોના પ્રતીક સમા—

## ચી. ભાઈ હરીશને

દયાશંકર ભ. કવિ

The British elector should know, if only at second hand, that in one Indian province at least exists a literature as copious, as varied as full of hope and promise as that of any Western nation." જેવા શબ્દો લંડનના એક પત્રકારે કાઢયા ત્યારે ઘણાને એમાં અસત્યની ભ્રાંતિ થઈ હશે, અને હજી યે એવો અભિપ્રાય મોટી સંખ્યામાં હશે. તેમને માટે એટલું જ કહી શકાય કે તેમણે શરદ્‌સાહિત્યને સ્પર્શ કર્યો નથી.

અંગ્રેજ પત્રકારે દર્શાવેલું ઉપરોક્ત મંતવ્ય "બીન્દુર છેલે"નું અવલોકન લખતાં The Timesમાં પ્રગટ થયું હતું. અવલોકનકારે આ એક વાક્યમાં હિન્દને ગૌરવ લેવા જેવું ઘણું ઘણું કહી નાખ્યું છે એ ચોક્કસ છે.

શરદ્ બાબુનું જીવન હવે ઉઘાડું જ છે. તેમનો જન્મ અને કારકિર્દી ઘણા હાથો વડે સ્પર્શાયાં છે. એમની કલામાંની મધુરપની

પિછાન પણ ઘણા સારા હાથ દ્વારા થઇ હોવા છતાંય આ સ્થાને કંઇક જણાવવાની ઇચ્છા રોકી શકાતી નથી.

આ ટૂંકા લેખ સાથે જોડાયેલ પુસ્તકની કલા અને વિચારો સબંધેનો ઉલ્લેખ કરવાનો વિચાર કોણ જાણે કેમ મોકુફ રહી જાય છે. શરદ્બાબુનું આ લક્ષણવંતુ પુસ્તક અધુરૂં છે તેમ અણઓળખ્યું, અણચર્ચ્યું રહે તેમાં વધારે સારૂં છે. એને માટે એટલું જ કહેવું બસ છે કે આ પુસ્તક કોઇ નવલોહીઆ અને છીછરા મગજનું સર્જન નથી. ગંભીર રીતે અવલોકન કરીને સ્વાતંત્ર્યવાચ્છુ આત્માને સમજીને આલેખાયેલું આ શબ્દચિત્ર છે. એના ચિત્રણને માટે એના આલેખકને "ગોર્કી" સાથે સરખાવવાના પણ પ્રયાસો થયા છે. શરદ્બાબુ ગોર્કી હતા કે નહિ એ કહેવું મુશ્કેલ છે; છતાં તેમનામાં પ્રેરણા તો જરૂર હતી. કમનસીબે એ પ્રેરણા "પથેર દાબી" નું દર્શન કરાવી લુપ્ત બની. અને શરદ્બાબુની કલમમાંથી સ્વાતંત્ર્યની શોધમાં ભટકતાં પાત્રોને બદલે સ્વાતંત્ર્ય વિનાનાં ભલાં ભુડાં પાત્રો સર્જાયાં. તેમણે એમની કલમ પર બેસીને દેશને દિલ દેખાડયું.

શરદ્બાબુનાં પાત્રો હિન્દનું એક અમૂલું ધન છે. એ પાત્રોમાં બંગાલ—બલ્કે હિન્દનો આત્મા રમે છે. બંકીમની કિરણ—પ્રભાનાં આથમતાં તેજ પછી "ગીતાંજલિ" ના લેખક વાર્તા સાહિત્યમાં પ્રવેશતા હતા. દમામ અને ઠાઠ જતો હતો અને કવિતાનાં ફુલ ફુટતાં હતાં ત્યાં શરદ્બાબુની લેખિનીએ ચમત્કાર કર્યો. "ઘરેબાહિરે" ના જન્મને વાર હતી અને "કપાલ કુન્ડલા" જુની થતી હતી, ત્યાં એ કલમ દેખાઇ. એની તેજ—પ્રભાએ રવિન્દ્રબાબુની જીભને પણ હલાવી. તેમને પણ કબુલવું પડયું કે જરૂર બંગાળમાં કોઇ એવો લેખક છે, કે જેની કલમ કવિની કલમ સાથે સરખાવાય છે.

રવિબાબુની કાવ્યભરી કલમે બંગાલીઓને ગીત આપ્યાં. વાર્તા— સાહિત્યની લ્હાણી કરતાં બંગાળ એટલું સંતોષાયું ન હતું. શરદ્બાબુની

શેલીએ એ વખતે આવીને પોતાનો પક્ષ બાંધ્યો અને નોબલ પ્રાઇઝના વિજેતા સાહિત્યકાર સામે પોતાના સ્થાન માટેનો હક્ક દેખાડયો. અંધારના આવરણને દૂર કરી ઓચિંતો ચંદ્ર બહાર આવ્યો અને રવિથી જે નહોતું થયું તે કરવાનાં વચન દીધાં.

ગુજરાતને જે દર્શન ગાંધીયુગીય સાહિત્યે છેલ્લાં દાયકામાં આપ્યું છે તે દર્શન દાયકાઓ પૂર્વે–છેલ્લી પા સદી જેટલા સમયમાં શરદ્‌બાબુએ બંગાળને આપ્યું. બંગાળે એનો ઓળો સારા યે હિન્દ પર છાવર્યો. સામાન્ય મનુષ્યોને પ ઉચ્ચ સાહિત્યકૃતિનાં પાત્રો બનવાનો અધિકાર છે એ સત્યને તેમણે સિદ્ધ કર્યું. ધન, રૂપ, બળ અને સદ્‌ગુણો પર નિર્ભર રહેતાં પાત્રો નિપજાવવાની પ્રથાને શરદ્‌બાબુએ સખ્ત ફટકો માર્યો. અને સંસ્કારિતાનો દંભી અંચળો જોતજોતામાં જર્જરિત થઇ ગયો. સારા યે હિન્દના સાહિત્યક્ષેત્રમાં નાયક–નાયિકાઓની પસંદગીનું ધોરણ બદલાઇ ગયું.

એનું કારણ એક હતું ચાલી આવતી રૂઢીથી અળગો જનાર આ લેખક બાદશાહી રીતે ઉછર્યો ન હતો, કે મોટી નોકરી સફળતાપૂર્વક મેળાવી શકયો ન હતો. તેનું જીવન આરંભાયું હતું એક પૈસે ટકે તૂટી ગયેલાના ઘરમાંથી અને યુવાન વયે પેટ–નોકરી માટે તેને ઘણું ઘણું આથડવું પડયું હતું. તેણે બંગાળના દેહને ન્હોતો જોયો, હાર્દને જોયું હતું. શહેરના Ultra modern–સુધારકો–reformist ના દળમાંનો તે એક ન હતો. ભદ્રલોકની જમાતથી તે દૂર હતો અને તેથી તેનો અનુભવ સાચા બંગાળના પરિચય રૂપ હતો. મચ્છરોથી ઘેરાયેલી, સુક્કી દેહયષ્ટિઓ વચ્ચે તેણે "માનવી" ને નિહાળ્યો હતો. આ "માનવી"ને તેણે આલેખવા ધાર્યો અને તેમાં તે સફળ થયો. મરજીવા જેવો એ ડુબકી મારીને મોતી લાવ્યો હતો, અને તેથીજ તેનાં મોતી સાચો ચળકાટ અને મૂલ્ય ધરાવે છે. ગૃહસ્થાઇભર્યાં જીવનમાંથી કલ્પીને રચેલાં પાત્રો એના સાહિત્યમાં નથી તેથી જ તેનું સ્થાન

અનોખું છે. બંકીમ અને રવિબાબુથી એમનું અંતર એક મુસાફર અને અમલદારથી એક ગામડિયા વચ્ચેના અંતર જેટલું દૂર છે.

એમના અનુભવો એમનાં પાત્રો પાછળથી પોકારે છે. "પથેર દાબી" પાછળ વિચારોનો વેગ હોવાનું કારણ એનો હેતુ છે, જો કે એ હેતુને એમણે પાછળથી વધારે ઉત્તેજન ન આપ્યું. એનો દોષ સરકારને દેવો કે નહિ એ હમણાં કહેવાય તેમ નથી.

વિચારો દર્શાવવાનું એમણે રાજકીય વિરોધને અંગે દૂર કર્યું કે ગમે તે હો, પરંતુ બીજાં પુસ્તકો જોતાં એ જીભ વગરના વાર્તાકાર લાગે છે. કેટલાક બીજા વાર્તા લેખકોની જેમ વાચકોને બધું ય સમજાવી દેવાની ઉતાવળ એ કરતા નથી. ધીર અને ગંભીર રીતે એ કથા કહે જાય છે; એમનાં માનસિક સંતાનોને ઘર્યે જાય છે. તેમની પાસે પોતાની ઇચ્છા મુજબ બે લાવે છે, ચલાવે છે, પરંતુ એક સાચા બાજીગરની જેમ ખેલ ખતમ થતાં એ જ સવાલ ઊભો રાખે છે: "લેખક, હવે તારે શું કહેવું છે?'

અને એનો ઉત્તર શરદ્બાબુની કલમ નથી દેતી. કોઇકવાર એ એકાદ વાક્ય લખી નાખે છે, પણ તેનાથી વાચકોને સંતોષ થતો નથી. તેઓ બધું ય જાણે છે, સમજે છે પણ વધારે જાણવાની આતુરતા રહી જાય છે.

"પલ્લી સમાજ" વાંચીને એક ભાઇએ તર્ક ઉઠાવેલો કે એમાં માર્ગદર્શન કર્યું હોત તો કેટલો સુંદર અંત આવત? ગ્રામ લક્ષ્મીની પ્રચારક છાયા તેમાં દેખાઇ હોત તો? પરંતુ શરદ્બાબુ ગામડાંને ઉધ્ધારવા માટે નથી નીકળ્યા. તે તો અંગુલી–નિર્દેશ કરે છે. અને એક સાચો નિર્દેશક વધારે બોલતો નથી એ વાત ઘણા ભૂલી જાય છે. એ તો જાદુગરની આંગળી છે. એક જ વાર ચીંધાય તો અગ્નિ પેદા કરે, એવા જાદુગરો રસ્તે જડતા નથી.

આ જાદુગરનો ખ્યાલ શરદબાબુમાંથી મળી રહે છે. દુનિયામાં હોય તેને સીધું સાહિત્યમાં ઉતારી દેવું એમ તે માનતા હોય તેમ કોઇકને ભાસે, પણ સીધાં ચિત્રો ન લેતાં તેને 'ટચ-touch' કરીને શોભાવનાર પણ તે છે એ ભૂલી ન જવાય. જે છે તેજ મુકે છે એમ નહિ, દ્રષ્ટિમાંથી ગાળીને મુકે છે. જડ કેમેરામાંથી પ્રસંગને ઉચકવાને બદલે તે પીંછીથી રંગ આપીને ઉચકે છે. એનાં ચિત્રો વાસ્તવિક છે ખરાં, પણ તે પોતાની દ્રષ્ટિએ જોયેલાં. વાસ્તવિકતાની વ્યાખ્યા કરનારાઓને એમનું પાત્રાલેખન સારો બોધ આપે તેમ છે.

વાસ્તવિકતાનું ચિત્રણ કરતાં એમનું વ્યક્તિત્વ સમજી શકાતું નથી. એવી થોડીક વાર્તાઓ એમણે લખી છે, જેમાં એમનું હૃદય દોરાઇ ગયું હોય. "પથેર દાબી" માં પણ એમ જ થયું હોય એમ જણાય છે.

એક નિષ્પક્ષપાતિ વિવેચકની માફક એ જગતને જોવા જાય છે, તેમાંથી કંઇક રસ્તો શોધવાની મથામણ પણ કરે છે, કિંતુ એનો અંત ક્યાં અને કેવો હશે તે તો અસ્પષ્ટ જ રહે છે. કોઇકને એ નિરાશાવાદી લેખક પણ લાગે, દ્રષ્ટિ પાર દેખાતું અસ્પષ્ટ વાદળ એમને ભવિષ્ય-દર્શન કરતાં રોકે છે.

"પથેર દાબી" ગુજરાતી વાચકોનાં હાથમાં મૂકતા પહેલાં એના જન્મનો ઇતિહાસ જણાવવાની જરૂર રહે છે. દેશબન્ધુ ચિત્તરંજનદાસના પરિચયમાંથી એમણે રાજદ્વારી પ્રવૃત્તિઓમાં ભાગ લેવા માંડયો. સાહિત્ય-સર્જક શરદબાબુ અસહકારી બન્યા અને તે સમયના એમના વિચારોનું પ્રતિબિંબ એમના આ બહુ ગવાયેલા પુસ્તક "પથેર દાબી"માં પડયું. "બંગ વાણી"માં એના પ્રકરણો એક પછી એક પ્રગટ થયેલાં ત્યારે એણે વાચકોમાં સારો પ્રભાવ ફેલાવેલો. પરંતુ એમાંનો ઘણો ભાગ સરકારને વાંધાભર્યો લાગવાની બ્હીકને લીધે તેને પ્રગટ કરવામાં વિલંબ

થયેલો. પ્રકાશકોની ઇચ્છાને શરદ્બાબુ વશ ન થયા. કાપકુપ કરીને એ પુસ્તક પ્રગટ કરવાની સૂચના તેમણે માન્ય રાખી ન હતી.

છેવટે એ પુસ્તક પ્રગટ થયું. પ્રગટ થવાના જ દિવસે જેની એક હજાર નકલો ખપી એ "પથેર દાબી"ની જોત-જોતામાં આઠ હજાર નકલો વેચાઈ ગઈ. અને સરકારે એ પુસ્તક જપ્ત કર્યું.

એ જ બંડખોર "પથેર દાબી" ગુજરાત પાસે ધરાય છે. શરદ્બાબુનું એ પુસ્તક એમનામાં રહેલી બંડખોર વૃત્તિઓ જાણવાનું એક માત્ર સાધન છે. શરદ્બાબુ જો રાજદ્વારી ક્ષેત્રમાં ટકી રહ્યા હોત તો એ શું કરી શકત તેનો ખ્યાલ મેળવવા હાલ તો વાચકો પર

છોડવાનું ઠીક પડશે.

રામ જયંતી–૧૯૯૫
મુંબઇ.

દયાશંકર ભ. કવિ

# ૧

અપૂર્વ તેના મિત્રમંડળમાં લગભગ ચર્ચાનો એક વિષય જ થઈ પડયો હતો. કોઈ કોઇ મિત્ર તો તેને મોઢે ચઢીને કહી પણ દેતો હતો કે "ભાઈ, તારા ભાઈઓ તો કોઈ કાંઇ પણ માનતા બાનતા નથી, પણ તું જ એક એવો છું કે જે આ દુનિયામાં એક પણ એવી વાત નથી કે જેને તું માનતો ન હો કે સાંભળતો ન હો."

"તદ્દન અસત્ય ! એવી અનેક વાત છે કે જે હું માનતો નથી કે સાંભળતો પણ નથી. દાખલા તરીકે આ વાત જ લો. હું મારા ભાઈઓના દ્રષ્ટાંતમાં માનતો નથી, તેમ તમો લોકોની ચર્ચા પણ સાંભળતો નથી." અપૂર્વ ઉત્તર દેતો.

"તેં કોલેજમાં અભ્યાસ કરીને એમ. એસ–સી. ની પરીક્ષા પાસ કરી છે, છતાંય હજીયે તારા માથા પર ચોટલી તો ફરફરી રહી છે આ ચોટલીના મીડિયમથી શું તારા મગજમાં વિજળીનો સંચાર થયા કરે છે?" મિત્રો પુરાણી મજાકને મારી મચરડીને રજુ કરતા કહેતા.

"એમ. એસ–સી. ના પાઠય પુસ્તકોમાં ચોટલી રાખવાની વિરૂદ્ધનો ક્યાંય પણ ઉલ્લેખ નથી અને તેથી જ હું એમ માની શકતો નથી કે ચોટલી રાખવી એ કોઈ અન્યાય છે. હવે રહી વિજળીની વાત. ચોટલી રાખવાથી મગજમાં વિજળીના સંચાર થવાની હજુ સુધી કોઈ શોધ થઈ નથી. મારા આ કહેવા પર વિશ્વાસ આવતો ન હોય તો જે લોકો એમ. એસ–સી. નો અભ્યાસ કરાવે છે તે પારંગત પ્રોફેસરોની પાસે જઇને તમે પુછી શકો છો." અપૂર્વ ઉત્તર આપતા કહેતો.

અપૂર્વના આવા ઉત્તરથી મિત્રો નારાજ થઈ જતા હતા અને

કહેતાં હતા કે "તારી સાથે કોઈ પણ વાતચીત કે ચર્ચા કરવી વ્યર્થ છે."

"તમારા લોકોની આ વાત સર્વથા નિશંક સત્ય છે, પરંતુ આમ છતાંય તમને લોકોને કંઈ અક્કલ જ આવતી નથી." અપૂર્વ હસીને ઉત્તર આપતા કહી દેતો.

અસલમાં વાત એ છે કે ડેપ્યુટી–માજીસ્ટ્રેટ પિતાના વચન અને વ્યવહારથી અપૂર્વ સિવાયના તેના બીજા બધાય ભાઈઓ ઉત્સાહિત બની જ્યારે પ્રકટરૂપે મરઘી અને હોટલોની રોટી ખાવા લાગ્યા હતા અને નહાવા ધોવાની પહેલાં જ જનોઈને ખીંટી પર ટાંગીને લગભગ ભૂલી જવા લાગ્યા હતા, તે એટલે સુધી કે એને ધોબી પાસે ધોવરાવી ઈસ્ત્રી કરાવવાના લાભ નુકશાન પર વિચાર કરતા હસ્યા કરતા હતા, ત્યાં સુધી અપૂર્વને જનોઈ આપી ન હતી. પરંતુ સૌથી નાનો હોવા છતાંય અપૂર્વે પોતાની માતાની છુપી વેદનાઓ અને નીરવ અશ્રુપાતનો ઘણા દિવસો સુધી અનુભવ કર્યો હતો. એની મા કોઈને કાંઈ પણ કહેતી ન હતી, કારણ કે એક તો કહેવા છતાં ય છોકરાઓ એનું કાંઈ સાંભળતા ન હતા અને બીજું વધુમાં પતિની સાથે નિરર્થક કલહ થયા કરતો હતો. તે સ્વસુર કુળના પુરોહિતના વ્યવસાય પ્રતિ નિષ્ઠુર ઈશારો કરીને કહેતી કે "છોકરાઓ પોતાના મામા જેવા ન થતાં બાપના જેવા જ થાય તો એનું શું કરાય? માથા પર ચોટલી રાખવાના બદલે જો તેઓ હેટ પહેરે તો શું એમના કાંઈ માથાં વઢાય? એમ કરવું મને ઠીક લાગતું નથી."

આ કારણથી કરૂણામયીએ પોતાના છોકરાઓના સંબંધમાં એકદમ ચુપકીદી જ ધારણ કરી લીધી હતી. તે કેવળ પોતાના જ આચાર વિચારનું કોઈ પણ પ્રકારના આડંબર વગર ચૂપચાપ પાલન કર્યાં કરતી. પતિના મૃત્યુ થયા પછી તે વિધવા બની એ ઘરમાં રહેવા છતાં ય પણ એક રીતે ઘરથી સાવ અલગ જ થઈ ગઈ હતી.

ઉપરના જે ઓરડામાં તે રહેતી હતી, એની ઓશરીમાં થોડી જગા વાળી લઈને એમાં રસોઈ બનાવતી હતી અને ખાતી પીતી હતી વહુઓના હાથની રસોઇ પણ ખાવાને તે ઇચ્છતી ન હતી. આ પ્રકારે એના દિવસો વીતી રહ્યા હતા.

એક બાજુ અપૂર્વે માથા પર ચોટલી રખાવી હતી અને બીજી બાજુ કોલેજમાં સ્કોલરશીપ અને મેડલ મેળવીને તે પરીક્ષાઓ પાસ કર્યે જતો હતો. ઘરમાં તે એકાદશી–પૂર્ણિમા–સંધ્યા–પૂજા આદિ ધર્મ પાલનમાં પણ તત્પર રહેતો હતો. એક બાજુ મેદાનમાં ફુટબૉલ-ક્રિકેટ–હૉકી રમવામાં એને ખૂબ ઉત્સાહ હતો અને બીજી બાજુ માની સાથે ગંગાસ્નાન કરવા જવા માટે એને કદી યે સમયનો અભાવ થતો ન હતો. આ પ્રવૃત્તિઓને વધારા પડતી સમજીને એની ભાભીઓ મજાકમાં કહ્યા કરતી કે "નાનાભાઇ, તમારૂં ભણવું ગણવું તો હવે પુરૂં થઈ ગયું છે. હવે બસ લંગોટી અને ચીપીઓ ધારણ કરીને સાધુ–સંન્યાસી બનવાનું જ બાકી રહ્યું છે:! આચાર વિચારમાં તો તમે બ્રાહ્મણ વિધવાઓને મહાત કરી દીધી છે."

અપૂર્વ હસીને જવાબ દેતો–"એમાં શું મહાત કરી દીધી છે ભાભી! માને એક દીકરી–બીકરીયે નથી અને ઉંમર તો પુરતી મોટી થઈ ચૂકી છે. અચાનક કોઈ દિવસ હાથ પગથી લાચાર બની ગઈ તો કંઈ નહિ તો એને મુઠ્ઠી ભાત રાંધીને તો ખવરાવીશ! હવે રહ્યા લંગોટી અને ચીપીઓ. એ વળી ક્યાંય ભાગી તો થોડા જ જવાના છે! તમારા લોકોની ગૃહસ્થીમાં હું તો કોઈ દિવસ એ પુંજીથી જીંદગી વીતાવવી પડશે."

મોટી વહુ મોં ઉદાસ કરીને કહેતીઃ—"શું કરીએ ભાઈ, અમારા નશીબ જ એવા છે!"

"એ તો છે જ ને!" કહી અપૂર્વ પોતાના કામ પર ચાલ્યો જતો અને મા પાસે જઈને કહેતો કે "મા, આ તમારી જબરદસ્તી

છે. ભાઈઓ બધા ભલે ગમે તેમ કરતા હોય પણ ભાભીઓ તો કોઈ મરથી ખાતી નથી કે હોટલોમાં જઈ ડિનર ઉડાવતી નથી. જીંદગી-ભર શું તું તારા હાથે જ રસોઈ બનાવીને જમીશ ?"

"એક મુઠ્ઠીભર દાળભાત રાંધવામાં મને તે શી તકલીફ પડતી હતી બેટા ! વળી મારા હાથ પગ બિલકુલ નહિ ચાલે ત્યાં સુધીમાં તો તારી વહુ યે આવી જશે."

"ત્યારે અત્યારે જ કોઈ બ્રાહ્મણ પંડિતના ઘરેથી કેમ બોલાવી લેતી નથી ? તને ખવરાવવા પીવરાવવાનું સામર્થ્ય મારામાં નથી, પણ તારૂં કષ્ટ જોઈને હું વિચારૂં છું કે ભાઈઓની કમાણી પર જ હું પડયો રહ્યો છું."

"એવી વાત મોંમાંથી બહાર ન કાઢ બેટા ! એક વહુને ખવરાવવા પીવરાવવાનું શું તારામાં સામર્થ્ય નથી ? તું ચાહે તો આખા યે ઘરને બેઠાં રાખીને ખવરાવી શકે તેવો છું." માતૃગર્વથી માની આંખો ઝબકી ઉઠતી અને તે જવાબ દેતી.

"તું પણ મા એવી જ વાતો કર્યા કરે છે ! તું સમજે છે કે તારા આ પુત્રના જેવું દુનિયામાં બીજું કોઈ જ નથી." આમ કહીને પોતાની આંખમાં આવતા આંસુઓને કોઈ પણ રીતે રોકી દઈને ત્યાંથી ઉભો થઈને ચાલતી પકડતો.

પણ પોતાની શક્તિ અને સામર્થ્યની બાબતમાં અપૂર્વ પોતે ગમે તે કહેતો રહે પરંતુ કન્યા-ભાર-ગ્રસ્ત પિતાઓ કાંઈ નિશ્ચેષ્ટ ન હતા. એ લોકોએ આવીને વિનોદબાબુ પર એવું ભારે આક્રમણ કરવું શરૂ કર્યું કે એને જીવવું ભારે થઈ પડયું. વિનોદ આવીને માને કહેતો—"મા, જો કયાંય નિષ્ઠાવાન, જપતપ કરવાવાળી કન્યા હોય તો તપાસ કરી તમારા દીકરાના લગ્ન કરી નાખી આ મુંઝવણ મટાડી દો. નહિતર મને તો એવું લાગે છે કે આ લોકોને મારૂં ઘર છોડીને

ભાગી જવું જ પડશે. બાપનો મોટો દીકરો છું એટલે બહારવાળાઓ તો એમ જ સમજે છે કે જાણે હું જ ઘરનો માલિક છું."

પુત્રની કઠોર વાતથી કરૂણામયી મનમાં ને મનમાં અત્યંત ક્રોધે ભરાઈ જતી પણ પોતાને કોઈપણ રીતે વિચલિત થવા દેતી નહિ મૃદુ પણ દૃઢ સ્વરે તે કહેતી કે "લોકો કાંઈ થોડું જ જૂઠું સમજે છે બેટા! એમની નજરમાં તો તું જ ઘરનો માલિક છું. પણ અપ્પુની બાબતમાં તું કોઈને પણ વચન દઈ દેતો નહિ હું રૂપને નથી ચાહતી, રૂપીયા–પૈસા પણ નથી માગતી, પણ બેટા આ સંબંધને હું જ બરોબર જોઈ કરીને નક્કી કરી લઈશ."

"એ જ ઉત્તમ છે મા! તું બરોબર કરી દેજે. પણ જો કાંઈ કરવું હોય તો તે હવે મહેરબાની કરીને જલ્દી જ કરી લે. લાલ ઇન્દ્રામણુનાં ફળને સામે લટકતી રાખી લેકોને લલચાવી લલચાવી ન મારતી." આમ કહીને વિનોદ નારાજ થઈને ચાલ્યો જતો હતો.

કરૂણામયીના મનમાં એક સંકલ્પ હતો. નહાવાના ઘાટ પર કેટલાક દિવસોથી એક બહુ જ સુલક્ષણા છોકરીને તે જોયા કરતી હતી. તે છોકરી પોતાની માની સાથે નહાવાને આવ્યા કરતી હતી. એ પોતાની જાતિની છે એ વાતનો પત્તો કરૂણામયીએ છુપી રીતે મેળવી લીધો હતો. સ્નાન કર્યા પછી છોકરી શિવપૂજા કરતી હતી. પોતાથી કોઇ ભૂલ તો થતી ન હતી તેની એણે છુપાઇ રહીને ખાત્રી કરી લીધી હતી આ સિવાય એની બાબતમાં એને બીજું પણ થોડુંક જાણવું બાકી હતું અને એ માટે એનો પ્રયત્ન જારી હતો. સર્વ વાત જો એને અનુકૂળ હોય તો તે વૈશાખમાં જ પુત્રના લગ્ન કરી નાખવાની એની ઇચ્છા હતી.

આટલામાં અપૂર્વે એક દિવસ આવીને કહ્યું:–"મા, મને એક બહુજ સારી નોકરી મળી ગઈ છે."

"તું શું કહે છે બેટા! હજી એ દિવસે તો તેં પરીક્ષા પાસ

કરી છે એટલામાં જ તને કોણે નોકરી આપી?" માએ ખુશી થઈ પૂછ્યું.

"જેને ગરજ હતી તેણે." અપૂર્વે હસતાં હસતાં ઉત્તર આપ્યો અને એણે બધીયે હકિકત સવિસ્તરપણે કહી સંભળાવી.

"કોલેજના પ્રિન્સીપલ સાહેબે આ બધું ઠીકઠાક કરી દીધું છે. બોથા કંપનીએ બર્માના રંગુન શહેરમાં એક નવી ઑફીસ ખોલી છે. તે કોઈ વિદ્વાન, બુદ્ધિમાન અને સતચરિત્ર બંગાળી યુવાનને પુરેપુરી સત્તા અને જવાબદારી આપીને ત્યાં મોકલવા માગે છે. મકાનભાડા ઉપરાંત ચારસેંહ રૂપીયાનો મહિને પગાર અને મહેનત કરી જો કંપનીને ફેલ ન કરી શકે તો છ મહિના બાદ બસેંહ રૂપીયાનો વધારો આપવાની વાત થઈ છે." આટલું કહી તે હસવા લાગ્યો.

પરંતુ બર્મી દેશનું નામ સાંભળીને માનો ચહેરો મ્લાન થઈ ગયો. એણે નિરૂત્સુક કંઠે કહ્યું:—"તું શું પાગલ થઈ ગયો છું અપ્પુ? એ દેશમાં શું કોઈ આદમી જાય છે? જ્યાં જાત, જન્મ, આચાર વિચાર કંઈ પણ નથી ત્યાં હું શું તને મોકલી આપીશ? એવા રૂપિયાની મને જરૂરત નથી."

માના વિરોધથી અપૂર્વ ડરી ગયો.

"તને જરૂરત નથી પણ મને તો જરૂરત છે મા! એ તો તારી આજ્ઞાથી હું ભિખારી થઈને પણ રહી શકું છું. પણ ફરીથી જીંદગીભર આવો મોકો નહિ મળે. તારા દીકરાના જેવી વિદ્યા–બુદ્ધિ આજકાલ શહેરોમાં ઘરઘર મોજુદ છે. એથી કાંઈ બોથા કંપનીનું કામ રોકાઈ જવાનું નથી. પ્રિન્સીપલ સાહેબે મારા વતી પાકું વજન આપી દીધું છે એટલે એને એટલું શરમાવું પડશે કે જેની હદ નહિ. આ ઉપરાંત ઘરની અંદરની હાલત પણ તારાથી છુપી નથી."

"પણ મેં સાંભળ્યું છે કે એ દેશ તો એકદમ મ્લેચ્છ દેશ છે."

"કોણે તને વધારીને વાત કહી છે? પરંતુ આ તો તારો મ્લેચ્છ દેશ નથી; છતાંય જે મ્લેચ્છ થવા માગે છે એમના માટે કોઇ રોકાવટ અહીંયા પણ નથી મા!"

"પરંતુ આ વૈશાખમાં તો તારો વિવાહ કરી નાખવાનો નિશ્ચય કર્યો છે." મા થોડીકવાર ચૂપ રહ્યા પછી બોલી.

"એકદમ નિશ્ચય કરીને બેઠી છું મા? ખેર કંઇ વાંધો નહિ. બેએક મહિના લગ્નને આગળ હડસેલો. પછી જે દિવસે તું બોલાવીશ એ દિવસે આવી તારી આજ્ઞાનું હું પાલન કરી જઇશ" અપૂર્વે ઉત્તર આપ્યો.

કરૂણામયીની બાહ્ય દૃષ્ટિ હજુ સુધી જુના જમાનાની હતી; પણ તે અત્યંત બુદ્ધિમતી હતી. થોડીક વાર ચૂપ રહી, વિચાર કરી છેવટે ધીરેથી બોલી:—"જ્યારે તારે જાવું જ છે તો મને વાંધો જ નથી. પણ પોતાના ભાઇઓની સલાહ તો લઇ લે."

આ બર્મીના પ્રવાસ સંબંધમાં પોતાના બન્ને મોટા દીકરાઓનો ઉલ્લેખ કરતાં કરતાં કરૂણામયીની ભૂત અને વર્તમાન કાળની સંપૂર્ણ દાબી રાખેલી વેદનાઓ ક્ષણભરમાં જ આન્દોલીત થઇ રહી. પણ એ દુ:ખને એણે પ્રગટ થવા ન દીધું: એનું પિતૃકુળ ગોકુલ દિગ્ધીનો સુપ્રસિદ્ધ બન્દોપાધ્યાય વંશ છે અને તે વંશપરંપરાથી અત્યંત આચાર પરાયણ અને નિષ્ઠાવાન બ્રાહ્મણ છે. બચપણથી જે જે સંસ્કાર એના હૃદયમાં દાખલ થઇ જામી ગયા હતા તે આખરે પતિ અને પુત્રોના હાથે આહત અને લાંછિત થયા છે, કેવળ આ અપૂર્વને લીધે જ કોઇ પણ રીતે બધુંયે સહન કરતી હજુયે ઘરમાં—વ્યવહારમાં રહી શકી છે. એ પુત્ર પણ આજે પોતાની દૃષ્ટિથી દૂર થઇ અજાણ્યા દેશમાં જઇ રહ્યો છે, એ વાતનો ખ્યાલ કરવાથી એના ભય અને ચિંતાનો કોઇ પાર ન રહ્યો. પુનઃ તે ફક્ત એટલુંજ બોલી:—"હવે જે થોડા ઘણા દિવસ મારી જીંદગી છે તેમાં મને દુ:ખ

ન દે અપ્પુ!" અને સાડીના છેડા વતી આંખના આંસુ લુછી નાખ્યા.

અપૂર્વની આંખ પણ ભરાઈ આવી.

"મા, આજે તું આ લોકમાં છે અને પછી કોઈ એક દિવસે તને સ્વર્ગમાંથી તેડું તો આવશે અને એ દિવસે તારે અપ્પુને છોડીને જવું જ પડશે. જો હું તને એક દિવસ માટે પણ બરોબર જાણી શક્યો હોઉં તો મને વિશ્વાસ છે કે ત્યાં રહેવા છતાંય કદી તારે તારા આ પુત્રને માટે આંસુ સારવા નહિ પડે એ તું નક્કી માનજે." આટલું કહી તે જલ્દીથી બીજે ચાલ્યો ગયો.

એ દિવસ સાંજે કરૂણામયી પોતાની નિયમીત સંધ્યા-પૂજા અને માળા ફેરવવામાં પુરૂં મન પરોવી શકી નહિ. ઉદ્વેગ અને વેદનાના ભારથી એની બન્ને આંખોમાંથી આંસુઓની ધારા વહેવા લાગી અને શું કરવાથી શું થશે એ વાતનો કોઈ રીતે નિર્ણય ન કરી શકવાથી આખરે તે પોતાના મોટા પુત્રના ઓરડાના દરવાજાની સામે ચુપચાપ જઈ ઉભી. વિનોદકુમાર કચેરીથી પાછા ફર્યો પછી જળપાન કરી સાંધ્ય પોશાક પહેરી કલબમાં જવાની તૈયારી કરી રહ્યો હતો, ત્યાં એકાએક માને જોઈ તે ચોંકી પડયો. વસ્તુતઃ આ ઘટના એવી ગેરભરોસાની હતી કે એકદમ વિનોદના મોંમાંથી કોઈ વાત જ ન નીકળી.

"તને એક વાત પુછવા આવી છું બેટા!"

"શું મા?"

મા પોતાની આંખોના આંસુ અહીંયા આવવા પહેલા જ બરોબર લુછીને આવી હતી, છતાંય એના ગળામાં ચઢી આવેલો ડુમો છુપો ન રહ્યો. એણે પહેલાંની બધાયે વાત સવિસ્તર કહીને અપૂર્વના માસિક પગારનો ઉલ્લેખ કરી જ્યારે ઉદાસીન મુખથી કહ્યું કે 'એજ હું વિચારી રહી છું કે એ થોડા રૂપિયાના લોભે એને ત્યાં મોકલું કે ન મોકલું?" ત્યારે વિનોદ ધીરજ ખોઇ બેઠો.

"મા, તારા અપૂર્વના જેવો દીકરો દુનિયામાં બીજો કોઈ

નથી એ વાત અમે બધાય માનીએ છીએ, પરંતુ દુનિયામાં રહીને એ વાત પણ માન્યા વગર રહી શકાતી નથી; પહેલાં ચારસેંહ અને પછી છ મહિના બાદ છસેંહ રૂપીયા તારા આ પુત્રને માટે ઘણા સારા છે."

"પરંતુ મેં સાંભળ્યું છે કે એ તો તદ્દન મ્લેચ્છ દેશ છે."

"મા, દુનિયામાં તારી સાંભળેલી અને જાણેલી વાત જ ફક્ત બરોબર છે એ કોઈ માને નહિ."

"બેટા, તમો લોકોને અક્કલ આવ્યા પછી આજ દિન સુધી એકજ વાત સાંભળવા છતાંય મારામાં સમજ ન આવી તો અંતિમ દશામાં હવે આ શિક્ષા મને ન દે. અપૂર્વની કિંમત શું છે એ જાણવા માટે હું તારી પાસે નથી આવી હું તો ફક્ત એ જાણવા આવી છું કે એને એટલે દૂર મોકલવો ઠીક છે કે નહિ?" પુત્રના છેલ્લા શબ્દો સાંભળી માએ દુઃખીત થઈ કહ્યું.

"મા, તને દુઃખ આપવા માટે મેં આ વાત નથી કહી. પિતાજીની સાથે અમારો મેળ ખાતો હતો એ ઠીક છે અને રૂપીઆ આ દુનિયામાં કીંમતી અને જરૂરી ચીજ છે એ પણ અમે એમની પાસેથી શિખ્યા છીએ, પણ આ બાબતમાં હું તને એ લોભ દેખાડતો નથી. તારા આ વિનોદનું હેટ કોટની અંદરનું મન આજ પણ એટલું બધું સાહેબ નથી બની ગયું કે જે નાના ભાઈને ખવરાવવા પીવરાવવાના ડરથી એને વગર વિચારે અમે ત્યાં મોકલી આપવાને તૈયાર થઈ જાય. છતાંય હું કહું છું કે એને જવા દો. દેશમાં અત્યારે જે પવન વાઈ રહ્યો છે, એ જોતાં જો તે દેશ છોડીને બીજે કયાંય જઈ કામધંધામાં લાગી શકે તો એનું પોતાનું ભલું તો છે પણ સાથોસાથ અમે લોક પણ કદાચ બચી જઈશું. તું જાણે છે કે મા આજકાલના ચળવળના જમાનામાં જ્યારે એના મોં પરથી દુધની મહેંક પણ [illegible]ડી ન હતી ત્યારે પિતાજીની નોકરી છૂટી જવાની નોબત વાગી રહી

હતી." વિનોદે નીચા નમી માના ચરણુ સ્પર્શ કરી કહ્યું.

" નહિ નહિ, એ બધું હવે તે નથી કરતો. સાત આઠ વરસ પહેલા એની ઉંમર પણ શું હતી? ફક્ત એ ટોળીમાં ભળવાથી જે કાંઇ..."

" એ શકય છે કે તારી વાત જ સાચી હોય કે હવે તે કંઇ કરતો નથી." વિનોદે માથું હલાવી જરા હસીને કહેવા માંડ્યું. " પણ બધાય દેશોમાં એવા થોડાક લોક પેદા થયા કરે છે કે જેની જાત જ કંઇ ઓર હોય છે. તારો નાનો દીકરો એ જાતનો છે. દેશની માટી એના દેહનું માંસ છે, દેશનું પાણી એની નસોનું ખૂન છે! કેવળ દેશની માટી પાણી જ નહિ, પણ દેશના પહાડ પર્વત, વન જંગલ, ચંદ્ર સૂર્ય, નદી નાળા, છાયા પ્રકાશ જે પણ કંઇ છે એ સર્વને પોતાના આખા યે અંગોથી એ લોક શોષી લેવા માગે છે. આમાંથી કોઈ એ કોઈ સત્યયુગમાં પહેલ વહેલા " જનની જન્મ-ભૂમિ " શબ્દનો આવિષ્કાર કર્યો હતો. દેશના મામલામાં એનો કદીયે વિશ્વાસ ન કરતી; ધોખો ખાઇશ. એના જીવતા રહેવામાં અને પ્રાણ દેવામાં જો ફક્ત આટલો જ ફરક છે." એમ કહી એણે પોતાની ટચલી આંગળીને અંગુઠાથી ચિન્હિત કરી બતાવી અને પાછું કહ્યું —" આ બાબતમાં તારા આ મ્લેચ્છાચારી વિનુઆને એ ચોટલી ધારણ કરનારા અને ગીતાના પાઠ કરનારા એમ. એમ.-સી પાસ થયેલા અપૂર્વકુમારથી કંઇકિ વધુ પોતાનો સમજજે."

પુત્રની વાત સાંભળી માએ એના પર બરોબર વિશ્વાસ કર્યો એ વાત ન હતી, પરંતુ કોઈ વખત એને આ સર્વ વાતોથી પુરો-પુરો ગભરાટ અને હેરાનગતી ઉઠાવવી પડી હતી; એથી મનમાં ને કંઇક ચિંતામાં પડી ગઈ. દેશના પશ્ચિમ દિગન્તમાં વાદળા ઘેરાતા દેખાઈ રહ્યા છે એ વાતને તે જાણુતી હતી. એના મનમાં તુરત જ

વાત યાદ આવી કે ત્યારે અપૂર્વના પિતા જીવતા હતા અને અત્યારે તે પરલોકમાં છે.

વિનોદ માનો ચહેરો જોતાં જ સમજી ગયો પણ એને બહાર જવાની ઊતાવળ હતી.

"એ કોઈ કાલે તો જતો નથી. આપણે બધા સાથે બેસીને જે કરવાનું હશે તે નક્કી કરી લઈશું."

આટલું કહી તે જલ્દીથી લાંબા પગલા ભરતો બહાર ચાલ્યો ગયો.



## ૨

સમુદ્ર પ્રવાસના દિવસો અપૂર્વે ચીવડો ચાવીને, 'સંદેશ' ખાઈને અને નારિયળનું પાણી પીને બ્રાહ્મણત્વનું સર્વાંગે સંરક્ષણ કરતાં કરતાં વીતાવી દીધા. આખરે અધમુઆ જેવી હાલતે તે રંગુનના બારે જઈ ઉતર્યો. નવી સ્થપાયેલી બોથા કંપનીના બે પટાવાળાઓ અને મદ્રાસી કારકુન તેને લેવા માટે જેટી પર હાજર હતા. મેનેજરનું તેમણે સ્વાગત કર્યું અને એ ખબર આપવામાં પણ ઢીલ ન કરી કે ત્રીસ રૂપીયાના માસિક ભાડાથી ઓફીસના ખર્ચે એક મકાન પણ લઈ રાખ્યું છે અને જોઈતી બધી ચીજ વસ્તુઓ લાવી મુકીને યથાયોગ્ય વ્યવસ્થા કરી રાખી છે.

ફાગણ મહિનો પુરો થવા આવ્યો હતો. ગરમી પણ પડવા લાગી હતી. કંટાળા ભર્યો સમુદ્ર પ્રવાસ પુરો કર્યા પછી અપૂર્વને એ વિચારથી સંતોષ થયો કે પોતે એકાંત ઘરમાં સુસજ્જિત શય્યા પર

હાથ પગ લાંબા કરીને જરા આરામમાં સૂઈ શકશે. સાથે બ્રાહ્મણ રસોઈઓ આવ્યો હતો. હાલદાર કુટુંબમાં ઘણા દિવસથી નોકરી કરી હતી એટલે એનો નિર્દોષ શુદ્ધાચાર કરુણામયી પાસે પ્રમાણિત થઈ ચૂક્યો હતો અને તેથી જ એના જવાથી ઘરમાં પુરેપુરી અગવડ ઉભી થવાનો સંભવ હોવા છતાંય એનો અપૂર્વની સાથે મોકલવાથી કરુણામયીને થોડી ઘણી સાન્ત્વના મળી હતી. માત્ર રસોઈઓ જ નહિ પરંતુ રસોઈના કામની ઘણી ખરી ચીજો—ચોખા, દાળ, ઘી, તેલ, પિસેલા મસાલા, બટાટા, પરવળ સુદ્ધાં સાથે બંધાવવાનું તે ભુલી ન હતી. ભાડુતી ગાડી બાંધીને મદ્રાસી કારકુન પોતાના ઘરે ચાલ્યો ગયો અને સરસામાન વિગેરે લઈને ઓફીસનો પટાવાળો અપૂર્વની સાથે આવ્યો. રાતદિનના એકધારા લાંબા સમુદ્ર પ્રવાસથી છુટકારો મેળવી ગાડીમાં બેસતાં અપૂર્વને આરામ મળતો માલુમ પડ્યો.

પરંતુ દસેક મિનિટ પછી જ્યારે ગાડી પોતાના રહેવાના મકાનની સામે જઈને ઉભી રહી અને પટાવાળાએ જોરથી બૂમો પાડીને ડઝન જેટલાં બરમી કુલીઓ બોલાવી સર્વ ચીજ વસ્તુઓ ઉપર પહોંચાડવાની તૈયારી કરી, ત્યારે પોતાના માટે ત્રીસ રૂપિયાના માસિક ભાડાથી રાખેલાં એ મકાનની સૂરતશકલ જોઈને અપૂર્વ તો દિંગતાઈ જ ગયો. મકાનમાં ન હતી કોઈ તરેહને ખુબસુરતી, અંદર કે બહાર કોઈ ગેલેરી કે બારી બારણું! આંગણું નામે ઓળખાતા ફક્ત જવા આવવાના રસ્તા સિવાય બીજી ક્યાંય પણ કોઈ જગ્યા ન હતી. એક લાકડાની સીડી નીચે રસ્તા પરથી માંડીને તે ત્રીજા માળ સુધી માંડેલી હતી, અને તેય એકદમ સીધી અને અંધારી હતી. એ સીડી કોઈની અંગત ન હતી. ઓછામાં ઓછા છ ભાડુતોને ચઢવા ઉતરવાનો એ એક જાહેર રસ્તો હતો. એ ચઢવા ઉતરવામાં અચાનક જો પગ લપસી જાય તો પહેલાં પત્થરની બાંધેલી પાકી સડક, પછી ઈસ્પીતાલ અને...ત્રીજી દશાનો વિચાર ન કરવો એજ સારો છે. આ ભયંકર સીડીના પગથીઆથી પૂર્ણ પરિચિત થવાને ય કંઈક લાંબો

વખત લાગે તેમ હતું. અપૂર્વ નવો આદમી હતો એથી તે અત્યંત સાવધાનીથી પગ માંડતો માંડતો પટાવાળાની પાછળ પાછળ સીડી ચડવા લાગ્યો. પટાવાળાએ બીજા માળા સુધી ચડી સીડીની પાસેનું એક બારણું ખોલી બતાવ્યું:–" સાહેબ, આ આપના ઓરડા છે."

" આમાં કોણ રહે છે?" પોતાના ઓરડાની ડાબી બાજુનું બંધ બારણું દેખાડી અપૂર્વે પુછ્યું.

" સાંભળ્યું છે કોઈ ચીના સાહેબ રહે છે,"

" અને આની ઉપરના ઓરડામાં કોણ રહે છે?"

" એક કાળા સાહેબને એમાં જોયા છે. મદ્રાસના રહીશ હોય તેમ લાગે છે."

પટાવાળાનો ઉત્તર સાંભળી અપૂર્વ ચૂપ થઈ ગયો. આ થોડીક જ મિનીટોમાં આવતાં વેંત જ ઉપરના અને પડખેના ભાગમાં એ બે અતિ નજીકના પાડોશિયોનો પરિચય પ્રાપ્ત થતાં જ તેના મોંમાંથી ફક્ત એક લાંબો નિસાસો નિકળી ગયો. પોતાના ઓરડામાં દાખલ થયા પછી તો વળી તેનું મન અધિક બગડી ગયું. લાકડાની દીવાલવાળી નાની મોટી ત્રણ ઓરડીઓ જ હતી. એકમાં પાણીનો નળ, નહાવાની જગ્ય, રસોડું વિગેરની અત્યાવશ્યકીય વ્યવસ્થા હતી. વચ્ચે સીડીની પાસેની અંધારી ઓરડી હતી તેને અભિમાનથી બેઠક પણ કહી શકાય તેમ હતું. અને સડકના તરફ ત્રીજી ઓરડી હતી જેને શયનમંદિર પણ કહી શકાય તેમ હતું. બીજી બે ઓરડીઓના મુકાબલે આ ઓરડી સ્વચ્છ, સમવડભરી અને હવાદાર હતી ઓફીસના ખર્ચે આ ઓરડાને પલંગ, ટેબલ અને બે ચાર ખુરશીઓથી સજ્જ કર્યો હતો. સડક તરફ નાની શી અટારી હતી. વખત વીતાવવો મુશ્કેલ થઈ પડે ત્યારે ત્યાં ઉભા રહીને રસ્તે જતાં આવતાં માણસો જોઈ શકાય તેમ હતું, ઓરડાઓમાં હવા ન હતી, અજવાળું ન હતું, એકમાં થઈને બીજામાં જવાતું હતું,...અને એ બધું ય

લાકડાનું બનેલું હતું. દીવાલ લાકડાની, ફરશ પણ લાકડાની, છત લાકડાની, અને સીડી પણ લાકડાની હતી. આગની વાત યાદ આવતાં જ સંદેહ થયો કે આટલો મોટો સર્વાંગ સુંદર લાખાગૃહ પણ રાજા દુર્યોધન પોતાના પાંડવ ભાઇઓ માટે કદાચ નહિ બનાવી શક્યો હોય. એની અંદર-આ દૂર દેશમાં ઘરબાર, ભાઈ ભાંડરૂં અને સગાં-વ્હાલાંઓને છોડીને,–ભાભીઓને છોડીને, માને છોડીને–રહેવું પડશે એ વાતની યાદ આવતાં જ ક્ષણભરમાં અપૂર્વની આંખોમાં આંસુ ભરાઈ આવ્યા. પોતાને સાંભળીને તે થોડીક વાર સુધી અહીં તહીં જોઈ રહ્યો હતો, ત્યાં એક ચીજ દેખી એને વિચાર આવ્યો કે નળમાં હજુ પણ પાણી આવી રહ્યું છે. નહાવાનું અને ખાવાનું બન્નેય થઈ શકે તેમ છે. પટાવાળાએ હિંમત દેતાં જણાવ્યું કે "નકામો ખર્ચ ન કરવામાં આવે તો આ શહેરમાં પાણીની અછત પડતી નથી, કારણ કે દર બે ભાડુતો માટે આ મકાનમાં ઉપર એક એક મોટો પાણીનો હોજ છે. એમાં દિનરાત પાણી આવ્યા કરે છે."

"મહારાજ, માએ સર્વ કાંઈ સાથે તો બંધાવ્યું છે. તમે ન્હાઈ ધોઇ કંઈક બનાવવાની તૈયારી કરો એટલામાં હું પટાવાળા પાસે સર્વ ચીજ વસ્તુઓ ગોઠવી દઉં છું." પટાવાળાના શબ્દોથી હિંમત આવતાં અપૂર્વે રસોઇયાને કહ્યું.

રસોડામાં કોલસા તૈયાર પડયા હતા. ચુલો પાકી ઈંટનો બનાવેલો પણ લીંપ્યા વગરનો હતો. ઝીણી નજરે જોતાં ચુલાની આખાયે પેઢલી પર એઠાંના ડાઘા પડેલાં નજરે પડતા હતા. કોણ જાણે અહીંયા આ અગાઉ કોણ રહી ગયું હશે, કઇ જાત હશે અને શુંયે રાંધ્યું હશે?–આ છેલ્લી વાતનો ખ્યાલ આવતાં જ અપૂર્વને અત્યંત ઘૃણા ઉપજી.

"મહારાજ, આની પર તો રસોઈ બનાવી શકાય તેમ નથી. કોઈ બીજી વ્યવસ્થા કરવી પડશે. સઘડી મળી જાય તો આજનાં

દિવસ એના પર બહારના ઓરડામાં દાળ ભાત બનાવી લેવાય. પણ આ અભાગીઆ દેશમાં એ મળશે કે કેમ એ એક સવાલ છે."

"અહિંયા એનો કોઈ તોટો નથી. પૈસા ખર્ચતાં દસ મિનિટમાં જ એ હાજર કરી શકાય તેમ છે." પટાવાળાએ ઉત્તર આપ્યો. અપૂર્વે તેનો એક રૂપીયો આપીને સઘડી ખરીદી લાવવા મોકલ્યો.

પટાવાળાના બહાર ચાલ્યા પછી મહારાજ રસોઈનો સામાન જુદો પાડીને ગોઠવવા લાગ્યો, અપૂર્વ પણ ટ્રંક–બોક્સ વિગેરેને જાતે જ અહીંથી તહીં ફેરવી બરોબર વ્યવસ્થિત મુકીને ઓરડાને સુસજ્જ કરવા લાગ્યો. લાકડાની વળગણી ઉપર તેણે પોતાના કપડાં-લતા, સૂટ વિગેરે લટકાવી દીધા. બિસ્તરો ખોલી પલંગ પર બિછાવી દીધો ટ્રંકમાંથી એક નવું ટેબલ કલોથ કાઢી ટેબલ પર પાથરી એના પર પુસ્તકો અને લખવાનો સામાન ગોઠવી દીધો. ઉત્તર દિશાની ખુલ્લી બારીના બન્ને બારણાઓને કાગળના ડુચા ભરાવીને પુરેપૂરા ઉઘાડી નાખીને સુવાના ઓરડાને અધિક આલોકિત અને નયનાભિરામ થયેલો માની તેણે પોતાની તાજી બિછાવેલી શય્યા પર ચિતા પડીને એક લાંબો શ્વાસ લીધો. થોડીવાર પછી પટાવાળો લોઢાની સગડી લઇ આવ્યો એટલે એના પર ખીચડી અને જે કાંઇ શાકભાજી બની શકે તે જલ્દીથી બનાવવાની આજ્ઞા આપી અપૂર્વ એકવાર ફરીને બિસ્તરા પર લાંબા થઇને પડયા રહેવાને જઇ રહ્યો હતો ત્યાં તેને એકાએક યાદ આવ્યું કે માએ પોતાના સોગન ખાઇને કહ્યું હતું કે સ્ટીમર પરથી ઉતરીને તુરત જ પહોંચ્યાનો તાર કરી દેજે, એટલે તે જલ્દીથી પહેરણ પહેરી પોતાના પ્રવાસના એક માત્ર કર્ણધાર–ભોમીયા પટાવાળાને સાથે લઇને પોસ્ટ ઓફીસે જવા નીકળ્યો. જતાં જતાં મહારાજને કહી દીધું કે પાછાં ફરતા એક કલાકથી વધુ વાર નહિ લાગે માટે દરમ્યાન બધુંય તૈયાર કરી રાખજો.

આજે કોઈ ખ્રિસ્તી તહેવારની રજા હતી. અપૂર્વ સડકની બન્ને બાજુએ જોતાં જોતાં આગળ જતાં જ સમજી ગયો કે આ દેશી અને વિદેશી સાહેબોનો મહોલ્લો છે. દરેક મકાનમાં વિલાયતી ઉત્સવના કોઈ ને કોઇ ચિહ્ન દેખાઇ રહ્યાં હતાં.

" અહીંના બંગાળી લોકો તો ઘણા છે. તે બધા કયા મહોલ્લામાં રહે છે એની તને ખબર છે ? " અપૂર્વે પટાવાળાને પુછ્યું.

" અહીંયા મહોલ્લો કહેવાનો કંઈ અર્થ નથી. મરજી પડે ત્યાં સૌ રહે છે. પણ હાં, " અફસર " લોકો તો મોટા ભાગે આ ગલીમાં રહેવું પસંદ કરે છે. " પટાવાળાએ પ્રત્યુત્તરમાં જણાવ્યું.

અપૂર્વ પોતે પણ એક "અફસર"જ હતો કારણ કે તે પણ એક મોટી નોકરી કરવાને આ દેશમાં આવ્યો હતો. ચૂસ્ત હિન્દુ હોવા છતાં પણ કોઇ ધર્મની વિરૂદ્ધ તે દ્વેષ રાખતો ન હતો. આમ છતાંય આ રીતે ઉપર નીચે, બન્ને પડખે, ઘરમાં અને બહારમાં ચારે બાજુએથી પોતાને ખ્રિસ્તી પડોશીઓથી ઘેરાયેલો જોઈને તેને બહુજ ખિન્નતા થઈ.

" બીજે ક્યાંય મકાન ભાડે મળી શકતાં નથી ? " અપૂર્વે પટાવાળાને પાછું પુછ્યું.

" તપાસ કરીએ તો મળી શકે પરંતુ આટલા ભાડામાં આવું મકાન મળવું મુશ્કેલ છે. " પટાવાળાને આ બાબતની પુરતી માહિતી ન હતી, તેણે કંઈક વિચાર કરી મનમાં આવ્યો તેવો જવાબ દઈ દીધો.

અપૂર્વે પછી ફરીથી કોઈ વાત ન કરી. પટાવાળાની પાછળ થોડેક દૂર જતાં તે એક બ્રાંચ પોસ્ટ ઓફીસે જઈ પહોંચ્યો. મદ્રાસી તાર માસ્તર એ સમયે ટિફિન માટે ગયો હતો. કલાક સુધી રાહ જોઈને ઉભા રહ્યા પછી એના દર્શન થયાં.

"આજે રજાનો દિવસ છે. ઓફીસ તો બે વાગે જ બંધ થઈ ગઈ છે." તાર માસ્તરે ઘડિયાળ તરફ નજર ફેંકીને કહ્યું.

"એ ભૂલ આપની છે, મારી નથી. હું કલાકથી આપની રાહ જોઈ ઉભો છું."

"નહિ. હું ફક્ત દસ મિનિટ જ અહીંયા ન હતો." તેણે અપૂર્વના ચહેરા તરફ જોઈને કોઈ પણ પ્રકારના સંકોચ વિના કહ્યું.

અપૂર્વે એની સાથે તકરાર કરી, જુઠું બોલે છે એમ કહી એનો તિરસ્કાર કર્યો, રિપોર્ટ કરવાનો ડર બતાવ્યો પણ કંઈ ન થયું. એ તો નિર્વિકાર ચિત્તથી પોતાનું રજીસ્ટર અને કાગળો બરોબર કરવા લાગ્યો. એણે જવાબ આપવાની પણ જરૂરત ન જોઈ. હવે વખત ગુમાવવો વ્યર્થ છે એમ સમજી અપૂર્વ ભૂખ, તરસ અને ક્રોધથી બળતો જળતો મોટી ટેલીગ્રાફ ઓફીસે ગયો ત્યાં ભીડમાં કોઈ પણ રીતે ઘુસી જઈને ઘણીવાર પછી પોતાના નિર્વિઘ્નપણે પહોંચી જવાના સમાચાર માને મોકલી શક્યો ત્યારે દિવસ આથમવાની ઝાઝીવાર ન હતી.

"સાહેબ, મારે બહુજ દૂર જવું છે." આખો દિવસ ભૂખ્યા તરસ્યા રખડપટ્ટી કરવાથી કંટાળી ગયેલા પટાવાળાએ પોતાના ઘરે જવાની રજા માગવાની વિનંતી કરતાં કહ્યું.

અપૂર્વ પણ બહુજ ખિન્ન અને હેરાન થઈ ગયો હતો. પટાવાળાને ઘરે જવાની રજા આપવામાં તેને કોઈ વાંધો ન હતો. પોતાને ખાત્રી હતી કે નંબરવાળી સડકો સીધી અને સમાન હોવાથી મકાન શોધી લેવામાં કોઈ જાતની મુશ્કેલી નડશે નહિ. પટાવાળો રજા મળતાં બીજી ચાલ્યો ગયો અને અપૂર્વ પગે ચાલતો થયો. પોતાની સડકનો નંબર જોતો જોતો છેવટે તે પોતાના મકાન સામે આવી પહોંચ્યો

સીડી પર પગ મૂકતાં જ તેણે જોયું કે બીજા માળે બારણામાં

ઊભો રહીને પોતાનો રસોયો લાકડી પછાડી રહ્યો છે, અને અનર્ગળ બકબકાટ કરી રહ્યો છે. ઉપર ત્રીજા માળ પર પ્રતિપક્ષીની એક વ્યક્તિ પાટલુન પહેરી, ખુલ્લા શરીરે પોતાની ઓરડીના બારણા સામે ઊભો રહીને હિન્દી અને અંગ્રેજીમાં એનો જવાબ દઈ રહ્યો છે અને વચ્ચે વચ્ચે ઘોડાના ચાબુકથી ફડફડ અવાજ કરી રહ્યો છે. મહારાજ—રસોયો એને નીચે બોલાવી રહ્યો છે અને એ મહારાજને ઉપર આવવાનું આહ્વાન આપી રહ્યો છે. સૌજન્યની આપલે જે ભાષામાં ચાલી રહી હતી એ ના કહેવામાં જ સારૂં છે.

સીડીના પહેલાં પગથીયા પર પગ મૂકી અપૂર્વ એમ ને એમ ઊભો રહ્યો. એટલા થોડા અરસામાં જ અંદર શું વાત બની ગઈ હતી અને કેવી રીતે મહારાજે આટલી ઝડપથી પડોશી સાહેબ સાથે આટલી ઘનિષ્ઠતા સ્થાપિત કરી લીધી હતી, એનો તે કંઈ અંદાજ કાઢી શક્યો નહિ. પરંતુ અચાનક જ બન્તેની નજર તેના પર પડી. મહારાજે પોતાના શેઠને જોતાં જ એકવાર ફરીથી જોરપૂર્વક લાકડી ઠોકીને કોણ જાણે કેવું યે એક મધુર સંભાષણ કર્યું અને સાહેબે એનો જવાબ દેતાં ભારે જોરથી ચાબુક ફટકાર્યો. પરંતુ બીજીવાર યુદ્ધ ઘોષિત થવા પહેલાં જ અપૂર્વે જલ્દીથી ઉપર જઈ લાકડી પકડેલા મહારાજના હાથને પકડી લઈ કહ્યું—"મહારાજ આ શું? આજે કાંઈ મગજ ભમી ગયું છે?" આમ કહીને પ્રતિવાદ કરવાનો મોકો ન દેતાં એને જબરદસ્તીથી હડસેલી અંદર લઈ ગયો. અંદર ગયા પછી મહારાજને ભારે ક્રોધ, દુઃખ અને ક્ષોભથી રડવું આવી ગયું.

"આ જુઓ. હરામજાદા સાહેબનું કાળું કામ તો જુઓ." મહારાજે ઓરડાની હાલત બતાવતાં અપૂર્વને કહ્યું.

વાસ્તવમાં ઓરડાની અંદરની હાલત જોઈને અપૂર્વનો થાક અને ઊંઘ; ભૂખ અને તરસ સર્વ એકી સાથે ઊડી ગયા. ગરમાગરમ

ખીચડી હજીયે તપેલીમાં પોતાના બાફ અને મસાલાની સુગંધને ફેલાવી રહી હતી. પરંતુ એની ઉપર, નીચે, આસપાસ ચારે તરફ પાણીની નીક વહી રહી હતી. બીજા ઓરડામાં જઈને જોયું તો પોતાનું તાજું જ પાથરેલું દુધ જેવું સફેદ બિછાનું મેલા પાણીથી તરબોળ થઇ રહ્યું હતું. ખુરશી પર પાણી, પુસ્તકો પર પાણી, બોકસ–ટ્રંક પર પાણી. સર્વ તરફ પાણી ને પાણી જ પડયું હતું. અને તે એટલે સુધી કે એક ખુણામાં વળગણી પણ બચી શકી ન હતી. તેના કિંમતી નવા સૂટ પર પણ મેલા પાણીના ડાઘ લાગી ગયા હતા.

"આમ કેમ થયું?" અપૂર્વે શ્વાસ રોકીને પૂછયું.

"એ સાલા સાહેબનું કામ છે. આ જુઓ." મહારાજે આંગળીથી ઉપરની છત દેખાડતાં કહ્યું.

વાસ્તવમાં લાકડાના પાટીઆની છતનાં સાંધામાંથી હજીયે ટેકાણે ટેકાણે મેલું પાણી ટપકી રહ્યું હતું મહારાજે એ દુર્ઘટનાનું જે વર્ણન કર્યું એનું સંક્ષિપ્તરૂપ આ પ્રકારનું હતું.

અપૂર્વના બહાર ગયા પછી થોડીક મિનીટોમાં સાહેબ મકાનમાં આવ્યો. આજે ખ્રિસ્તીઓના તહેવારનો દિવસ હતો. અને જ્યાં સુધી સંભવ હોય ત્યાં સુધી ઉત્સવને ઘોર બનાવવાના ઉદ્દેશથી ને "ઘોર" થઇને આવ્યો હતો. પહેલાં ગીત અને પછી નૃત્ય શરૂ થયું અને થઈ રહ્યું કે મહારાજને શંકા ઉપજવા લાગી કે પાટીઆની છત કદાચ સાહેબના એટલો ભારે આનંદ ન સંભાળી શકશે અને બધું ય પોતાના માથા પર તૂટી પડશે. આટલી વાર તો તેણે સહી લીધું પણ રસોઈની પાસે જ જ્યારે ઉપરથી પાણી પડવા માંડયું ત્યારે બધી યે ચીજ બગડશે એવો ડર ખાઈને મહારાજે બહાર નીકળી એનો પ્રતિવાદ કર્યો પણ સાહેબ, પછી ભલે તે કાળો હો કે ધોળો, દેશી આદમીની આ બેઅદબીને સહન ન કરી શકયો, તે ઉત્તેજીત થઈ ગયો અને ક્ષણભરમાં એ ઉત્તેજના એવા પ્રચંડ ક્રોધમાં પરિણત

થઈ ગઈ કે તેણે પોતાના ઓરડામાં જઈ બાલ્દી ભરી ભરીને પાણી ઢોળવું શરૂ કરી દીધું. એ પછી જે કંઈ બન્યું એ કહેવાની કાંઈ જરૂરત નથી. અપૂર્વે પોતે પણ થોડું ઘણું પોતાની આંખોએ જોઈ લીધું હતું.

“ સાહેબના ઓરડામાં શું બીજું કોઇ નથી ? ” અપૂર્વ થોડી-વાર સ્તબ્ધ થઈ ઉભો રહ્યા પછી બોલ્યો.

“ શી ખબર ? કદાચ કોઈ હશે. કોઈ એક મદમસ્ત એ સાલા સાથે હાથ પગ પછાડી લડી રહ્યું હતું. ” કહી મહારાજ ખીચડીની તપેલી તરફ કરૂણ દૃષ્ટિએ જોવા લાગ્યો. અપૂર્વ એનો અર્થ સમજી ગયો.

અપૂર્વ ચુપચાપ બેસી રહ્યો. થવાનું હતું તે થઈ ચૂક્યું હતું. હવે કોઈ નવો ઉપદ્રવ ન હતો. ઉત્સવના આનંદથી વિહ્વળ બનેલા સાહેબે નવા ઉધામાનું કોઈ લક્ષણ દેખાડ્યું નહિ. કદાચ હવે તેણે જમીન અખત્યાર કરી લીધી હશે. ફક્ત નેટિવ મહારાજ હજુ સુધી તેને માફ કરી શક્યો ન હતો. તેનો અસ્ફુટ ઉચ્છ્વાસ વચ્ચે વચ્ચે સંભળાઈ આવતો હતો.

“ મહારાજ, જ્યારે ભગવાન વિરૂદ્ધ થાય છે ત્યારે આ પ્રમાણે મોંનો કોળિયો છીનવાઈ જાય છે. ” અપૂર્વે હસવાની કોશિશ કરતા કહેવા માંડ્યું. “ આવો, આપણે સમજી લઈએ કે આજ પણ સ્ટીમર પર જ છીએ. ચિવડો, સુખડી, સંદેશ જે કંઈ વધ્યું હોય એથી રાત કોઈ રીતે કાઢી નાખશું કેમ ? ”

માથું હલાવી સમ્મતિ આપી ખીચડીની તપેલી તરફ ફરી એકવાર સતૃષ્ણ દૃષ્ટિએ જોઈ મહારાજ ચિવડો, સુખડી લેવા ઉભો થયો. સૌભાગ્ય એ વાતનું હતું કે ખાવા પીવાની ચીજની પેટી ઘરમાં આવતાં જ રસોડાના એક ખુણામાં મુકી દેવાઈ હતી અને

ત્યાંથી હટાવી ન હતી. ખ્રિસ્તીના પાણીએ ફક્ત એ ચીજને જ અભડાવી ન હતી.

"બાબુજી, અહીંયા રહી શકાશે નહિ." ફળાકારનો સામાન તૈયાર કરતાં મહારાજે રસોડામાંથી કહ્યું.

"કદાચ નહિ." અપૂર્વે અન્યમનસ્ક ભાવે કહ્યું.

મહારાજ હાલદાર કુટુંબનો જુનો રસોયો હતો. વિદાય થતી વખતે માએ એને હાથ ઝાલીને જે વાતો કહી હતી એ વાતો યાદ આવતાં ઉદ્વિગ્ન કંઠથી બોલી ઉઠયો.

"નહિ બાબુજી, આ ઘરમાં હવે એક દિવસ પણ રહેવું નથી. ગુસ્સામાં આવી મેં સારું કામ નથી કર્યું. સાહેબને મેં નાહક ગાળો ભાંડી છે."

"હા, ગાળો ભાંડવાના બદલે એને મારવો જોઈતો હતો."

મહારાજના મગજમાં ક્રોધને બદલે સુબુદ્ધિનો ઉદય થઈ રહ્યો હતો.

"નહિ બાબુ, એ લોક ગમે તેવા હોય પણ સાહેબ છે. આપણે છેવટે તો હિન્દુસ્તાની છીએ."

અપૂર્વ મહારાજનું બોલવું સાંભળી ચુપ રહ્યો.

"ઓફીસના પટાવાળાને કહીને કાલે સવારે જ અહીંયાથી બીજે ક્યાંય નહિ જઈ શકાય? મારી સમજ મુજબ તો ચાલ્યા જવું એ જ સારું છે." મહારાજે હિંમત લાવી ફરીથી પૂછ્યું.

"બરાબર છે. કહી જોઈશું." અપૂર્વે કહ્યું, પણ તેણે મનમાં ને મનમાં સમજી લીધું કે મહારાજમાં સાહેબની પ્રતિ દેશી આદમીની કર્તવ્ય બુદ્ધિ આટલીવારમાં જ જાગૃત થઈ છે. દુર્જનની વિરૂદ્ધ હવે એને કોઈ ફરિયાદ નહોતી રહી બલ્કે સમય બરબાદ ન કરતાં ચુપચાપ ચલાવ્યા કરવું એજ પોતાનું કર્તવ્ય છે એમ તેણે

નક્કી કરી લીધુ છે.

"એમ જ કરશું. જમવાનો કાંઈ બંદોબસ્ત કરો."

"જલ્દી કરું છું બાબુ" કહેતો જ તે કંઈક નિશ્ચિંત બની પોતાના કામમાં લાગી ગયો. પરંતુ એ એક વાતના સુત્રથી એ ઉપરવાળા ફિરંગીના દુર્વ્યવહારની યાદ આવતા અપૂર્વનું સંપૂર્ણ ચિત્ત ભારે ક્રોધથી જળી ઉઠયું. તેણે વિચાર્યું:—આ તો ફક્ત મારા અને દાઢીયાની વચ્ચેનો જ પ્રશ્ન નથી. સર્વ કોઈ હમેશાં આ પ્રકારનું લાંછન સહન કર્યા કરે છે, અને એથી તો એની સ્પર્ધા દિન પ્રતિ દિન પુષ્ટ અને ગંઠીત થઈ આજ એવી આકાશ ભેદી થઈ રહી છે કે આપણા પ્રતિ થનારા અન્યાયનો ધિક્કાર એ ઉંચા શિખર સુધી પહોંચી જ નથી શકતો! ચૂપચાપ અને વિના વિચારે સહી લેવાને જ આપણા લોકો કર્તવ્ય સમજી બેઠા છે, એથી તો એનો લાત મારવાનો અધિકાર આટલો દૃઢ અને ઉગ્ર થઈ રહ્યો છે, એથી તો આજે મારો નોકર જલ્દીથી ભાગી જઈને આત્મ-રક્ષણ કરવાનો ઉપદેશ દઈ રહ્યો છે. હાય, લાજ–શરમનો પ્રશ્ન સુદ્ધાંય એના મનમાં ન ઉદ્‌ભવ્યો!

મહારાજ બિચારો રસોડામાં બેસીને જતનથી શેઠ માટે ચિવડો સુખડી વિગેરે ફલાહાર તૈયાર કરી રહ્યો હતો. તે જાણી પણ ન શકયો કે કયારે એનો શેઠ લાકડી લઈને ધીમા પગલે સીડી ચઢીને ઉપર ગયો છે

ત્રીજા માળ પર સાહેબનું બારણું બંધ હતું. એ બંધ દરવાજા પર તે ધકકા મારવા લાગ્યો. "કોણ છે?" થોડીવાર પછી એક ભયભીત નારી–કંઠથી અંગ્રેજીમાં જવાબ આવ્યો. "હું નીચે રહેવા-વાળો છું એ આદમીને એક વાર હું જોવા માગુ છું" અપૂર્વે કહ્યું.

"શા માટે?"

"એને દેખાડવા માગું છું કે એણે મારૂં કેટલું નુકશાન કર્યું છે! એનું ભાગ્ય સારૂં હતું કે હું ઘરે ન હતો."

"એ સુઈ ગયા છે."

"ઉઠાડો. આ સુવાનો વખત નથી. રાતે સુવે, હું એને રોકવા નહિ આવું. પરંતુ અત્યારે એના મોંનો જવાબ સાંભળ્યા વગર હું અહીંયાથી એક પગલું પણ નહિ હઠું." અપૂર્વે મર્દના અવાજે કહ્યું. ઇચ્છા ન હોવા છતાં ય તે પોતાની હાથમાંની લાકડીને સીડી પર પછાડી જોરથી અવાજ કરી બેઠો, પરંતુ ન તો બારણું ખુલ્યું કે ન તો કોઈ જવાબ મળ્યો.

"હું કોઈ રીતે પાછો જઈશ નહિ. એને બહાર નીકળવાનું કહો." એક બે મિનિટ ચુપ રહી અપૂર્વે ફરીથી મોટેથી બુમ મારી કહ્યું.

ઓરડાની અંદરથી જે વાત કરી રહી હતી, તે હવે બારણાની બહુ જ પાસે આવી નમ્ર અને અત્યંત મૃદુકંઠથી બોલીઃ—

"હું એમની પુત્રી છું. પિતાજીની વતી આપની ક્ષમા માગું છું. એમણે જે કાંઈ કર્યું છે એ બેહોશ હાલતમાં કર્યું છે. આપ મારા પર વિશ્વાસ રાખજો કે આપને જેટલું નુકશાન થયું છે તેનો કાલે અમે યથાયોગ્ય બદલો વાળી દઈશું."

એ છોકરીના કોમળ સ્વરથી અપૂર્વ નરમ પડી ગયો પરંતુ તેનો ગુસ્સો ઓછો ન થયો.

"એણે જંગલીની માફક મારૂં ઘણું નુકસાન કર્યું છે. હું જરૂર પરદેશી છું, પણ આશા રાખું છું કે કાલે સવારે એ પોતે મને મળીને આનો ફેંસલો કરવાની કોશિશ કરશે."

"વારૂ. આપની માફક અમે પણ અહીંયા નવા છીએ. કાલે સાંજે જ અમે મૌલમીનથી અહીંયા આવ્યા છીએ." એ છોકરીએ કહ્યું.

અપૂર્વ કાંઈ ન બોલતાં આસ્તેથી નીચે ઉતરી ગયો. ઘરમાં જઇને જોયું તો હજુ મહારાજ ભોજનની તૈયારી કરવામાં જ ગુંચાયેલો જણાયો. આટલી વાત થઈ ગઈ એની એને કાંઈ ખબર જ ન પડી.

થોડુંક જમી લઈને અપૂર્વ પોતાના સુવાના ઓરડામાં આવી ભીંજેલી પથારી નીચે ફેંકી દઈ રાતની રાત કોઈ રીતે બિસ્તરો બનાવીને પડયો રહ્યો. જ્યારથી વિદેશની ધરતી પર એણે પગ મુકયો છે ત્યારથી તેની હાનિ, હેરાની અને વિપત્તિની સીમા રહી ન હતી. એ માલુમ પડતુ ન હતું કે આ પ્રવાસમાં પોતાના પર શું શું વીતશે અને ક્યાં જવાથી શું પરિણામ આવશે. આ સુખ–શાંતિહીન ઉદ્વિગ્ન ચિંતાની સાથેસાથ એક વાતની વળી તેને યાદ આવી રહી હતી. એ અપરિચિત્ યુવતી કોણ હતી? એ સામે આવી નહિ એટલે એ દેખાવમાં કેવી હતી, કેટલી ઉંમર હતી, કેવા સ્વભાવની હતી, એનું તે કાંઇ અનુમાન કરી શકયો નહિ. ફક્ત એટલું જ જાણી શકયો કે એના અંગ્રેજી ઉચ્ચારણ અંગ્રેજો જેવા ન હતા. કાં તો તે મદ્રાસી હશે, નહીં તો ગોવાનીઝ કે કોઈ બીજી હશે. પરંતુ ગમે તે હો તે પોતાને ખ્રિસ્તી ધર્માવલંબી રાજાની જાતવાળા પોતાના પિતાની જેવી ઉદ્ધત અને અત્યંત અભિમાની ન હતી. તે પોતાના પિતાના અન્યાય માટે લજ્જિત હતી. એની ભયભીત અને વિનીત કંઠની ક્ષમા-પ્રાર્થના અપૂર્વના પૌરૂષ તીવ્ર અભિમાનની સાથે બેસુરી વાગવા લાગી. સ્વભાવતઃ તે ઉગ્ર પ્રકૃતિનો ન હતો. કોઇને પણ કડવી વાત કહેવામાં તેને સંકોચ થતો હતો. ખાસ કરીને મહારાજના વર્ણનથી સામંજસ્ય મેળવતા જ્યારે તેને માલુમ પડયું કે આ છોકરીએ જ પોતાના દારૂડીયા અને દુરાચારી પિતાને રોકવાની ચુપચાપ હૃદય-પૂર્વકની કોશિશ કરી હશે ત્યારે તેને પશ્ચાતાપની સાથે એવું લાગ્યું કે આજે ચૂપ રહી જવું જ સારૂં હતું. જે થવાનું હતું તે તો થઈ

ચૂક્યું હતું. ક્રોધના આવેશમાં ઉપર જઈ એ વાતો ન બોલ્યો હોત તોજ ઠીક હતું.

બીજા ઓરડામાંથી મહારાજના વાસણ માંજવાનો અવાજ સંભળાઈ રહ્યો હતો. એકદમ એ અવાજ બંધ પડયો અને બીજી જ ક્ષણે મહારાજનો અવાજ સંભળાયોઃ "કોણ ?"

અપૂર્વ ચોંકી ઉઠયો પણ તેને જવાબ સંભળાયો નહિ, પણ એના બદલે મહારાજનો પ્રબળ કંઠસ્વર જ તેના કાને પડયો. તે પોતાની ભાષામાં કહી રહ્યો હતો કેઃ "નહિ નહિ, મેમ સાહેબ, આ બધું તમે લઈ જાઓ. બાબુજીનું ખાવું પીવું થઈ ચૂક્યું છે. આને અમે લોક અડકતા નથી."

અપૂર્વ ઉઠીને બેઠો થઈ ગયો અને કાન ઉંચા કરીને તેણે એ ખ્રિસ્તી છોકરીનો કંઠ સ્વર પિછાણી લીધો પણ કંઈ વાત સમજી શક્યો નહિ. મહારાજે એને સમજાવી દીધી અને પુછયું કે "તમને કોણે કહ્યું કે અમે કંઈ ખાધું પીધું નથી? બધુંય પતી ગયું. આ બધું તમે જોઇ જાઓ. બાબુ સાંભળશે તો ગુસ્સે થશે."

"શું છે મહારાજ?" અપૂર્વ ચુપચાપ ઉભો થઈ સામે આવી બોલ્યો.

છોકરી બારણા પાસે ઉભી હતી, તે ત્યારે તુરત હઠી ગઇ. હજુ હમણાંજ સાંજ પડી હતી, બત્તી થઇ નહોતી, સીડીની તરફથી અંધકારની એક છાયા પડી રહી હતી એટલે છોકરી બિલકુલ સ્પષ્ટ ન દેખાવા છતાંય ઓળખાઇ ગઈ. એનો રંગ અંગ્રેજોના જેવો સફેદ ન હતો છતાંય ખૂબ ગોરી હતી. ઉંમર ઓગણીસ-વીસ કે એથી થોડીક વધુ હોય એમ લાગતું હતું, અને જરા કંઈક લાંબી હોવાથી કંઈક દુબળી પણ દેખાતી હતી. ઉપરના હોઠની નીચે સામેના બે દાંત જરા ઉંચા ન હોત તો ચહેરો કદાચ સુંદર લાગત. પગમાં સ્લીપર હતા અને શરીર પર કિંમતી મદ્રાસી સાડી કદાચ

તહેવાર હોવાથી પહેરી હતી. આમ છતાંય એનો રંગ બંગાલી અને પારસીઓ જેવો હતો, નારંગી, દાડમ અને દ્રાક્ષ ભરેલી એક જાપાની ફુલદાની જમીન પર પડી હતી.

"આ બધું શા માટે?" અપૂર્વે પુછ્યું.

"આજે અમારા લોકોનો તહેવારનો દિવસ છે એટલે મોકલેલ છે. વળી આજે આપનું ખાવું પીવું પણ નથી થયું." છોકરીએ બહારથી અંગ્રેજીમાં આસ્તેથી જવાબ દીધો.

"તમારા માને મારા તરફથી ઉપકાર જણાવજો. અમે તો ખાધું પીધું છે."

એ છોકરી ચુપ રહી.

"અમે ખાધું પીધું નથી એ વાત એમને કોણે કહી?" અપૂર્વે પુછ્યું.

"આ વાત પર પહેલા ઝઘડો થયો હતો. એ સિવાય મને માલુમ છે." છોકરીએ લજ્જિત સ્વરે કહ્યું.

"મારા વતી એમનો ઘણો ઉપકાર માનજો. પરંતુ સાચેસાચ અમે ખાઇ લીધું છે." અપૂર્વે માથું હલાવી કહ્યું.

"એ તો ઠીક છે, પણ બરોબર નથી ખાધું. આ તો બજાર ફળ છે એમાં કાંઈ વાંધો નહિ" છોકરી એક ક્ષણ મૌન રહી બોલી.

અપૂર્વ સમજી ગયો કે પોતાને શાંત કરવા માટે એ અપરિચિત છોકરીને ઉદ્વેગનો પાર ન હતો. થોડીવાર પહેલાં તે લાકડી અને ગળાના અવાજથી પોતાના મિજાજનો જે પરિચય આપી આવ્યો હતો, એથી કાલ સવારે શું થશે એ વિચારી પોતાને પ્રસન્ન કરવા માટે આ ભેટ લઈ એ અહીંયા આવી ઉભી છે.

"નહિ, એમાં કાંઈ વાંધો નથી" એ સહૃદય કંઠથી બોલી. મહારાજ સામે નજર રાખીને એ બોલી:—"બજારના ફળ છે. એ

લેવામાં શું વાંધો છે મહારાજ ?"

મહારાજ એ છોકરીના બોલવાથી ખુશી ન થયો.

"બજારના ફળ છે તો બજારમાંથી લઇ આવવાથી જ કામમાં આવે. આજ રાતે અમને જરૂર પણ નથી અને માએ મને આ બધી વાતો માટે વારંવાર મનાઇ કરી છે. મેમ સાહેબ, આ બધું તમે પાછું લઈ જાઓ—અમને એનો જરૂર નથી." મહારાજે કહ્યું:

માએ મનાઈ કરી છે, યા કરી શકે છે એમાં કંઈ અસંભવ ન હતો. વળી એ પણ બરોબર છે કે તે ઘણા દિવસના પોતાના જુના અને વિશ્વાસુ નોકર-મહારાજને આ સર્વ વાતમાં વિદેશ માટે પોતાના વાલી તરીકે નીમી શકે છે પરંતુ એ દિવસે ચાલતી વખતે તે માને જે વચન આપી આવ્યો છે એનું સ્મરણ કરી તેણે મનમાં ને મનમાં કહ્યું:—માત્ર માની જ આજ્ઞા નથી, હું પણ આ સત્ય પાલન કરવાની પ્રતિજ્ઞા લઈને જ આવ્યો છું. પરંતુ વળી આ સંકુચિત લજ્જિત અને અપરિચિત તરૂણીની, જે પોતાને પ્રસન્ન કરવા માટે ડરતી ડરતી બારણે આવી હતી તેની ઉપહારની એ મામુલી ચીજોને અસ્પૃસ્ય સમજીને અપમાનિત કરી પાછી મોકલવી એ એને "સત્ય" લાગ્યું નહિ. પરંતુ એ વાત તે મોં ખોલીને કહી ન શકયો. તે મૌનજ રહ્યો.

"આને અમે નહિ અડકીએ, મેમ સાહેબ, એ લઈ જાઓ એટલે હું એ જગ્યા ધોઇ નાખું." મહારાજે કહ્યું.

છોકરી થોડીક વાર સુધી ચુપચાપ ઉભી રહી, પછી હાથ લંબાવી ફળદાની ઉચકી લઈને ધીરેથી ચાલી ગઈ.

"લઈ તો લેવું હતું ભલા આદમી! પછી ભલે ન ખાત, લઈને પછી છાનુ માનું ફેંકી પણ દઈ શકતો હતો." અપૂર્વે દબાયેલા રૂખ સ્વરે કહ્યું.

"લઇને ફેંકી દેવા? એમ બગાડવામાં ફાયદો શું બાણુ?" મહારાજે આશ્ચર્યચકિત થઈ કહ્યું.

"શું ફાયદો બાણુ! મૂર્ખ, ગમાર!" એમ કહી અપૂર્વ સૂવા ચાલ્યો ગયો. બિસ્તરા પર પડતા પહેલાં તો મહારાજ પર એટલો ગુસ્સો આવ્યો કે એનું આખુંયે અંગ જળવા લાગ્યું, પરંતુ જેમ જેમ તે એનો એક પછી એક વિચાર કરવા લાગ્યો તેમ તેમ તેને માલુમ થવા લાગ્યું કે એમ હું કરી શકત નહિ. પરંતુ એ સારૂં જ થયું કે એણે સાફ કહીને પાછા વાળી દીધા. એકાએક તેને પોતાના મોટા મામાની વાત યાદ આવી. એ સદાચારી નિષ્ઠાવાન બ્રાહ્મણ પંડિતે એક દિવસ પોતાના ઘરે જમવાનો અસ્વીકાર કર્યો હતો. તેમને સ્વીકાર કરાવવાનો કોઈ ઉપાય જ નથી એ કરૂણામયી જાણતી હતી, આમ છતાં પતિના માટે તેણે એક તરકીબ શોધી કાઢી. પરંતુ એ ગરીબ બ્રાહ્મણે એ પર હસી કહ્યું:—"નહિ બ્હેન, એમ નહિ બની શકે. હાલદાર સાહેબ ગુસ્સાવાળા આદમી છે, આ અપમાન તે સહન કરી શકે અને તારે પણ એનો ભોગ થવું પડશે. મારા ગુરૂદેવ તો એમ કહ્યા કરતા હતા કે મુરારી, સત્યપાલન કરવામાં દુઃખ છે. એના કષ્ટ અને આઘાતમાંથી કોઈને કોઈ દિવસ બચી પણ શકાય છે પરંતુ વંચના અને પ્રતારણાના મીઠા માર્ગે કદી ન ફરતો. એથી તો આ સારૂં છે બ્હેન કે હું ખાધા પીધા વગર જ ચાલ્યો જાઉં." કરૂણામયી પર ઘણીયે વાર આવા આવા અનેક દુઃખો પડી ચૂક્યા છે પરંતુ તેણે કદીયે કોઈપણ દિવસ ભાઈને દોષ દીધો નથી. એ વાતને યાદ કરી અપૂર્વ મનમાં ને મનમાં કહેવા લાગ્યો:—"એ સારૂં જ થયું છે. મહારાજે ઠીક જ કર્યું છે."

☆

# ૩

હમેશાં સવારે એક આંટો બજારમાં ફરી આવવાનો અપૂર્વે મનમાં ને મનમાં વિચાર કર્યો. મ્લેચ્છાચારની બદનામી સમુદ્રની પેલી પાર માના કાન સુધી જઈ પહોંચી હતી એટલે એનો કેવળ અસ્વીકાર કરવાથી જ પતે તેમ ન હતું, પણ માનવી જ પડે તેમ હતું. હિન્દુત્વની ધ્વજા બાંધી તે કાંઈ એકલો જ કાળું પાણી ઉતરી અહીંયા આવ્યો ન હતો. સાચા હિન્દુઓ પણ અહીંયા રહેતા હશે કે જેઓ નોકરીની ગરજ અને શાસ્ત્રના અનુશાસન એ બે વચ્ચેનો માર્ગ પોતાની પહેલાં જ આવિષ્કાર કરીને ધર્મ અને અર્થના વિરોધ મિટાવી દેતા વાસ કરી રહ્યા હશે. એ સુગમ માર્ગની શોધને માટે તેમનાથી પરિચિત થવું આવશ્યક છે અને વિદેશમાં ઘનિષ્ટતા સ્થાપિત કરવા માટે બજાર સિવાય એવો સુયોગ બીજે ક્યાં મળી શકે તેમ હતું ? વાસ્તવમાં પોતાના કાને સાંભળી અને આંખોથી દેખી આ વાતનો નિર્ણય કરવો આવશ્યક છે કે માની આજ્ઞાની વિરુદ્ધ આચરણ ન કરવા છતાંય આ દેશમાં ખરેખર રહી શકાય છે કે નહિ. પરંતુ તે બહાર નીકળી શક્યો નહિ કારણ કે ઉપર રહેતો સાહેબ ક્યારે ક્ષમા માગવા આવશે એનું કાંઈ ઠેકાણું ન હતું. એ આવશે એમાં તો કોઈ સંદેહ ન હતો. એક તો એણે શુદ્ધ બુદ્ધમાં રહી ઉપદ્રવ કર્યો નથી, અને બીજું આજે જ્યારે એનો નશો ઉતરી જશે ત્યારે સ્ત્રી અને કન્યા એને કોઈ પણ રીતે છોડશે નહિ. કારણ કે એના મોંનો અનુચ્ચારિત ઇશારો એણે કાલે જ કબુલ કરી લીધો હતો. ઊંઘમાંથી ઉઠીને સવારે બેઠો થયો ત્યારથી એ છોકરી તેને કઈવાર યાદ આવી હતી. નિદ્રિત અવસ્થામાં પણ એની ભદ્રતા, એની સજ્જનતા, એનો વિનમ્ર કંઠસ્વર જાણે અપૂર્વના કાનમાં એક અજ્ઞાત

સ્વરની લહર પેદા કરી રહ્યો હતો. દારૂડીયા પિતાના દુરાચારથી જેમ એ છોકરીની શરમની કોઈ હદ નહોતી રહી તેમ મહારાજની રૂક્ષતાથી અપૂર્વ પોતે પણ શરમીન્દા થયા વગર રહી શક્યો નહિ. બીજાના અપરાધથી અપરાધી બની એ બે અપરિચિત મનોમાં લગભગ એક તરેહની સમવેદનાનું સૂક્ષ્મ સૂત્ર હતું, જેનો કહ્યા વગર અસ્વીકાર કરવામાં અપૂર્વનું મન સાક્ષી દેતું ન હતું. એકાએક માથા ઉપરના પાડોસીઓના જમવાનો શબ્દ નીચે આવ્યો અને પ્રત્યેક બૂટના અવાજ સંભળાતા તે આશા કરવા લાગ્યો કે હમણાં સાહેબ નીચે ઉતરી પોતાના બારણાં પર આવી ઉભો રહેશે. પોતે ક્ષમા આપશે એ સત્ય હતું પરંતુ તેને ફીકર એ વાતની હતી કે ગઈ કાલની બિભત્સતા શું કરવાથી સહજ અને સાધારણ થઇ શકશે અને મન દુઃખનો ડાઘ ધોઈ શકાશે પરંતુ માફી માગવાનો સમય ચાલ્યો જવા લાગ્યો. ઉપર નાના મોટા પગ પડતાં સાહેબના બુટનો અવાજ ક્રમશઃ સાફ સંભળાવા લાગ્યો. એથી તેને એના પગના જોર અને શરીરના ભારનો તો પરિચય થયો પણ દીનતાના કોઈ લક્ષણ પ્રકટ થયાં નહિ આ પ્રમાણે આશા અને ઉદ્વેગથી પ્રતીક્ષા કરતાં કરતાં ઘડીયાળમાં જ્યારે નવ વાગી ગયા અને નવી ઑફીસમાં જવાની તૈયારી કરવાનો સમય જ્યારે લગભગ થવા આવ્યો ત્યારે સંભળાયું કે સાહેબે નીચે ઉતરવું શરૂ કર્યું છે. એની પછી વળી બે માણસોના પગનો અવાજ અપૂર્વે કાન માંડી સાંભળ્યો એ પછી થોડીકજ વારમાં તેના બારણાનું કડું જોરથી ખખડવા માંડયું અને રસોડામાંથી દોડતાં જઈ મહારાજે ખબર આપીઃ—"બાબુજી, કાલવાળો સાહેબ સાળો આવી કડું ખખડાવી રહ્યો છે" એના અવાજથી અંદરની ઉત્તેજના છુપી ન રહી.

"બારણું ઉઘાડી એને અંદર આવવાનું કહે" અપૂર્વે મહારાજને કહ્યું.

મહારાજે બારણું ઉઘાડતાં જ અપૂર્વને અત્યંત ગંભીર ગળાનો અવાજ સંભળાયોઃ—"એ ઇ, તુમારા સાહબ કિદર ?"

મહારાજે ઉત્તરમાં શું કહ્યું એ બરાબર સંભળાયું નહિ. સંભવ છે કે સન્માનની સાથે સ્વાગત કર્યું હશે, પરંતુ પ્રત્યુત્તરમાં સાહેબનો અવાજ સીડીના પાટીયાં સાથે અથડાઇ જાણે હુંકાર દઈ રહ્યો.

" બુલાઓ ! "

ઓરડાની અંદર અપૂર્વ ચોંકી પડ્યો બાપરે ! આ કેવો અનુતાપનો સ્વર છે ! એક વાર તેણે વિચાર્યું કે સાહેબે સવારે ઉઠતાં જ દારૂ પીધો લાગે છે અને તેથી જ આ સમયે જવું કે નહિ ? પણ કંઈ વધુ વિચારે તે પહેલાં જ ફરી હુકમ થયો: " બુલાઓ જલ્દી ! "

અપૂર્વ ધીરે ધીરે પાસે જઇ ઉભો રહ્યો. સાહેબે ક્ષણભર તેને નીચેથી ઉપર સુધી એક નજરે જોઇ અંગ્રેજીમાં પુછ્યું: " તું અંગ્રેજી જાણે છે ? "

" જાણું છું. "

" મારા સુઈ ગયા પછી કાલ તું મારે ત્યાં ઉપર ગયો હતો ?"

" હા. "

" ઠીક છે. લાકડી ઠોકી હતી ? અધિકાર વગર પ્રવેશ કરવા માટે બારણું તોડવાની કોશિશ કરી હતી ? " સાહેબે કહ્યું.

અપૂર્વ આશ્ચર્યથી દંગ થઈ ગયો.

" કમનસીબે બારણું જો ઉઘડી ગયું હોત તો તું મારા ઘરમાં ઘુસી જઈ મારી સ્ત્રી કે દીકરી પર હુમલો કરત ! આટલા માટે જ હું જાગ્યો ત્યાં સુધી તું ન આવ્યો ! "

" તું તો સુઈ ગયો હતો. તેં આ બધી વાત સાંભળી કેવી રીતે ? " અપૂર્વે આસ્તેથી કહ્યું.

" મારી દીકરી પાસેથી મેં બધુંય સાંભળ્યું છે, એને તેં ગાળો પણ ભાંડી છે. આટલું કહી એણે પાસે ઉભેલી છોકરીની તરફ આંગળીથી ઇશારો કર્યો. એ એજ છોકરી હતી. જે કાલ રાતે ફળ

દેવા આવી હતી. પણ કાલે અપૂર્વ એને બરાબર દેખી શક્યો ન હતો અને આજ પણ સાહેબના વિશાળ દેહની આડમાં એની સાડીની કિનારી સિવાય બીજું કંઈ દેખાયું નહિ. એણે માથું હલાવી સમર્થન કર્યું કે નહિ એ સમજવામાં ન આવ્યું, પણ એટલું તો સાફ સમજવામાં આવી ગયું કે એ લોક સાધારણ આદમી નહોતા. આખીયે ઘટનાને જાણી બુઝીને વિકૃત અને બિલકુલ ઉલટી બનાવી દેવાની એ કોશિશ કરી રહ્યો છે એટલે અત્યંત સાવધાન થવાની જરૂર છે.

"હું જાગતો હોત તો તને હું લાત મારીને સડક પર ફેંકી દેત અને મોંમાં એક પણ દાંત સાબુત રહેવા ન દેત! એ મોકો હાથથી ગયો પણ હવે તો પોલીસના હાથે જેટલું થઈ શકે એથી સંતુષ્ટ થવું પડશે. અમે જઇએ છીએ, તું એના માટે તૈયાર રહેજે."

"બહુ સારું" અપૂર્વે માથું હલાવી કહ્યું પણ તેનો ચહેરો એકદમ ઉતરી ગયો.

સાહેબે છોકરીનો હાથ પકડી કહ્યું, "ચાલો" અને ઉતરતા ઉતરતા કહ્યું "કાવર્ડ! અરક્ષિત સ્ત્રીઓ પર હુમલો કરવાની કોશિશ! હું તને એવો પાઠ શિખવાડીશ કે તું જીંદગીભર નહિ ભુલે."

મહારાજ ઓરડાની અંદર ઉભો રહી બધુંય સાંભળી રહ્યો હતો. એ લોકોના ચાલ્યા જતાં જ રોતી સુરત કરી એ બોલ્યોઃ— "હવે શું થશે, છોટા બાબુ?"

"થશે શું?" અપૂર્વે આ મામલાને તુચ્છ ગણી કાઢતાં કહ્યું: પરંતુ તેના ચહેરાએ તો બીજી વાત કહી. મહારાજ એ સમજી ગયો ને બોલ્યો.

"મેં તો ત્યારે પણ કહ્યું હતું બાબુ કે જે થવાનું હતું તે થઈ ચૂક્યું, હવે એને છેડવાની જરૂર નથી. આ લોક તો બધા સાહેબ–મેમ ઠર્યાં!"

"સાહેબ–મેમ છે તો શું થયું?"

" પોલીસ થાણે ગયા લાગે છે ?"

" ગયા તો શું થયું ?"

મહારાજ વ્યાકુળ બની ગયો.

" મોટા બાબુને એક તાર કરી દો છોટા બાબુ, ભલે એ આવી જાય." મહારાજે પોતાના હૃદયનો ગભરાટ વ્યક્ત કરતાં કહ્યું.

" તું પાગલ નથી થઈ ગયો મહારાજ! જા જઈને જો, ત્યાં બધું બળીને ખાખ થઈ ગયું હશે. સાડા દસ વાગે મારે ઑફીસે જવાનું છે."

" આટલું કહી તે પોતાનાં ઓરડામાં ચાલ્યો ગયો. મહારાજ પણ રસોડામાં ચાલ્યો ગયો, પરંતુ રસોઈ બનાવવી અને પીરસવાથી માંડીને બાબુના ઑફીસ જવા સુધીનું સર્વ કાંઇ એને તદ્દન અર્થશૂન્ય લાગ્યું વળી જેટલો એ મનમાં ને મનમાં પોતાને સર્વ આફતનું મૂળ સમજી ધિક્કારવા લાગ્યો એટલું જ એનું ઉદ્‌ભ્રાન્ત ચિત્ત આ દેશની મ્લેચ્છતા પર, ગ્રહ-નક્ષત્રોની બુરી દૃષ્ટિ પર, પુરોહિતના શુકન જોવા પર અને સૌથી વધુ કરુણામયીની અર્થલાલસાને દોષ આપીને કોઈ રીતે જરા સાન્ત્વના શોધવાની કોશિશ કરવા લાગ્યું.

આ પ્રકારની એના મનની સ્થિતિ હોવા છતાંય એને રસોઇનું કામ તો પૂરું કરવું જ પડયું. કરુણામયીના હાથ નીચે ઉછરીને આદમી થયો હોવાથી એનું મન ગમે એટલું દુશ્ચિંતાગ્રસ્ત હતું તો પણ હાથના કામમાં કયાંય પણ જરા જેટલીય ભૂલચૂક થઇ નહિ. યથાસમયે ભોજન કરવા બેઠા પછી અપૂર્વે એને હિંમત આપવાના ઇરાદાથી રસોઈની કંઇક વધુ પડતી પ્રશંસા કરી.:એકવાર રોટલીની બનાવટ ના ગુણ ગાયા અને એક બે કોળિયા ખાધા પછી પાછું કહેવા માંડયું:—" આજ રસોઈ શું બની છે! જાણે અમૃત છે! કેટલાય દિવસથી ખાધું નથી એટલે ધાર્યું હતું કે બધુંય બગડી ગયું હશે. તું

કેટલો ડરપોક આદમી છે? મોટો અને સારો આદમી સમજીને માએ તને મારી સાથે મોકલ્યો છે."

"હાં!" મહારાજે ઉત્તરમાં અવાજ કર્યો.

"ચહેરો તો સાવ સૂકાઇ ગયો છે!" અપૂર્વે એની તરફ જોઈ હસતાં હસતાં કહ્યું. પછી ફક્ત મહારાજના મનમાંથી જ નહિ પણ પોતાના મનમાંથી યે આખીયે ઘટનાને નમાવી ગણી ઉડાવી દેવાની કોશિશ કરતાં મજાકમાં કહ્યું: "હરામજાદા ફિરંગીનો ધમકી આપવાનો ઢંગ જોયો? પોલીસ થાણે જશે! અરે જાતો કેમ નથી? જઈને એ મારૂં શું કરવાનો છે? એના સાક્ષી કોણ છે?"

"સાહેબ–મેમો માટે સાક્ષીની જરૂર પડતી નથી બાબુ. એમના તો કહેવાથી જ કામ ચાલે છે." મહારાજે પાછું કહ્યું.

"કહેવાથી જ થઈ ગયું? કાયદા કાનુન જેવું કાંઈ છે કે નહિ! એ વળી સાહેબ મેમ ક્યાંના? રંગ ના એકદમ વાર્નિશવાળા બુટ જેવો છે! દુધમલીયા બચ્ચાઓનાં જેવો સસ્સો ડર દેખાડી રહ્યો છે! બદમાશ, પાજી, હરામજાદો!"

મહારાજ ચૂપ રહ્યો. ભાળાસંચ કરવાનું તેજ એનામાં રહ્યું ન હતું. અપૂર્વ થોડી વાર ચૂપચાપ ખાતો રહ્યો.

"વળી એ છોકરી કેટલી બદમાશ છે, મહારાજ! કાલે એવી આવી કે જાણે મીંયાભાઈના મીંદરી ઉપર જઈને એણે કેટલી જુઠ્ઠી વાત કરી છે? એમને બોલાબવા જ મુશ્કેલ છે" એકાએક મોં ઉંચુ કરીને અપૂર્વ બોલ્યો.

"એ ખ્રીસ્તીઓ એવા જ હોય છે.'

"બીજું શું?" અપૂર્વને એ વખતે ખ્યાલ આવ્યો કે એમને ભક્ષ્ય–અભક્ષ્યનું જ્ઞાન નથી, સાચું ખોટું માનતા નથી, સામાજીક ભલાઈ બુરાઇનો પણ કોઈ ખ્યાલ નથી. તેણે પાછું બોલવા માંડ્યું:

—" સસરો બદમાશ છે! તુ જાણે છે કે જે અસલ સાહેબ છે તે આ લોકોને કેટલા ધિક્કારે છે! એમની સાથે એક ટેબલ પર બેસીને ખાતા પણ નથી. ગમે એટલા હેટકોટ પહેરતા રહે અને ગમે એટલી વાર દેવળમાં ધૂળ ફાકતા રહે, ત્યાં એમને કોઈ પુછતુ નથી. જે લોક પોતાનો ધર્મ તજે છે, તુ સમજે છે કે એ કદીય સારા થઈ શકે છે?"

મહારાજ આવું કાંઈ ન સમજ્યો; પરંતુ પોતાની સમક્ષ આવી પહોંચેલા સર્વનાશની સામે ઉભા રહી કોણ સારૂં છે અને કોણ ખરાબ છે એ વાત પર વિચાર કરવાની એની વૃત્તિ જ ન થઈ. છોટાબાબુને ઓફીસે જવાનો સમય થઈ જવા આવ્યો છે અને તેમના ચાલ્યા ગયા પછી એકલા આ ઘરમાં કેમ વખત જશે? સાહેબ પોલીસ થાણામાં ખબર આપવા ગયો છે, ત્યાંથી પાછા ફર્યો પછી એ બારણું તોડી નાખશે! એ પણ શક્ય છે કે સાથે પોલીસ લઈને આવશે અને સિપાઈ એને બાંધીને લઈ જશે! શું થશે ને શું નહિ થાય એ બધું અનિશ્ચિત છે. આવી હાલતમાં અસલી અને નકલી સાહેબમાં કેટલો ભેદ છે, એકના ટેબલ પર બીજો ખાય છે કે નથી ખાતો, અને ન ખાવાથી બીજા પક્ષની લાંછના અને વેદના કેટલી વધે છે—આ બધીય વાતોમાં એને રજ માત્ર રસ રહ્યો ન હતો. ભોજન આદિથી પરવારી અપૂરં કપડાં પહેરી રહ્યો હતો ત્યાં મહારાજ ઓરડાના પડદાને જરા જેટલો હસાવી બોલ્યો:—" જરા ઉભા રહી જોઈને જાઓ તો ઠીક છે."

"શું જોઈને જાઉં?"

"એમને પાછા ફરેલા."

"એમ તો કદી થતુ હશે? આજે મારી નોકરીનો પહેલો દિવસ છે—એ લોકો શું ધારે તે તુ જાણે છે?"

મહારાજ ચૂપ થઈ ગયો.

"તું બારણું બંધ કરી ચુપચાપ બેઠો રહે. જેમ બનશે તેમ હું જલ્દી આવતો રહીશ બારણું તો તોડી નહિ શકે? શું કરશે એ હરામી?"

"વારૂ." મહારાજે જવાબ આપ્યો પણ એણે એક લાંબો નિસાસો દબાવવાને કોશિશ કરી એ અપૂર્વ જોઇ ગયો. અપૂર્વ બહાર ગયો ત્યારે બારણું બંધ કર્યા પહેલાં મહારાજે ધીમા અવાજે કહ્યું:–"આજ પેદલ ન જશો બાબુ. રસ્તા પરથી એક ગાડી કરી લેજો."

"વારૂં. જોઈ લઈશ." કહી અપૂર્વ નવા બુટના ચમચમ અવાજ કરતો સીડી પરથી નીચે ઉતરી ગયો. તેના ચાલવાના ઢંગથી તેના મનમાં નવી નોકરીનો આનંદ જરા પણ બાકી રહ્યો ન હતો. એમ દેખાઈ આવતું હતું.

બોથા કંપનીનો ભાગીદાર પૂર્વ પ્રાંતનો મેનેજર રોઝેન સાહેબ હાલ બર્મામાં હતો. રંગુનની ઓફીસ એણે જ સ્થાપિત કરી હતી. અપૂર્વને એણે પૂર્ણ સહુદયતાપૂર્વક ગ્રહણ કર્યો અને તેની સુરત–શકલ, વાતચીત અને વિશ્વવિદ્યાલયની ડિગ્રી આદિ જોઈને અત્યંત પ્રસન્ન થયો. બધાય નોકરોને બોલાવીને એમનો અપૂર્વને પરિચય કરાવી આપ્યો; અને અહીંયા જ્યારે આવ્યો હતો ત્યારથી તે અત્યાર સુધીનાં બે ત્રણ મહિનાનું વ્યાપારિક રહસ્ય તને શિખવાડી દઈશ એવી આશા આપી. વાતચીત, આલાપ–પરિચય અને નવા ઉત્સાહમાં તેની અંદરની ભીતિ થોડીવાર દૂર થઈ ગઈ. એક આદમીએ તેને વિશેષરૂપે આકૃષ્ટ કર્યો. એ હતો ઓફીસનો એકાઉન્ટટ, દક્ષિણી બ્રાહ્મણ અને એનું નામ હતું રામદાસ તલવલકર. ઉંમર લગભગ તેના જેટલી જ હશે કે કદાચ એકાદ વર્ષ વધારે હશે. દીર્ઘ આકૃતિ, બલિષ્ટ ગોરૂં શરીર, સુપુરૂષ કહેવામાં અત્યુક્તિ નહિ થાય. પહેરવેશમાં થાય જામો હતો અને લાંબો કોટ, માથા પર પાઘડી અને

લલાટ પર રક્ત ચંદનનું તિલક હતું. એની વાતચીત બહુ જ સારી અને શુદ્ધ હતી, પરંતુ અપૂર્વની સાથે એણે શરૂઆતથી જ હિન્દીમાં વાતચીત કરવી શરૂ કરી દીધી. અપૂર્વ હિન્દી સારું જાણતો નહોતો પરંતુ જોયું કે એ હિન્દી સિવાય બીજી કોઈ પણ ભાષામાં જવાબ દેતો ન હતો ત્યારે તેણે પણ હિન્દીમાં બોલવું શરૂ કર્યું :

"હું બરાબર હિન્દી જાણતો નથી. બહુ ભૂલો થશે" અપૂર્વે કહ્યું.

"ભૂલો તો મારાથી પણ થાય છે. આપણા બેમાંથી એકની પણ એ માતૃભાષા નથી."

"જો બીજાઓની જ ભાષામાં બોલવું હોય તો અંગ્રેજીએ શું બગાડ્યું છે?"

"અંગ્રેજીમાં તો વળી હું ઘણી યે ભૂલો કરું છું. તમે તમારે ભલે અંગ્રેજીમાં બોલજો પણ હું હિન્દીમાં જવાબ દઉં તો મને માફ કરજો." રામદાસે જરા હસીને કહ્યું.

"હું પણ હિન્દીમાં જ બોલવાની કોશિશ કરીશ પણ ભૂલ થાય તો તમારે પણ મને માફ કરવો પડશે." અપૂર્વે કહ્યું.

આ વાતચીત ચાલતી હતી ત્યાં રોઝેન સાહેબ મેનેજરનો— અપૂર્વની કેબીનમાં આવી પહોંચ્યો. એની ઉંમર પચાસેક લગભગ હશે. તે હોલેન્ડનો રહીશ હતો. તે પોષાક પહેરવામાં ટાપટીપીઓ ન હતો. તેના મોઢા પર સારા પ્રમાણમાં દાઢી મુચ્છ હતાં. તેના અંગ્રેજી ઉચ્ચારણ તૂટ્યા ફૂટ્યા હતા. તે એક પાકો વ્યવસાયી આદમી હતો. કેટલાક દિવસો બર્માના નાના મોટા સ્થાનોમાં ઘુમી વળી—ફરી ફરી સર્વ પ્રકારના લોકો પાસેથી તથ્ય સંગ્રહ કરીને કામકાજનો એક કાચો મુસદ્દો તેણે તૈયાર કરી લીધો હતો, એ કાગળોને અપૂર્વના ટેબલ પર રાખીને તે બોલ્યોઃ "આ બાબતમાં આપનો અભિપ્રાય હું જાણવા માગું છું." પછી તલવલકરને કહ્યું:—"આપના

ટેબલ પર એક કૉપી મોકલાવી આપી છે. નહીં નહીં, અત્યારે રહેવા દો. આજે મેનેજરના માનમાં ઑફીસમાં બે વાગે રજા પાડવામાં આવશે. જુઓ, હું તો જલ્દી ચાલ્યો જવાનો છું. પછી તમો બન્ને પર બધાય કામકાજનો બોજો રહેશે. હું ઈંગ્લીશમેન નથી. કદાપિ આ રાજ્ય કોઈ દિવસ અમારા લોકોના હાથમાં આવે તો પણ એ લોકોની માફક અમે લોકો ઇન્ડિયનોને નાના નહિ સમજીએ. અમે તો સૌને સમકક્ષાના જ માનીએ છીએ. ફક્ત જર્મની જ નહિ પણ અમારા લોકોની પોતાની આબાદી પણ અમારા પોતાના કર્તવ્યજ્ઞાન પર નિર્ભર છે. અચ્છા, ગુડ ડે, ઑફીસ બે વાગે બંધ કરી દેજો" ઇત્યાદી કહેતો તે જેવી ઝડપથી આવ્યો હતો એવી જ ઝડપથી પાછો ચાલ્યો ગયો અને એ પછી ક્ષણભરમાં જ તેની મોટરનો શબ્દ બહારના દરવાજાની પાસે સંભળાયો.

બે વાગે બન્ને એક સાથે ઑફીસથી નીકળ્યા. તલવલકર શહેરમાં રહેતો ન હતો. લગભગ દસ માઈલ દૂર પશ્ચિમમાં ઈનસિન નામના સ્થાનમાં તેનું ઘર હતું. ઘરમાં તેની સ્ત્રી અને એક નાની પુત્રી હતી. ઘરની સાથે થોડીક જમીન હતી, જેમાં શાકભાજી સહેલાઈથી ઉગાડી શકાતી હતી. મજાની ખુલ્લી જમીન હતી, શહેરનો શોરબકોર ન હતો. લોકલ ટ્રેનો જતી આવતી હતી એટલે આવવા જવામાં મુશ્કેલી નડતી ન હતી.

"હાલદાર બાબુ, કાલ ઑફીસ પછી મારે ત્યાં આપને ચાહ પીવાનું આમંત્રણ છે." રામદાસે અપૂર્વને કહ્યું.

"હું ચાહ પીતો નથી, બાબુ સાહેબ !"

"નથી પીતા ? હું પણ પહેલા નહોતો પીતો. મારી સ્ત્રી હજી પણ નારાજ થાય છે. વારુ તો પછી ફળ વગેરે શરબત લેજો. અમે

પણ આપના જેવા જ બ્રાહ્મણ છીએ."

" બ્રાહ્મણ તો છીએ જ પરંતુ આપલોક જો અમારા હાથનું ખાઈ શકો તો જ હું આપની સ્રીના હાથનું ખાઈ શકીશ."

"હું તો ખાઈ શકું છું. પણ મારી સ્રીની વાત એવી છે—વારૂ એ તો એને પુછીને કહીશ. ચાલો; આપને ઘરે પહોંચાડી દઉં. મારી ગાડી તો પાંચ વાગ્યાની છે." રામદાસે કહ્યું.

અપૂર્વે કોઈ ધ્યાન દીધું નહિ. અત્યાર સુધી તે બધુંય ભુલી ગયો હતો, પણ ઘરની વાત નીકળતાં જ ત્યાંના તમામ ઝઘડા બખેડાએ ચિનગારીની માફક ચમકી તેના ચહેરાની સરસતાને એકદમ અદ્રશ્ય કરી નાખી. અહીંયા પગ મુકતાં જ તે એવી લજ્જાજનક ગંદકીમાં ફસાઈ ગયો હતો એ વાતને જણાવવામાં તેનું માથું જાણે કપાઈ ગયું. અત્યાર સુધીમાં ત્યાં શું બન્યું હશે એની તેને કાંઈ પણ ખબર ન હતી. માલમ ન હતું કે શું થયું હશે, એકલા જ એની વચ્ચે જઈને ઉભા રહેવું પડશે. પરંતુ તાજા જ પરિચયના આ પ્રારંભ-કાળમાં જ પોતાનો સાથી એકાએક શું સમજી બેસશે એ વાત વિચારતાં અપૂર્વ અત્યંત સંકુચિત થઇ ગયો. તેણે કહ્યું:—"જાઓ, અત્યારે બધુંયે અસ્તવ્યસ્ત" એ વાત પૂરી કરી ન શક્યો. તેના સંકોચ અને લજ્જા જાણીને રામદાસે હસતાં હસતાં કહ્યું—"એક જ રાતમાં સર્વ વ્યવસ્થિત થવાની આશા તો હું નથી રાખતો બાબુ સાહેબ. મારે પણ એક દિવસ નવું ઘર વસાવવું પડયું હતું. મારી સાથે તો સ્રી હતી, આપની સાથે તો કોઈ નથી. આપ આજે શરમાઓ છો પણ એના લાગ્યા વગર એક સાલ સુધી પણ આપની આ શરમ નહિ મટે. ચાલો, જોઉં જોઈ કે હું શું કરી શકું છું. આવી ગડબડમાં તો મિત્રની જરૂર છે."

અપૂર્વ ચૂપ રહ્યો. તે સ્વભાવતઃ મજાક પસંદ આદમી હતો. બીજો કોઈ સમય હોત તો તે મજાકમાં કહી શક્યો હોત કે મારી

સ્ત્રી સાથે મારે ભારે અણબનાવ છે, પરંતુ હજુ હલ્લા કરવાની વાત તેના મનમાં પણ આવી નહોતી. ભાઈ ભાંડરૂ વગરના આ દેશમાં આજ તેને મિત્રની અત્યંત આવશ્યકતા હતી.

પરંતુ હજી હમણાં જ ઓળખીતા થયેલાં વિદેશી મિત્રને જરૂર વગર બોલાવવા કે લઈ જવામાં તેનું માથું કપાઈ જવા લાગ્યું. રામદાસની વાત તેણે બરોબર મંજુર કરી લીધી હતી એમ ન હતું પણ બન્ને ચાલતા ચાલતા જ્યારે પોતાના મકાનની સામે જઈ પહોંચ્યા ત્યારે અપૂર્વ તલવલકરને પોતાના ઘરે આવવાનું આમંત્રણ આપ્યા વગર રહી શકયો નહિ. ઉપર ચઢતી વખતે એ ખ્રિસ્તી છોકરી પણ બરોબર એજ વખતે સીડી પરથી ઉતરતી દેખાઈ. એનો બાપ એની સાથે નહતો. એ એકલી જ હતી. બન્ને એક બાજુ હટી ગયા. છોકરીએ કોઈની તરફ જોયું નહિ. ધીરેથી ઉતરી જ્યારે એ કેટલેક દૂર રસ્તા પર ચાલી ગઈ ત્યારે રામદાસે પુછ્યું:—

" આ લોક ત્રીજા માળે રહેતા હશે કદાચ "

" હા. "

" તમારા બંગાળી જ છે ? "

" નહિ. દેશી ખ્રિસ્તી છે કે એ મદ્રાસી કે ગોવાનીઝ અથવા કયાંકના છે. બંગાળી તો નથી જ."

" પણ એના કપડા અને રંગઢંગ જોતાં તો એ તમારા લોકો જેવી જ દેખાય છે. "

" અમારા લોકોના રંગઢંગ છે એમ આપે કેમ જાણ્યું ?" અપૂર્વે કંઇક આશ્ચર્યચકિત થઇ પુછ્યું.

" મુંબઇ, પુના, સીમલામાં મેં ઘણીયે બંગાલી સ્ત્રીઓ જોઇ છે. એવો સુંદર પહેરવેશ હિન્દુસ્તાનમાં બીજા કોઇ પણ પ્રાંતમાં નથી. "

"એ હોઇ શકે," કહી અપૂર્વ પોતાના ઘરના બંધ બારણા પર પહોંચી હાથ વતી ઠોકવા લાગ્યો. ઘણીવાર પછી અંદરથી સતર્ક કંઠનો અવાજ આવ્યોઃ—

"કોણ ?"

"એ હું છું. બારણું ઉઘાડ. બ્હીવાનું કામ નથી. " કહી અપૂર્વ હસી પડયો.. પોતાની ગેરહાજરીમાં વિશેષ ભયાનક કોઇ વાત નથી થઇ અને મહારાજ એ ખટકે ઘરમાં જ મોજુદ છે એ જાણી તેના પરથી જાણે મોટા ભારનો બોજો ઉતરી ગયો.

અંદર દાખલ થઇ રામદાસ અહીં તહીં ઓરડાઓમાં ફરી વળી ખુશી થયો.

"મને જે વાતનો ડર હતો એ નથી. આપનો નોકર સારો છે. બધુંય સારી રીતે ગોઠવી દીધું છે. આ બધો સામાન મેં જ પસંદ કરીને ખરીદ્યો હતો. આપને બીજું શું શું જોઇએ છે એ કહેજો કે હું ખરીદીને મોકલી આપીશ. રોજેન સાહેબે મને હુકમ આપી દીધો છે."

"બીજા કોઇ સામાનની જરૂરત નથી બાબુજી. હીમખીમ અહીંયાથી નીકળી જવાય તો બધુંય છે." મહારાજ ધીમા સ્વરે બોલ્યો.

મહારાજના બોલવા પર કોઇએ ધ્યાન આપ્યું નહિ. પરંતુ અપૂર્વના કાનોએ એ બરોબર સાંભળી લીધું.

"પછી કાંઇ થયું હતું ?" અપૂર્વે મોઢો મળતાં મહારાજને પુછ્યું.

"ના."

"તો પછી એમ કેમ બોલ્યો ?"

"શું કરૂં ? અપોર સુધી સાહેબ એવી દોડાદોડ કરીને ધમાચકડી મચાવી રહ્યો કે કોઇ આદમી અહિંયા ટકી શકે જ નહિ." મહારાજે ખિન્ન હૃદયે જવાબ આપ્યો.

અપૂર્વે વિચાર્યું કે વાસ્તવમાં વાત તો એટલી ગંભીર નથી. પણ એક નીચ આદમીના જરા જેટલાય તુચ્છ ઉપદ્રવને મોટું રૂપ આપી હરવખત મહારાજ સાથે મળતા થઇ અશાંતિને વધાર્યા કરવી એ અત્યંત દુઃખની વાત છે. આમ વિચારી કંઇક ઉપેક્ષા કરતાં કહ્યું:—"તો હવે તું શું કહેવા માગે છે? એ હરેફરે પણ નહિ? પાટીયાની છતમાં અવાજ તો કંઇક વધુજ થયા કરે."

"એક જગ્યા પર ઉભા રહી ઘોડાની માફક પગ પછાડવા એ કાંઇ હરવું ફરવું કહેવાય?" મહારાજ જરા નાખુશ થઇ બોલ્યો.

"કદાચ એણે પાછો દારૂ પીધો હશે?"

"એમ કદાચ હોય. મોં સુંઘીને તો મેં એને જોયો નથી." આટલું કહી મહારાજ રસોડામાં ચાલ્યો ગયો. જતી વખતે પણ એ કહેતો ગયો કે:—

"ગમે તે થાય પણ આ ઘરમાં રહેવું હવે તો પોસાશે નહિ."

મહારાજની ફરિયાદ ગેરવ્યાજબી પણ ન હતી. દુર્જનના અસમાપ્ત અત્યાચાર એજ દિવસમાં સમાપ્ત થઇ જાય એનો પણ તેને ભરોંસો ન હતો. આમ છતાંય અનિશ્ચિંત આશંકાથી તેનું મન અત્યંત ખિન્ન થઇ ગયું. પ્રવાસનાં પ્રથમ પ્રભાતમાં જ અમંગળનો આરંભ થયો હતો. વચ્ચે ફક્ત ઑારીસની બાબતમાં જરા જેટલો પ્રકાશનો આભાસ દેખાયો હતો.

ગાડીનો વખત થતાં જ રામદાસ જવાને તૈયાર થયો. મહારાજની ફરીયાદ અને એના માલિકના ચહેરા પરથી તેણે કંઈ અનુમાન કર્યું

હતું કે નહિ એ કાંઇ જણાયું નહિ પણ જતી વખતે તેણે એકાએક પુછયું:—

'બાબુ સાહેબ, આ મકાનમાં આપને શું આરામ નથી?"

"નથી." અપૂર્વે જરા હસીને જવાબ દીધો. પણ જોયું કે રામદાસ જીજ્ઞાસુ ભાવથી પોતાની તરફ જોઇ રહ્યો છે ને ફરીથી બોલ્યો:—"ઉપર જે રહે છે એ અમારી સાથે સારો વ્યવહાર નથી કરતો."

"એ છોકરી?" રામદાસે વિસ્મિત થઇ પુછયું.

"હા—એનો બાપ તો જરૂર." આ કહેતાં જ તેણે કાલ સાંજે અને આજ સવારે બનેલી બધીયે વાત કહી સંભળાવી.

"હું હોત તો એનો ઇતિહાસ કંઇક બીજો જ હોત. માફી માગ્યા વગર એ આ બારણાથી એક પગથિયું પણ નીચે ઉતરી શકત નહિ." રામદાસ થોડો વખત ચૂપ રહી બોલ્યો.

"માફી ન માગત તો તમે શું કરત?"

કહ્યું નહિ—ઉતરવા જ દેત નહિ."

અપૂર્વે રામદાસની વાત પર વિશ્વાસ મૂકયો કે નહિ એ વાત નહિ પણ હિંમતની વાતથી તેને જરા હિંમત આવી.

"ચાલો હવે આપણે નીચે ઉતરીએ. તમારી ગાડીનો વખત થઇ ગયો છે." અપૂર્વે હસીને કહ્યું, અને રામદાસનો હાથ પકડી સીડીથી નીચે ઉતરવા લાગ્યો. પણ આશ્ચર્ય હતું કે સીડી ચઢતી વખતે જેમ બન્યું હતું તેમ ઉતરતી વખતે પણ સીડીની સામે જ પેલી છોકરીની ભેટ થઇ. એના હાથમાં કાગળમાં વીંટેલી કોઇ ચીજ હતી. એ કંઇ બજારમાંથી ખરીદીને પાછી આવી રહી હતી. એને જવા દેવા માટે અપૂર્વ એક બાજુ હઠીને ઉભો રહ્યો; પરંતુ એ જોઇને તે દંગ થઇ ગયો કે રામદાસ હઠવાને બદલે રસ્તો રોકીને વચ્ચે ઉભો રહ્યો હતો.

"મને એક મીનીટ માટે માફ કરજો." રામદાસે એ છોકરીને અંગ્રેજીમાં કહેવા માંડયું–"આ બાબુ સાહેબનો હું મિત્ર છું. તેમની સાથે વિના કારણ દુર્વ્યવહાર કરવા માટે તમારા લોકોએ પશ્ચાતાપ કરવો જોઇએ."

"મરજી હોય તો તમે આ બધી વાત મારા પિતાને કહી શકો છો." એ છોકરીએ આંખ ઉંચી કરી ક્રોધિત સ્વરે કહ્યું.

"તમારા પિતા ઘરે છે?"

"નહિ"

"તો રાહ જોવાનો મને વખત નથી. મારા વતી એમને કહી દેજો કે એમના ઉધામાના લીધે અહિંયા રહી શકાય તેમ નથી."

"એમના તરફથી જ હું જવાબ આપું છું કે મરજી હોય તો અહીંયાથી એ ચાલ્યા જઇ શકે છે." એ છોકરીએ તીખા અવાજે ઉત્તર દીધો.

"હિન્દુસ્તાની ખ્રિસ્તી બુલીઓ (Bullies) ને હું પીછાણું છું. એમના મોંથી આથી સારા જવાબની હું કદીયે ઉમેદ રાખતો નથી પણ એથી એમને આરામ નહિ મળે, કારણ કે હુંજ અહિયા રહેવા આવનાર છું. મારૂં નામ રામદાસ તલવારકર છે–હું દક્ષિણી બ્રાહ્મણ છું. "તલવાર" શબ્દનો શું અર્થ થાય છે એ તમારા પિતા જાણી લે એમ કહેજો. ગુડઇવનીંગ ચાલો બાબુ સાહેબ" હસતાં હસતાં આટલું કહી તે અપૂર્વનો હાથ પકડી એકદમ નીચે ઉતરી સડક પર જઈ પહોંચ્યો.

એ છોકરીના ચહેરાના ભાવ અપૂર્વે આડી આંખે જોઇ લીધા હતા. રામદાસ કેટલો કઠોર થયો હતો એ વાતનો વિચાર કરતાં થોડીક વાર સુધી તેનાથી કંઇ બોલી શકાયું નહિ.

"આ શું થયું તલવરકર?" આખરે ધીમેથી અપૂર્વે પૂછ્યું.

"એ થયું કે તમારા ચાલ્યા ગયા પછી મારે આવવું પડશે. ફક્ત ખબર જ મળવી જોઇએ." તલવરકરે ઉત્તર આપ્યો.

"એટલે બપોરે તમારી સ્ત્રી અહીંયા એકલી રહેશે?"

"નહિ, એકલી નહિ. મારે બે વર્ષની એક દીકરી પણ છે."

"તમે મારી મજાક કરો છો."

"નહિ. હું સાચું કહું છું. હું મજાક કરવાનું જાણતો નથી" અપૂર્વે પોતાના સાથીના મોં પર એક વાર બારીક નજરથી જોયું.

"તો આ મકાન છોડી નહિ જાઉં" અપૂર્વે ધીમેથી કહ્યું.

અપૂર્વની વાત પુરી થાય એ પહેલાં જ રામદાસે એકાએક પોતાના મજબૂત હાથથી તેના બન્ને હાથ પકડી જોરથી દબાવી કહ્યું:

"એમ તો હું પણ ઇચ્છું છું બાબુજી, મારૂં કહેવું પણ એમ જ છે. અત્યાચારના ડરથી આપણે લોકો બહુ જ ભાગતા છુપાતા રહ્યા છીએ પણ...બસ!"

એક હાથ તેણે છોડી દીધો પણ બીજો હાથ તેણે છેવટ સુધી પકડી જ રાખ્યો. ફક્ત ટ્રેઇન છુટવાનું સિગ્નલ પડેલું જોતાં જ એ હાથને ફરીથી એકવાર જોરથી હલાવી તેણે પોતાના બન્ને હાથો જોડી નમસ્કાર કર્યો. સ્ટેશનની આ બાજુના પ્લેટફોર્મ પર ઉતારૂઓની વધુ ભીડ ન હતી. અહીયા અપૂર્વ ટહેલવા લાગ્યો. એકાએક તેને માલુમ પડયું કે કાલથી આજ સુધીમાં—આ એક જ દિવસ પસાર થવામાં પોતાનું જીવન ન જાણે કેટલાયે વર્ષો લાંબુ થઈ ગયું હતું. ખેલવા કુદવા અને એવા તુચ્છ કામોમાં ખબર નહિ કે પોતે કયારે થાકીને સુઈ ગયો હતો. આજે અકસ્માત જ્યારે તેની નિદ્રા ઉડી ગઈ ત્યારે સારીયે દુનિયાનો કર્મસ્રોત કેવળ કામકાજના વેગથી જાણે ઉમટી રહ્યો હતો. વિશ્રામ નહિ, વિરતી નહિ, આનંદ નહિ, અવસર નહિ—મનુષ્યોના પરસ્પર સંઘર્ષણનો મધ્યાન્હ સૂર્ય બન્ને હાથની

મૂઠી ભરી ભરીને આગ વરસાવતો આગેકુચ કરી રહ્યો હતો. અહિંયા મા નહિ, ભાઈઓ નહિ, ભાભીઓ પણ નહિ; સ્નેહ છાયા કંઈ પણ નહિ;–કર્મશાલાના અસંખ્ય ચક્ર ડાબી જમણી બાજુએ, માથા પર, પગ નીચે સર્વત્ર અંધ વેગથી ઘૂમી રહ્યા હતા. જરાય અસાવધાન થતાં રક્ષણ મેળવવાનો ક્યાંય કોઈ પણ રસ્તો જ ન હતો. એકેએક માર્ગ એકદમ નિષ્ઠુર ભાવે બન્ધ હતા. તેની આંખો ભીંજાઈ ગઈ. પાસે જ એક લાકડાની બેંચ હતી. ત્યાં જઈને તે બેઠો. બેસીને આંખો લૂછી રહ્યો હતો, ત્યાં એકાએક પાછળથી જોરથી ધક્કો વાગતાં તે એકદમ ઉંધો થઈને જમીન પર પડી ગયો. જલ્દીથી કોઈપણ રીતે ઉઠીને ઉભા થઈને જોયું તો પાંચ છ ફિરંગી છોકરાઓ–કોઈના મોંમાં સિગરેટ હતી, તો કોઈએ કાગળના મોરાં પહેર્યાં હતા, તે ખડખડ હસી રહ્યા હતા. જેણે ધક્કો માર્યો હતો, તેણે બેચ પર લખેલી નોટીસ તરફ ઈશારત કરતાં કહ્યું:–"સાલા, યે સાહબ લોક કે વાસ્તે હય, તુમરા વાસ્તે નહિ હય."

લજ્જા, ક્રોધ અને અપમાનથી અપૂર્વની આંસુભરી આંખો લાલ થઈ ગઈ; હોઠ કંપવા લાગ્યા. તેણે જવાબમાં શું કહ્યું એ સમજવામાં આવ્યું નહિ. તેની હાલત જોઈ ફિરંગી છોકરાઓ ખૂબજ મોજ માણવા લાગ્યા.

"સાલા દુધવાલા આંખ લાલ કરતા,–ફાટક મેં જાયગા ?" એક છોકરે કહ્યું.

બધાયે ઠોસા મારી હસવા માંડ્યું. એકે તેના મોંની સામે એક અશ્લીલ ઈશારો કરી સીટી વગાડી.

અપૂર્વનું હિતાહિત જ્ઞાન લગભગ લુપ્ત થઈ રહ્યું હતું ક્ષણભરમાં તે એમના પર કુદી પડયો હોત–હુમલો કરી બેઠો હોત પરંતુ થોડાક હિન્દુસ્તાની રેલ્વે નોકરો નજીક જ બેસીને બત્તી સાફ કરી રહ્યા

હતા; એમણે વચ્ચે પડીને અપૂર્વને ખેંચીને પ્લેટફોર્મની બહાર કાઢી મૂકયો. એટલામાં એક ફિરંગી છોકરો દોડતો આવ્યો અને ભીડમાંથી પગ લંબાવી તેના સફેદ પહેરણ પર એના બુટના ડાઘ પાડયા. તે હિન્દુસ્તાનીઓના હાથમાંથી છુટવાને ખેંચતાણ કરી રહ્યો હતો એટલામાં તેને ધકેલીને એક જણે વ્યંગથી બોલતાં કહ્યું:–

"અરે બંગાલી બાબુ, સાહબ લોગકા બદન છુએગા તો યહાં એક સાલ જેલમેં રહના પડેગા,–જાઓ–ભાગો."

"અરે બાબુ હૈ,–ધક્કા મત દો–" બીજાએ કહ્યું ને લોખંડના સળીઆનો ગેટ બંધ કરી દીધો. બહાર તેને ઘેરી વળીને ભીડ જામવા લાગી. જે લોકોએ જોયું ન હતું તેઓ કારણ પુછવા લાગ્યા. જેમણે આ બધું નજરેનજર જોયું હતું તેઓ તરેહતરેહના અભિપ્રાય વ્યકત કરવા લાગ્યા. એક હિન્દી ભાષા બોલતો ભૈયો ચણાવટાણા વેચતો હતો. એણે કલકત્તામાં રહીને થોડી ઘણી બંગાળી ભાષા શીખી હતી એટલે બંગાળી ભાષામાં સમજાવી દીધું કે અહીંયા ચટગાંવના ઘણા માણસો દૂધનો રોજગાર કરે છે અને તમારા જેવા પહેરણ અને જોડા પહેરે છે. અપૂર્વ ઓફીસનો પોશાક બદલી સાધારણ બંગાલીઓનો પોશાક પહેરી સ્ટેશન પર આવ્યો હતો.

આમ હોવાથી સાહેબ લોકોના છોકરાઓએ તેને દૂધવાળો સમજીને માર્યો છે. કલાર્ક બાબુ છે એમ તેઓએ તેને ઓળખ્યો ન હતો. એની વાતથી અને સહાનુભૂતિથી બચી જઈને અપૂર્વ સ્ટેશનમાં તપાસ કરતો કરતો સ્ટેશન માસ્તરની ઓફીસે જઈ પહોંચ્યો. એ પણ સાહેબ હતો–કામ કરી રહ્યો હતો. તેણે મોં ઉંચું કરી જોયું. અપૂર્વે પીઠ પર બુટનો ડાઘ પડયો હતો એ બતાવી બધીયે હકીકત કહી સંભળાવી. સ્ટેશન માસ્તરે વિરક્તિ અને અવજ્ઞા ભાવે થોડું સાંભળીને કહ્યું:–"યુરોપિયનોની બેંચ પર તુમ બૈઠે કયોં જાકર?"

" હું જાણતો ન હતો." અપૂર્વે ઉત્તેજનાપૂર્વક કહ્યું.

" તુમને જાનના ચાહિયે થા."

" પણ એથી શું સારા માણસના ઉપર હાથ ઉઠાવવો જોઇએ?"

સાહેબે દરવાજા તરફ હાથ લંબાવી કહ્યું:–" ગો–ગો–ગો–ચપરાસી, ઈસકો બહાર નિકાલ દો–" કહી તે પોતાના કામમાં લાગી ગયો.

એ પછી અપૂર્વ કેવી રીતે પોતાના ઘરે પાછો આવ્યો એ તેને ખબર ન રહી. બે કલાક પહેલાં રામદાસની સાથે આ રસ્તે સ્ટેશન જતી વખતે સૌથી ભારે દુશ્ચિંતા જે તેના મનને કોતરી રહી હતી એ હતી તેની અકારણ મધ્યસ્થતા. એથી જ પહેલાં તો તેના ઉપદ્રવ અને અશાંતિની માત્રા ઘટતી ન હતી પણ ઉલટી વધી રહી હતી; બીજું એ ખ્રિસ્તી છોકરીએ કેટલો અપરાધ કર્યો હોય કે ન કર્યો હોય છતાં ય એ એક સ્ત્રી હતી એટલે પુરૂષને પોતાના મોંમાંથી એવી કઠોર વાત કાઢવી ઉચિત ન હતી અને તેય જ્યારે તે એકલી હતી. એથી અપૂર્વનું શિક્ષિત અને ભદ્ર અંતઃકરણ રામદાસની વાતોથી ક્ષુબ્ધ થયું હતું પણ અત્યારે પાછા ફરતી વખતે તેનો એ ક્ષોભ ન જાણે ક્યાંય ઉડી ગયો–કંઈ પત્તો જ નહિ. હવે જ્યારે એની યાદ આવી તો સ્ત્રીના રૂપમાં એનો ખ્યાલ જ ન આવ્યો–ખ્યાલ આવ્યો: કે એ એક ખ્રિસ્તી સ્ત્રી છે, સાહેબની છોકરી છે,–એ એની બ્હેન છે કે જે છોકરાઓએ હમણાં જ પોતાનું અપમાન કરવાની હદ વાળી દીધી હતી, જેમની કુશિક્ષા, નીચતા અને જંગાલિયતનો કોઈ હિસાબ જ ન હતો. એ એમની બ્હેન છે–જે સાહેબે પોતાને અત્યંત અન્યાયપૂર્વક ઓફીસમાંથી બહાર કાઢી મૂકયો હતો,–મનુષ્યનો સામુલી અધિકાર પણ જેણે પોતાને દીધો ન હતો. એ એમની કોઈ હશે."

" છોટા બાબુ, રસોઈ તૈયાર છે." મહારાજે આવી કહ્યું.

" આવું છું–"

દસ પંદર મિનિટ પછી મહારાજે પાછા આવી કહ્યું:–" રસોઈ ઠંડી થઈ જાય છે બાબુ–"

" શું હેરાન કરે છે મહારાજ, હું નહિ ખાઉં, મને ભૂખ નથી." અપૂર્વે ગુસ્સે થઈ કહ્યું.

આંખોમાં એને નીંદ ન આવી. જેમ જેમ રાત વધતી ગઈ તેમ તેમ તેની આખી યે પથારી કાંટા પાથરેલી પથારી જેવી લાગવા માંડી. એક જાતની મર્માન્તિક વેદના તેના સારા યે અંગમાં ખુંચવા લાગી અને એમાં પડયાં પડયાં વચ્ચે વચ્ચે તેને ખ્યાલ આવવા લાગ્યો કે સ્ટેશન પર એ હિન્દુસ્તાની આદમીઓ ટોળાબંધ હાજર હતા છતાંય પોતાનાં લાંચ્છના અને બેઈજ્જતીમાં જરાપણ ભાગ ન લીધો પણ ઉલ્ટા પોતાની અપમાનની માત્રા વધારવામાં મદદ કરી. દેશના આદમીની વિરુદ્ધ પોતાના જ દેશવાસીની આટલી ભારે લજ્જાની, આટલી બધી ગ્લાનિની વાત દુનિયાના બીજા કોઈ દેશમાં હશે? આમ કેમ થયું? આ કેમ સંભવિત બન્યું?



## ૪

એ ત્રણ દિવસ કોઈ પણ ઉપદ્રવ થયા વગર વીતી ગયા. ઉપરના માળ પરથી સાહેબના અત્યાચાર નવા નવા રૂપોમાં પ્રગટ ન થયા એટલે અપૂર્વે સમજી લીધું કે એ ખ્રિસ્તી છોકરીએ એ દિવસની વાત પોતાના બાપને નહિ કહી હોય. એ દિવસે એ ફળ લઈને આવી હતી, એ વાતને યાદ કરીને એણે એ

વાત નહિ કહી હોય, એ તેને સંભવિત જ નહિ બલ્કે સાચી જ લાગી. અનેક જાતના કાળા ધોળા સાહેબોના ટોળા ઉપર આવવા જવા લાગ્યા, છોકરીની સાથે પણ સીડીએ ચઢતા ઉતરતા એક વખત ભેટો થયો અને એણે મોં ફેરવી નાખ્યું; પરંતુ એના દુઃશાસન પિતાનો પોતાને એક દિન પણ ભેટો ન થયો. ફક્ત એના ભારે બુટના અવાજથી એમ જણાતું હતું કે એ ઘર પર જ છે. એ દિવસે મહારાજે પોતાના છોટા બાબુને થાળી પીરસતાં કહ્યું:—

" સાહેબે કંઈ ફરિયાદ માંડી હોય તેમ જણાતું નથી."

" નહિ મેઘ ગરજે છે એટલો વરસતો નથી."

" પણ આપણે વધુ દિવસ આ મકાનમાં રહેવું નથી. સાલો દારૂ પીને પાછો કોઈ દિવસ દંગો ફિસાદ કરી બેશશે."

" ના. એનો કોઈ ડર નહિ."

" એમ નહિ બને. માથા પર મ્લેચ્છ ફિરતી રહે છે. તે જે જે ખાય છે તે યાદ આવે છે..."

" ઓહ, તું ચૂપ રહે મહારાજ " તે પોતે જ ત્યારે ખાઈ રહ્યો હતો. ખ્રિસ્તીઓના ખાવાપીવાની ચીજોનો ઈશારો થતાં જ તેને રૂંઆ ઉભા થઈ ગયા.

" આ મહિનો પૂરો થયા પછી અહિંથી બદલવું તો પડશે જ. એક સારૂં મકાન પણ જેવું જોઈએ."

આ વખતે બધી વાતોની ચર્ચા કરતી ન જોઈને એ વાતનો ખ્યાલ આવતાં જ મહારાજ મનમાં ને મનમાં લજ્જિત થઈ ચૂપ થઈ ગયો.

એ દિવસે સાંજે બારીમાંથી પાછા ફરી અપૂર્વે મહારાજ સામે જોયું તો તે દંગ થઈ ગયો. જાણે એ પોતાની ગેરહાજરીમાં સૂકાઈને અડધો થઈ ગયો હતો.

"શું થયું મહારાજ?" અપૂર્વે પુછયું.

ઉત્તરમાં મહારાજે ટાંકણીથી બાંધેલા કંઈ છાપેલા પીળા રંગના કાગળ અપૂર્વના હાથમાં આપ્યા. ફોજદારી અદાલતના એ સમન્સ હતાઃ વાદી જે. ડી. જોસેફ અને પ્રતિવાદી ત્રણ નંબરના ઓરડામાં રહેનારા અપૂર્વ અને તેનો નોકર. કલમ એક નહિ, ચાર ચાર! બપોરે કોર્ટનો સિપાઈ સમન્સ લગાડી ગયો હતો અને કાલે સવારે વળી એક વધુ લગાડવા આવશે. સાથે એ સાલો સાહેબ હતો. હાજર રહેવાની તારીખ પરમ દિવસની હતી. અપૂર્વે પહેલેથી છેવટ સુધી વાંચી બધાય કાગળ મહારાજને પાછા આપ્યા.

"એમાં શું થયું? કોર્ટમાં હાજર રહેવું પડશે" અપૂર્વે કહ્યું:

"કદીયે સાક્ષીના પીંજરામાં તો ઉભા નથી રહ્યા બાબુ!" મહારાજે રોતી સૂરતે કહ્યું.

"ઉભા રહેવું પડે તો શું? બધી યે વાતોમાં રોવા માંડે છે તો પરદેશમાં આવ્યો શા માટે?"

"હું તો કંઈ જાણતો નથી છોટા બાબુ!"

"જાણતો નથી તો લાકડી લઈને બહાર કુદી કેમ પડયો હતો? ઘરમાં ચૂપચાપ બેસી રહ્યો હોત તો કંઈ વાંધો હતો?"

આટલું કહી અપૂર્વ પોતાના ઓરડામાં કપડાં બદલવા ચાલ્યો ગયો.

બીજે દિવસે અપૂર્વને પોતાનો સમન્સ પણ મળી ગયો; અને એના બીજે દિવસે મહારાજને સાથે લઈ તે યથા સમયે અદાલતમાં હાજર થયો. બદનક્ષીના મુકદ્દમાની બાબતમાં તેને કોઈ જાતનો અનુભવ ન હતો. વળી આ પરદેશ હતો. કોઈની સાથે જાણપિછાણ નહોતી. કોની મદદ લેવી, શું પેરવી કરવી એની કાંઈ પણ તેને

માહિતી ન હતી. આમ છતાંય તેને કોઈ જાતનો ડર લાગ્યો નહિ. એકાએક તેનું મન એટલું કરૂણ થઈ ગયું કે તે પોતે પણ એ ન સમજી શક્યો. આ બાબતમાં રામદાસને કંઈ કહેવાને કે કોઈ તરેહનો તેની સહાયતા લેવામાં તેને શરમ લાગી. ફક્ત જરૂરી કામનું બહાનું બતાવી સાહેબ પાસેથી તે એક દિવસની રજા લઇને આવ્યો હતો.

વખત થતાં નામ પોકારાયું. ડેપ્યુટી કમીશ્નરે પોતાની જ ફાઇલ પર આ મુકર્દમો લઈ લીધો હતો. વાદી જોસેફ સાહેબ સાચું જુઠું જેવું મનમાં આવ્યું એવું બોલીને સાક્ષી દઈ ગયો. પ્રતિવાદીની તરફથી કોઈ વકીલ ન હતો. અપૂર્વે પોતાના જવાબમાં ન તો એક વાત છુપાવી કે ન તો એક શબ્દ વધારીને કહ્યો. વાદીની સાક્ષી એની છોકરી હતી. અદાલતમાં એ છોકરીનું નામ અને એનું વિવરણ સાંભળીને અપૂર્વ દંગ થઈ ગયો. કોઈ એક સ્વર્ગીય રાજ-કુમાર ભટ્ટાચાર્યની તે પુત્રી હતી. પહેલાં બારીસાલમાં રહેતી હતી. હમણાં બેંગ્લોરમાં રહેતી હતી. ત્યારે એનું નામ મેરીબારતી હતું. હવું. પિતા ભટ્ટાચ[illegible] પોતાની ઇચ્છાથી "અંધકાર"માંથી "પ્રકાશ"માં આવ્યો હતો, એના મૃત્યુ પછી એની મા કોઈ એક મિશનરીની છોકરીની દાસી બની બેંગ્લોર ગઈ અને ત્યાં જોસેફ સાહેબના રૂપપર મુગ્ધ બની એની સાથે વિવાહ કરી લીધા હતા. ભારતીએ પિતાના ભટ્ટાચાર્ય નામને જંગલી સમજીને છોડી દીધું હતું અને હવે પોતાના નામની પાછળ "જોસેફ" લગાડતી હતી. એનું પૂરેપૂરું નામ "મિસ મેરી ભારતી જોસેફ" હતું. ન્યાયાધિશના સવાલનો જવાબ આપતાં એણે ફ[illegible] લઇને નીચે આપવા જવાની વાતનો ઇન્કાર કર્યો પરંતુ એના કંઠસ્વર અને ચહેરા પરથી જુઠ્ઠું બોલવાની વિડંબના એવી સ્પષ્ટ દેખાઈ રહી કે કેવળ ન્યાયાધિશ જ નહિ પણ અદાલતના સિપાઈઓની આંખોથીયે એ વિડંબના છુપી

રહી શકી નહિ. કોઈની તરફથી વકીલ ન હતો એટલે દલીલો ન થવાથી તુચ્છ અને મામૂલી વાત બહુ આગળ વધી નહિ. ન્યાય એક જ દિવસમાં થઈ ગયો. મહારાજ છૂટી ગયો. પણ અપૂર્વને વીસ રૂપીઆનો દંડ થયો. જીવનનાં આ પ્રભાત કાળમાં રાજદ્વારમાં અપરાધ વગર દંડીત થવાથી તેનો ચહેરો ઝાંખો પડી ગયો. દંડના રૂપીયા ભરી આપીને તે અદાલત બહાર જવા નીકળ્યો ત્યાં જોયું કે દરવાજાની સામે રામદાસ ઉભો હતો. અપૂર્વથી અનાયાસે બોલાઈ જવાયું:–"વીસ રૂપીઆનો દંડ થયો રામદાસ. શું કરવું ? અપીલ ?"

આવેગ અને ઉત્તેજનાથી તેના અવાજનો છેલ્લો ભાગ એકાએક કંપી ઉઠયો. રામદાસે તેનો જમણો હાથ પોતાના હાથમાં પકડતાં કહ્યું:–"એટલે વીસ રૂપીઆના બદલે તમે બે હજાર રૂપીઆનું પાણી કરવા માગો છો ?"

"ભલે થાય પણ આ તો ફાઈન છે ! સજા છે ? રાજદંડ છે !"

"કેવી સજા ! જેણે જુઠો કેસ ચલાવ્યો છે, જુઠી સાક્ષી અપાવી છે એણે કરેલી સજા કેને ? પરંતુ આ બધાયની ઉપર પણ એક બીજી અદાલત છે જેનો ન્યાયાધિશ કદીયે ભુલ નથી કરતો. હું ખાત્રીથી કહું છું કે ત્યાં તમે બેગુન્હા છૂટી ગયા છો."

"પણ લોકો તો નહિ સમજેને રામદાસ ! એમની પાસે તો મારી આ બદનામી હંમેશના માટે ચાલુ રહેશેને ?"

"ચાલો આપણે નદી કિનારે ફરી આવીએ." રામદાસે સ્નેહ-પૂર્વક અપૂર્વનો હાથ પંપાળતા કહ્યું.

"અપૂર્વ બાબુ, ઓફિસના કામમાં તમારાથી હું નાનો છું પણ ઉમરમાં મોટો છું એટલે એક બે વાત કહું તો ખોટું ન લગાડતા." ચાલતાં ચાલતાં રામદાસે કહ્યું:

અપૂર્વ ચૂપ રહ્યો.

"આ મુકદમાની વાત હું પહેલાંથી જ જાણુતો હતો, અને શું ફેંસલો આવશે એની મને શંકા પણ ન હતી. વળી લોકોની વાત જે તમે કરો છો એ પણ માણસો જ છે તેઓ પણ સમજી લેશે કે હાલદારની સાથના જોસેફના કેસમાં અંગ્રેજી અદાલતમાં એનો કેવો ફેંસલો આવશે હવે રહી વીસ રૂપીઆના દંડની વાત—"

"પણ વિના કસુર રામદાસ?"

"હા, હા, વિના કસુરે જ! એમ તો વિના કસુરે હું પણ બે વર્ષની સજા ભોગવી આવ્યો છું."

"સજા ભોગવી આવ્યા છો? બે વર્ષની?"

"હા, બે વર્ષની. બીજું કાંઈ?" આટલું કહી તેણે જરા હસી અપૂર્વના હાથને પોતાના ખભે રાખી કહ્યું:—"આ કોટ જો ઉતારી નાખું તો જોશો કે નેતરથી સોટીઓની નિશાનીઓથી તલભાર જગ્યા બચી નથી."

"નેતરની સોટીઓનો માર ખાધો છે રામદાસ?"

"હા, હા, અને એ ય તે વિના કસુરે." રામદાસે હસતાં હસતાં અદ્દન હસાવતાં કહેવા માંડ્યું.

"આમ છતાં ય હું એટલો નિર્લજ્જ છું કે લોકોની સામે મોં દેખાડતો ફરૂં છું. તો તમે વીસ રૂપીયાના દંડની ચોટ સહન નહિ કરી શકો બાબુ?"

અપૂર્વ તેનો ચહેરો જોઈને દંગ થઇ ગયો. આ વખતે જે લેમ્પ–પોસ્ટ નીચે બન્ને ઉભા હતા ત્યાં એ લેમ્પની બત્તી પેટાવવા-વાળો આવી પહોંચ્યો. સાંજ પડી ગઈ હતી જોઇ રામદાસે ચોંકી જઇ કહ્યું:—"ચાલો. તમને ઘરે પહોંચાડી પછી હું પણ જાઉં."

"હમણાં જ તમે ચાલ્યા જશો? હજી ઘણી વાતો જાણવી હતી?" અપૂર્વે આવેગથી કહ્યું.

"બધીયે આજ જાણી લેશો ? એમ નહિ બને. કદાચ મારે ઘણા દિવસો સૂધી કહેવી પડશે." રામદાસે હસીને કહ્યું. "ઘણા દિવસો" શબ્દ પર તેણે એટલું જોર દીધું કે અપૂર્વથી તેના ચહેરા તરફ જોયા વગર ન રહેવાયું. પરંતુ એ સહાસ્ય પ્રશાંત ચહેરા પર કોઈ પણ પ્રકટ રહસ્ય ઝળક્યું નહિ.

અપૂર્વે ઓરડા પર જઈ બંધ બારણું ખખડાવ્યું. મહારાજે પોતાના શેઠનો અવાજ ઓળખ્યો ત્યારે જ બારણું ખોલ્યું. તે પહેલાથી જ આવીને ઘરના કામમાં લાગી ગયો હતો. તેના ચહેરા પર જેટલી ગંભીરતા હતી એટલી જ ખિન્નતા હતી.

"જાતાં વખતે ઉતાવળમાં તમે બે નોટ ભુલી ગયા હતા." મહારાજે કહ્યું.

"ક્યાં ભૂલી ગયો હતો ?"

"અહીંયા." એમ કહી તેણે પગથી બારણા નીચે ઈશારો કર્યો.

"તમારા તકીયાની નીચે રાખી દીધી છે. ખીસ્સામાંથી ક્યાંય રસ્તામાં ન પડી ગઈ એટલું સારૂં થયું." મહારાજે પાછું કહ્યું.

"નોટ કેમ પડી ગઈ એ વિચારતો વિચારતો અપૂર્વ પોતાના સૂવાના ઓરડામાં ચાલ્યો ગયો.



## ૫

રાતે વાળુ પાણી કરીને અપૂર્વ પોતાના ઓરડામાં બેઠો હતો, ત્યાં કામકાજથી પરવારીને મહારાજ આવ્યો.

"હવે તો છોટા બાબુ, આ બુઢ્ઢાની વાત માનો તો ઠીક. ચાલો

કાલ સવારે જ આપણે ક્યાંય–ગમે ત્યાં ચાલ્યા જઈએ." મહારાજે બે હાથ જોડી આંખમાં આંસુ લાવી કહ્યું.

"કાલ સવારે જ? ક્યાં જઈશું કહે? શું તું ધરમશાળામાં જઈને રહેવાનું કહે છે?"

"આના કરતાં તો એ સારી. મુકદ્દમો જીતી ગયો છે એટલે એ કોઈ દિવસે આવી, ઘરમાં ઘુસી જઈ આપણને મારી જશે."

મહારાજના આ શબ્દો અપૂર્વ સહન કરી શક્યો નહિ.

"પડેલા પર પાટુ મારવાને–ઘા પર મીઠું ભભરાવવા માટે માએ શું તને મારી સાથે મોકલ્યો છે? તારી હવે મને જરૂર નથી. કાલે સ્ટીમર જશે. તું તારે ઘરે ચાલ્યો જા. મારા નશીબમાં લખ્યું તે થશે." અપૂર્વે ગુસ્સે થઈ કહ્યું.

મહારાજે પછી એક પણ શબ્દ બોલવાની હિંમત ન કરી. આરતે રહીને તે પોતાના ઓરડામાં જઇને સૂઈ રહ્યો.

મહારાજની વાતોએ પોતાનું ભારે અપમાન કર્યું હતું એમ સમજી અપૂર્વે આટલો કડક જવાબ દીધો હતો પરંતુ સાથોસાથ તે મનમાં ને મનમાં એ વાતનો પણ અસ્વીકાર કરી ન શક્યો કે તેણે એવી કોઈ અસંગત વાત કહી નહોતી. ગમે તે હો પણ બીજા દિવસના સવારથી જ નવા મકાનની તપાસ થવા લાગી અને ફક્ત એક તલવરકરની સિવાય બીજા બધાયને તેણે નવા મકાનના તપાસ કરવાને કહી રાખ્યું હતું. એ પછી ફરીથી મહારાજે પણ કોઇ ફરિયાદ કરી નહિ, પરંતુ શેઠ અને નોકર બન્નેના દિવસો સશંકિત ભાવથી પસાર થવા લાગ્યા. ઓફીસથી પાછા ફરતી વખતે અપૂર્વને રોજ ડર રહ્યા કરતો કે આજે ઘરે જઇને ન જાણે શું યે સાંભળવું પડશે! પણ કોઈ દિવસ કાંઇ સાંભળવું પડયું નહિ. મુકદ્દમામાં વિજય મેળવનારા જોસેફના કુટુંબ તરફથી તરેહ તરેહના વિચિત્ર ઉપદ્રવ

નિત્ય નવા નવા રૂપમાં પ્રકટ થશે એ સ્વાભાવિક હતું, પણ ઉપદ્રવની વાત તો દૂર રહી પણ કદી કદી એ વાતની શંકા આવવા લાગી કે ઉપર કોઈ રહે છે કે નહિ. પરંતુ આ વિષયમાં કોઈ પણ કોઈને કોઈ વાત કહેતું નહિ. ઉપદ્રવ વિનાના દિવસો પસાર થવા લાગ્યા. લગભગ એક અઠવાડીયા પછી એક દિવસ ઓફીસથી પાછા ફરતી વખતે મહારાજે પ્રસન્ન મુખથી મનનો આનંદ વ્યકત કરતાં કહ્યું:–
"છોટાબાબુ તમે કંઈ સાંભળ્યું છે?"

"શું?"

"સાહેબનો પગ ભાંગી ગયો છે અને એ અસ્પતાલમાં પડયો છે. બચશે કે નહિ એના કંઈ ખબર નથી. આજે છ દિવસ થઈ ગયા. બરોબર એના બીજા જ દિવસે!"

"તને કેમ માલુમ પડયું?" અપૂર્વે વિસ્મિત થઈ પુછ્યું.

"મકાન માલિકનો ગુમાસ્તો મારા જીલ્લાનો માણસ છે. એની સાથે આજે જાણ પિછાણ થઈ ગઈ. ભાડું લેવા આવ્યો હતો; ભાડું અહીંયા કોણ આપે? સાહેબ તો દારૂ પીને મારપીટ કરતો જેટી પરથી નીચે પડી ગયો અને અસ્પતાલમાં સડી રહ્યો છે."

"હાય" કહી અપૂર્વ કપડાં બદલવાને પોતાના ઓરડામાં ચાલ્યો ગયો.

કલકત્તા છોડયા પછી આજે પહેલવહેલા મહારાજનું મન સાચી પ્રસન્નતાથી ખીલી ઉઠયું હતું. તેની મોટી અભિલાષા હતી કે આ વાત છેડીને પોતાના શેઠ સાથે આજે તે જરા વાતચીત કરે, પણ શેઠે તો તેને જરાયે ઉત્સાહ ન આપ્યો. ન આપ્યો તોય તેણે બહારથી અનેક તરકીબોથી સંભળાવી દીધું કે આ વાતને હું પહેલાંથી જ જાણતો હતો. મહારાજ સંધ્યાપૂજા કરતાં શિખ્યો ન હતો પણ ગાયત્રી તેને મુખપાઠ હતી. જે દિવસે દંડ થયો એ દિવસથી રોજ સાંજ સવાર તેણે ગાયત્રીની એકસોને આઠ માળા સોળ વખત ફેર-

વવી શરૂ કરી હતી. સાહેબનાં પગ ભાંગવાનું અસલ કારણ શું હતું એ બાળક શેઠની સમજમાં આવ્યું કે નહિ એ શંકા હતી પણ એ મંત્રની અસાધારણ શક્તિ પર મહારાજનો વિશ્વાસ હજારગણો વધી ગયો હતો. મ્લેચ્છ થઈને બ્રાહ્મણના શિર પર જેણે ઘોડાની માફક પગ પછાડયા હતા એના પગ ન ભાગે તો બીજું શું બને ?

બીજા દિવસે પોતાની ઓફીસના સિપાઈ દ્વારા ખબર મળતાં અપૂર્વે મહારાજને બોલાવી કહ્યું:—" એક મકાનનો પત્તો લાગ્યો છે. જાઓ જોઈ આવો કે એ કેવું છે ?"

" હવે કદાચ જરૂર નથી બાબુ. મેં બધુંય ઠીકઠાક કરી લીધું છે. આવતી પહેલી તારીખે જેને જવું છે તે જાશે. મકાન બદલવામાં ઘણી તરખડ છે છોટા બાબુ ! " મહારાજે જરા હસીને કહ્યું.

તરખડનો પાર નથી એ વાત તો અપૂર્વ પોતે પણ જાણતો હતો; પરંતુ સાહેબની ગેરહાજરીમાં જે ઉપદ્રવ બંધ છે, એ એના ચાલ્યા ગયા પછી તદ્દન બંધ જ થઈ જશે એ વાત પર તેને વિશ્વાસ ન બેઠો. મકાન તો બદલવું જ પડશે. પણ ઓફીસે જવા પહેલાં મહારાજે જ્યારે રજા માગી કે આજ બપોરના પોતે બર્મી લોકોના ફાયર મંદિરમાં તમાશો જોવા જવાનો છે ત્યારે અપૂર્વના હસ્યા વગર રહેવાયું નહિ.

" અરે, તને તમાશા જોવાનો શોખ કેમ થઈ આવ્યો મહા-રાજ ? " અપૂર્વે કુતૂહલથી પુછયું.

" પરદેશ જે કંઈ હોય તે જોઈ લેવું સારૂં છે છોટા બાબુ ? "

" એ તો સારૂં છે. લંગડો સાહેબ અસ્પતાલમાં પડયો છે. હવે રસ્તામાં પણ કાંઈ ડર નથી. વારૂ, જજે; પણ જરા જલ્દી પાછો આવજે. સાથે કોઇ આવશે ને ? "

કાલે જ જેની જાણપિછાણ થઇ હતી તે પોતાના દેશવાસી

ગુમાસ્તા મારફત મહારાજે જાણ્યું હતું કે આજે ફાયર મંદિરમાં બર્મી લોકોનો તમાશો છે; અને એ જોવા જવાને તેની સાથે જવાનું તેણે નક્કી કર્યું હતું. સાહેબનો પગ ભાંગી ગયાના ખબર મળ્યા પછી મહારાજ એટલો ખુશ થયો હતો કે તે નવા મિત્રનો તમાશો જોવા જવાની વાતથી બહુ જ રાજી થઇ ગયો હતો.

મહારાજને બહાર જવાનો હુકમ આપી અપૂર્વ વખત થતાં પોતાની ઓફીસે જવા રવાના થઈ ગયો અને એ પછી કલાક પછી મહારાજના દેશનો માણસ આવ્યો અને પોતાની સાથે બર્મીઓનો તમાશો જોવા લઈ ગયો. તાળાની એક ચાવી અપૂર્વની પાસે રહેતી હતી એટલે મહારાજે વિચાર્યું કે પાછા ફરવામાં વિલંબ થશે તોય છોટા બાબુને કંઈ હરકત પડશે નહિ. તે નિષ્કંટક થઈ બહાર ગયો, આજે તેની સ્ફુર્તિનો પાર ન હતો.

સાંજે અપૂર્વ ઘરે આવ્યો તો જોયું કે બારણે તાળું વાસેલું છે અને મહારાજ હજી સુધી પાછો ફર્યો નથી. ખિસ્સામાંથી ચાવી કાઢી જેવી તેણે તાળામાં નાખી તો એ તાળામાં લાગી નહિ. બારણે કોઇ બીજું જ તાળું લાગેલું હતું! અપૂર્વ એથી પરિચિત ન હતો. એ તાળું પોતાનું ન હતું. મહારાજને આ મળ્યું કયાંથી અને વાસ્યું તો ચાવી કયાં રાખી ગયો, ઘરમાં કેમ દાખલ થવું એની તેને કાંઇ સમજ ન પડી. આમ બે ત્રણ મિનિટ તે ઉભો રહ્યો ત્યાં ત્રીજા માળની પેલી ખ્રિસ્તી છોકરી દાદરે આવી અને બોલી:—" ઉભા રહો, હું ખોલી દઉં છું" જ્યારે તે નીચે ઉતરી આવી અને વિના સંકોચે અપૂર્વની પાસે આવી ઉભી ત્યારે અપૂર્વ ભારે આશ્ચર્ય અને શરમથી હતબુદ્ધિ જેવો થઇ ગયો. મહારાજ નથી; તેનું શું થયું અને કેવી રીતે પોતાના ઘરની ચાવી સાહેબની છોકરીના હાથમાં આવી એ કાંઇ તેના સમજવામાં ન આવ્યું.

થોડા અજવાળાવાળી એ ગોળ સીડી પર બન્નેને ઉભા રહેવા

જેટલી પૂરતી જગ્યા ન હતી એટલે અપૂર્વ એક પગથીયું નીચે ઉતરી બીજી બાજુ જોવા લાગ્યો. અજાણી યુવતી સાથે એકાંતમાં પાસે પાસે ઉભા રહી વાતચીત કરવાને તે રાજી ન હતો. પણ જ્યારે એ છોકરીએ તેને કહ્યું કે "મા કહી રહી હતી કે તાળું વાસવામાં મેં સારૂં કર્યું નથી. એમાં આફત પણ આવી પડે છે," ત્યારે અપૂર્વના મોંથી કોઇ જવાબ જ ન નીકળ્યો. ભારતીએ બારણું ખોલી કહ્યું:—"મારી મા ઘણી ડરપોક છે. તે ત્યારથી મારા પર નારાજ થઈ રહી છે કે જો તમે વિશ્વાસ નહિ કરો તો મારે જેલ જવું પડશે; પણ મને એનો જરા જેટલો ય ડર નથી."

"શું થયું છે?" અપૂર્વે કાંઈ સમજમાં ન આવતાં પૂછ્યું.

"અંદર જઈ જુઓ કે શું થયું છે?" ભારતી આટલું બોલી એક બાજુ જઈ ઉભી રહી. અપૂર્વે અંદર જે કાંઈ જોયું એથી તો તેની આંખો કપાળ પર ચઢી ગઇ. બન્ને ટ્રંકોના ઢાંકણા તુટેલા પડયા હતા. પુસ્તકો, કામળો, બિછાનું, તકિયા, કપડાલત્તા બધુંય જમીન પર વેરવિખેર પડયું હતું. તેના મોંમાંથી ફક્ત એટલું જ બોલી જવાયું કે:—"આ બધું કેમ થયું? કોણે કર્યું?"

"ગમે એણે કર્યું હોય પણ મેં તો નથી કર્યું એ વાત પર દુશ્મન હોવા છતાંય તમારે વિશ્વાસ કરવો પડશે." ભારતીએ જરા સ્મિત કરીને દુર્ઘટનાનું જે વર્ણન કર્યું એનો સાર એ હતો કે:—

બપોરે મહારાજ પોતાના તાજા જ થયેલા મિત્રની સાથે તમાશો જોવા ગયો ત્યારે ભારતીની માએ એને અટારીમાંથી જોયો હતો. થોડીવાર પછી નીચેના ઘરમાં એક તરેહનો સંદેહજનક અવાજ સાંભળીને એણે ભારતીને નીચે જોવા મોકલી. ભારતીના ઘરની ફરશમાં એક બાજુ એક છિદ્ર છે. એમાંથી અપૂર્વના ઘરનું સર્વ કાંઈ જોઈ શકાય છે. એ છિદ્રમાંથી ભારતીએ નીચેનું દ્રશ્ય જોયું અને એથી

એ બુમો પાડવા લાગી. જે લોક બોક્સ તોડી રહ્યા હતા. તે જલ્દીથી ભાગી ગયા. પછી નીચે ઉતરી એણે બારણે પોતાનું તાળું વાસ્યું અને ફરીથી એ પાછા ન આવે તે માટે પોતે પહેરો ભરવા લાગી. હમણાં અપૂર્વને જોઈને એ ઘર ખોલી દેવાને આવી હતી.

અપૂર્વ આ વર્ણન સાંભળીને સફેદ પુણી જેવો થઈ ધબ દઈને પોતાના પલંગ પર બેસી ઉંઢમૂંઢ થઈ જોઈ રહ્યો.

" આ ઓરડામાં તમારી કોઈ ખાવા પીવાની ચીજ છે કે ? અંદર આવીને હું જરા જોઈ શકું કે ? " ભારતીએ બારણામાં જરા માથું નાખી પૂછ્યું.

" આવો." અપૂર્વે ગર્દન હલાવી ફક્ત આટલું જ કહ્યું.

" હવે શું કરાય ? " અંદર આવી અપૂર્વે વિમૂઢની માફક પુછ્યું.

" ઘણુંય કરી શકાય તેમ છે પણ સૌથી પહેલાં એ જોવું જોઈએ કે શું શું ચોરાઈ ગયું છે. " ભારતીએ કહ્યું.

" સારી વાત છે. જુઓ ત્યારે શું શું ચોરાઈ ગયું છે. " અપૂર્વે કહ્યું.

" ઘરેથી ગઈ ત્યારે મેં નથી તમારો ટ્રંક સંભાળ્યો કે નથી મેં ચોરી કરી એટલે શું હતું, શું ન હતું એ હું કેવી રીતે જાણું? " ભારતીએ જરા હસીને કહ્યું.

" એ ખરી વાત છે. તો પછી મહારાજને આવવા દો. કદાચ તેને બધું ય માલુમ હશે. " આટલું કહી તે અહીં તહીં વિખરાયેલી ચીજોની તરફ કરૂણ દૃષ્ટિથી જોવા લાગ્યો.

તેનો નિરૂપાય જેવો ચહેરો જોઈને ભારતીને બહુ સારૂં લાગ્યું.

" તેને માલુમ હશે અને તમને નથી ? વાહ, કેમ જાણી શકાય એ હું તમને શિખવાડી દઉં છું " એમ કહી એ ફરશ પર બેસી ગઈ અને સામે પડેલી તૂટી ફૂટી ટ્રંકને પોતાની નજીક ખેંચીને પાછી

બોલીઃ-"વારૂ. પહેલાં બધાય કપડાલત્તા સંભાળીને રાખી દઉં. આ બધાંને લઇ જવાને કદાચ એમને ફુરસદ નહિ હોય." પછી અહીં તહીં છુટાછવાયા પડેલા કપડાઓને લઈ ઘેડ પાડી ગોઠવીને તે મૂકવા લાગી. એના શિક્ષિત હાથોની નિપુણતા થોડીજ ક્ષણમાં અપૂર્વની નજરમાં આવી ગઈ.

"આ શું? મુર્શિદાબાદી સિલ્કનો સૂટ છે? આવા સૂટ કેટલા હતા કહો જોઈએ?"

"બે."

"બરાબર છે, આ રહ્યું એક" કહેતા એણે સૂટ લઇ બોકસમાં રાખી દીધા.

"ઢાકાના ધોતીયાં-એક, બે, ત્રણ; ચાદર-એક. બે ત્રણ,-કદાચ ત્રણ ત્રણ હશે કેમ એમને?"

"હા, મને યાદ છે, ત્રણ ત્રણ જ હતી."

"આ, શું છે આલપાકાનો કોટ? એની સાથેનો વેસ્ટકોટ અને પેન્ટ તો નથી દેખાતું? વારૂ-નહિ, બંધ ગળુ છે, એનો સૂટ નહોતો."

"ના ફકત કોટ જ હતો. સૂટ ન હતો."

એ બધાંને બરાબર રાખીને ભારતીએ એક કપડું હાથમાં લઈ કહ્યુંઃ-"આ તો ફલાનેલનો સુટ લાગે છે,-ત્યાં તમે ટેનીસ રમતા હતા? તો-એક, બે, ત્રણ અને પેલી વળગણી પર એક, એક તમે પહેર્યું છે તો સૂટ કુલ પાંચ હતાને?"

"બરાબર છે, બરાબર છે, પાંચ જ હતા."

કપડાની ઘેડમાં કોઈ ચમકતી ચીજ દેખાણી, એને બહાર કાઢીને એ બોલી "આ તો સોનાની ચેન છે, ઘડિયાળ કયાં ગઈ?"

"જવા દો. ચેન પર એની નજર ન પડી એ જ સારૂં સમજો. એ મારા પિતાએ આપેલી છે એની યાદદાસ્ત—"

"પણ ઘડીયાળ?"

"આ રહી?" કહી અપૂર્વે પોતાના કોટના ખીસ્સામાંથી ઘડીયાળ કાઢીને દેખાડી.

"ત્યારે તો ચેન અને ઘડીયાળ મળી ગયા. હવે કહો જોઈએ કે તમારે વીંટીઓ કેટલી હતી? હાથમાં એક પણ પહેરેલી દેખાતી નથી?"

"હાથમાં પણ નથી કે બોક્સમાં પણ નથી. વીંટી તો મારી પાસે છે જ નહિ."

"બહુ સારૂં સોનાના બટન? એ તો તમારા ખમીસમાં હશે?"

"ના, ના. એક પહેરણમાં રાખ્યા હતા અને એ ઉપર જ રાખ્યું હતું." અપૂર્વે ગભરાઈને કહ્યું.

ભારતીએ વળગણી તરફ જોયું—જે કપડા હજુ ઉંચકીને રાખ્યા નહોતા એ એક બાજુ પડયા હતા, એમાં તપાસ કર્યા પછી જરા સ્મિત કરીને એણે કહ્યું:—"પહેરણ સાથે જ બટન ગયા લાગે છે બીજા બટન તો ન હતાને?"

"ના, નહોતા" અપૂર્વે માથું હલાવી કહ્યું.

"ટ્રંકમાં રૂપિયા–પૈસા હતા?" ભારતીએ પુછ્યું.

"હતા."

"તો એ પણ ગયા. કેટલા હતા એ માલુમ નથી ને? એ હું પહેલાંથી જ જાણતી હતી. તમારી પાસે મની બેગ છે એ મને ખબર છે. જરા બહાર કાઢી મને આપો તો?" ભારતીએ ઉદ્દિગ્ન ચહેરે કહ્યું.

અપૂર્વે ખિસ્સામાંથી પોતાની નાની ચામડીની બેગ કાઢી ભારતીના હાથમાં આપી. એણે જમીન પર ઉંધી કરી, ગણીને જોયું તો બસેંહ પચાસ રૂપીયા આઠ આના હતા.

"ઘરેથી કેટલા રૂપીયા લઈને આવ્યા હતા, યાદ છે?"

"યાદ કેમ ન હોય? છસેંહ રૂપિયા."

ટેબલ પરથી કાગળનો ટુકડો અને પેનસીલ લઈને ભારતી લખવા લાગી—સ્ટીમરની ટીકીટ, ઘોડાગાડીનું ભાડું, કુલી ખર્ચ—ઘરે પહોંચ્યાનો તાર તો કર્યો હશે?—તાર, એનો પણ એક રૂપીઓ, એ ઉપરાંત અહિંયાનો દસ દિવસનો ઘરખર્ચ?—"

"એ તો મહારાજને પુછ્યા વગર ખબર પડી શકશે નહિ."

"એ તો પડી શકશે. એક બે રૂપિયાનો ફરક પડશે, વધુ નહિ." ભારતીએ માથું હલાવી કહ્યું.

જે છિદ્રમાંથી આજ એણે ચોરી થતી જોઈ હતી એ છિદ્રમાંથી એ ઘરની સર્વ ઘટના જોયા કરતી હતી. મહારાજના શાક લેવાથી માંડીને ખાવા પીવાની તૈયારી કરવા સુધીની વાત એનાથી છુપી ન હતી. પણ એ વાત એણે કહી નહિ અને પોતાના મનથી ખાવા પીવાનો હિસાબ માંડી એકદમ મોં ઉંચુ કરીને બોલી:—'આ સિવાય બીજું તો કોઈ ફાલતુ ખર્ચ નથી થયુંને?"

"નહિ."

"તો બસેહ એંશી રૂપીયા ચોરાઈ ગયા." ભારતીએ કાગળ પર હિસાબ કર્યા પછી કહ્યું.

"નહિ, બસેંહ સાઠ રૂપિયા."

"નહિ, બસેંહ એંશી."

અપૂર્વે વધુ રકઝક ન કરી. એ છોકરીની પ્રખર બુદ્ધિ અને ચોતરફ નજર નાખવાની અદ્દભૂત શકિત જોઈને અપૂર્વ આશ્ચર્ય-ચકિત થઈ ગયો હતો. વળી આ સીધા વિષયને ન સમજવાની એની

આવી જીદ જોઈને તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. ફેંસલામાં ન્યાય-અન્યાય જે કંઈ થયું હતું, રૂપિયા ખર્ચ થઈ ગયા પછી હાથમાં નથી રહેતા, આવી સીધી વાતને જે સમજવા ઈચ્છતી નહોતી એને તે શું કહે?

ભારતી બાકીના કપડા સંભાળીને મુકી દઈ જવાને ઉભી થઈ.

"પોલીસને ખબર દેવા એ શું ઉચીત લાગે છે?" અપૂર્વે પૂછ્યું.

"શા માટે નહિ? ઉચિત એ રીતે થઈ શકે છે કે ફરી મારી ખેંચતાણનો અંત નહિ રહે, અને નહિ તો પોલીસ આવીને તમારા રૂપીયાને સાફ કરી જશે. આમ થાય તેમ તમે ઈચ્છતા નહિ હો!" ભારતીએ માથું હલાવી કહ્યું.

અપૂર્વ ચૂપ થઈ ગયો.

"નુકશાન તો જે કંઈ થવાનું હતું તે થઈ ચૂક્યું. વળી જો પોલીસ આવી તો અપમાન શરૂ થશે." ભારતીએ કહ્યું.

"પણ કાયદાકાનુન તો છે."

અપૂર્વની વાત પુરી ન થઈ તે પહેલાં તો ભારતી અસહિષ્ણુ થઈ બોલી.

"કાનૂન છે એ તો રહેવા દો. આ કામ હું તમને કોઈ પણ રીતે કરવા નહિ દઉં. કાયદાકાનૂન તો એ દિવસે પણ હતા કે જ્યારે તમે દંડ ભરી આવ્યા હતા? આટલા વખતમાં જ શું ભુલી ગયા?"

"લોકો જો જુઠું બોલે, જુઠો કેસ કરે તો શું એ કાયદાનો દોષ છે?" અપૂર્વે કહ્યું.

એ જરા પણ લજ્જિત છે એવું ભારતીના ચહેરા પરથી ન જણાયું.

"લોક જુઠું ન બોલે, જુઠા કેસ ન કરે તો શું કાયદો નિર્દોષ ઠરી જાય-તમારો અભિપ્રાય શું આવો છે? એમ હોત તો સારૂં હતું

પણ દુનિયામાં એમ થતું નથી અને એમ થવામાં હજી ઘણી વાર છે." એમ કહી એ જરા હસી. અપૂર્વ ચૂપ રહ્યો. તેણે ચર્ચામાં ભાગ ન લીધો. એ દિવસે પહેલ વહેલા એ છોકરીના કંઠ સ્વરથી, એના મીઠા સલજ્જવ્યવહારથી, ખાસ કરીને એની સકરુણ સહાનુભૂતિથી અપૂર્વના મનમાં જે થોડો મોહ ઉત્પન્ન થયો હતો એ એના એ પછીના આચરણથી લગભગ નાશ પામ્યો હતો. ભારતીનો આ બનાવ છુપાવવાનો આગ્રહ એકાએક તેને ઘણો ખરાબ માલુમ પડયો. એ સર્વ અયાચિત સહાયતાઓને તે પ્રસન્ન ચિત્તથી ગ્રહણ કરી ન શકયો અને ન જાણે કેવી એક અજ્ઞાત શઠતાની આશંકાથી તેનું આખુંયે અંતઃકરણ જોતજોતામાં કાળુ થઈ ગયું. એ દિવસે ભય અને સંકોચ સાથે ગુપ્ત રૂપે ભારતીનું ફળ આપવા આવવું અને બીજી જ ક્ષણે પોતાના ઘરે જઈ સંપૂર્ણ ઘટનાને વિકૃત બનાવી જુઠું બોલવું, એ પછી અદાલતમાં જુઠી સાક્ષી આપવી—એ બધોય ઇતિહાસ વિજળીની માફક તેના મનમાં તાજો થઈ ગયો અને એથી તેનો ચહેરો ગંભીર અને કંઠ ક્ષણભરનાં ભારે થઈ ગયો. આ બધોય અભિનય છે, બધીય ધોખાબાજી છે એ તે સમજી ગયો. તેના ચહેરાના આ આકસ્મિક પરિવર્તનને ભારતી સમજી ગઈ પણ એનું કારણ ન સમજાયું.

"મારી વાતનો તમે જવાબ ન આપ્યો ?"

"એનો હું શું જવાબ દઉં ? ચોરને એમ તો જવા દેવા નથી. થાણામાં ખબર તો દેવી જ પડશે."

"આ કેવી વાત કરો છો ? ચોર પણ નહિ પકડાય અને રૂપીયા પણ નહિ મળે. વચ્ચે મારે ઘસડાવું પડશે. મેં જોયું છે, તાળું વાસ્યું છે, સર્વ કાંઈ ઠિકાણે રાખ્યું છે. હું તો આફતમાં પડી જઈશ." ભારતીએ ડરીને કહ્યું

"જે બન્યું છે તેજ કહીશ."

"કહેવાથી શું થશે? એ દિવસે તમારી સાથે જબરદસ્ત મામલો થઇ ગયો. એકબીજાના મોં પણ જોતા ન હતા, બોલચાલ પણ બંધ હતી. છતાંય તમારા માટે મારી આટલી હમદર્દી છે. પોલીસ એ બનાવ પર વિશ્વાસ કેમ કરશે?" ભારતીએ વ્યાકુળ થઇ કહ્યું

અપૂર્વનું મન સંદેહથી વધુ કઠોર થઇ ગયું.

"તમારી શરૂથી આખર સુધીની તદ્દન જુઠ્ઠી વાત પર એ વિશ્વાસ કરી શકી તો શું આ સાચી વાત પર વિશ્વાસ નહિ કરે? રૂપિયા તો થોડા જ ગયા છે પણ ચોરને સજા દેવરાવ્યા વગર હું નહિ છોડું." અપૂર્વે કહ્યું.

ભારતી તેના ચહેરા તરફ હતબુદ્ધિની માફક જોતી રહી.

"તમે આ શું બોલો છો અપૂર્વ બાબુ? મારા પિતાજી સારા માણસ નથી. એણે તમારા પર ભારે અન્યાય ગુજાર્યો છે અને મેં પણ એને જે સહાયતા કરી છે તે હું જાણું છું. પણ એનો શું એ અર્થ છે કે તાળું અને બોકસ તોડી તમારા રૂપીઆ મેં ચોરાવ્યા છે? તમે એમ વિચાર કરો પણ હું એમ વિચાર કરી શકતી નથી. આ બદનામી થયા પછી હું કેમ જીવી શકીશ?" આમ કહેતા એના હોઠ ફુલીને કાંપવા લાગ્યા અને દાંતો વતી જોરથી હોઠો દબાવતી એ ઝંઝાવાતની માફક ઝડપથી ઓરડામાંથી બહાર ચાલી ગઈ.

☆

## ૬

બીજા દિવસે સવારે શું વિચાર કરીને અપૂર્વ પોલીસ થાણે જવાને રવાના થયો એ કહેવું કઠિન છે. ચોરીના મામલામાં પોલીસને ખબર દેવાથી કાંઇ જ પરિણામ આવતું નથી એ તે બરોબર જાણતો હતો. રૂપિયા મળશે નહિ અને ચોર પણ નહિ પકડાય એની પાકી ખાત્રી હતી, પણ પેલી ખ્રિસ્તી મ્લેચ્છ છોકરી પર તેના ક્રોધ અને વિદ્વેષની સીમા રહી ન હતી. ભારતીએ પોતે જ ચોરી કરી છે કે ચોરી કરવામાં મદદ કરી છે એ વિષયમાં મહારાજની માફક હજુ સુધી તે નિ:સંશય થઈ શક્યો ન હતો, પરંતુ એની શઠતા અને કપટ કૌશલ્યે તેને ખરેખર પાગલ બનાવી દીધો હતો. જોસેફ સાહેબને ગમે એટલા દોષ દઈ શકાય પણ એણે પોતાને સ્પષ્ટ કરવાની બાબતમાં શરૂઆતથી તે અત્યાર સુધીમાં એક પણ વાત ઉભી કરી નહોતી. એની શૈતાની અત્યંત વ્યક્ત હતી, એના ચાબુક ફટકારવા અર્થશુન્ય હતા. પડોસીની પ્રતિ એના મનોભાવમાં ક્યાંય પણ કોઇ તરેહની ખારાશ ન હતી, એનો કંઠ નિ:સંકોચ હતો અને એનું વક્તવ્ય સરળ તથા પ્રાંજલ હતું. એના મદમત્ત પગલા જાણવાને—સાંભળવાને કાન ઉંચા કરવાની જરૂરત ન હતી. સંક્ષેપમાં એ કે એને સમજાવી શકાય એમ હતું. પરંતુ આ છોકરીની વાત અને ક્રિયામાં કોઈ ઉદ્દેશ્ય જ શોધ્યો મળતો ન હતો. એણે જે નુકશાન કર્યું છે એના માટે પણ એને દુ:ખ ન હતું, પરંતુ શરૂઆતથી જ એનું વિચિત્ર આચરણ જાણે ક્ષણક્ષણમાં અપૂર્વની મજાક ઉડાવી રહ્યું હતું. ગુસ્સામાં પોલીસ થાણામાં ગયા પછી આરંભથી તે અંત સુધી સારીયે વાત પોલીસને કહેવાય કે નહિ એનો તેને સંદેહ હતો; પરંતુ મામલો એટલો આમળ ન વધ્યો. પાછળથી જ કોઈએ બૂમ મારી:—

“ અરે, અપૂર્વભાઈ અહીંયાં ક્યાંથી ? ”

અપૂર્વે પાછું વળીને જોયું તો સાધારણ સભ્ય બંગાલી પોશાકમાં પોતાનો પરિચિત નિમાઈ બાબુ બોલાવી રહ્યો હતો. એ બંગાળનો એક પોલીસમેન છે. અપૂર્વના પિતાએ એને ચાકરીમાં દાખલ કરાવી દીધો હતો અને તે એના મુરબ્બી હતા. નિમાઈ બાબુ તેમને મોટાભાઈ કહેતો હતો અને એ નાતાથી અપૂર્વ વગેરે એને નિમાઈ કાકા કહેતા હતા. સ્વદેશી આંદોલનના સમયમાં અપૂર્વને ગિરફતાર થવા છતાં સજા ન થઈ એ એની કૃપા હતી. રસ્તામાં જ અપૂર્વે એને પ્રણામ કરી પોતાની નોકરીના સમાચાર સંભળાવતા પૂછ્યું:—

"પણ તમે આ દૂર દેશમાં ક્યાંથી?"

"બેટા, તું હજુ બાળક કહેવાય, છતાંય તારા જેવાને આટલે દૂર ઘરબાર, મા—બ્હેન સર્વ છોડીને આવવું પડ્યું છે તો મારે ન આવવું પડે?" નિમાઈ બાબુએ આશિર્વાદ આપી કહ્યું. આટલું કહી તેણે પોતાના ખીસ્સામાંથી ઘડિયાળ કાઢીને જોતાં ફરીથી તેણે કહ્યું:—"હવે વખત નથી પણ તારે તો ઓફીસે જવાની ઘણી વાર છે. સાથે ચાલ બેટા, રસ્તામાં ચાલતા ચાલતા કંઈક વાત તો પુછી લઉં. ન જાણે કેટલા દિવસોથી તમારા લોકોની કંઇ ખબર જ નથી મળી. મા તો સારા છે ને? ભાઈઓ બધાય?"

"બધાય મજામાં છે" કહી અપૂર્વે પાછું પૂછ્યું:—"તમે ક્યાં જાઓ છો?"

"જેટી પર. મારી સાથે ચાલને?"

"ચાલો, તમારે બીજે ક્યાંય જવું છે?"

"હા, જવું પણ પડે. જે મહાપુરૂષને સ્વામતની સાથે અહીંથી લઈ જવા માટે દેશ છોડીને આટલે દૂર મારે આવવું પડયું છે, એની મરજી પર મારૂં આવવું જવું નિર્ભર છે. એનો ફોટો પણ છે, એના અંગુઠાની છાપ પણ છે પણ અહીંના પોલીસના બાપની તાકાત નથી કે એના દેહ પર એ હાથ લગાવી શકે. હું પણ લગાવીશ કે નહિ એ વિચારી રહ્યો છું." નિમાઈ બાબુએ હસીને કહ્યું.

અપૂર્વ "મહાપુરૂષ"નો ઇશારો સમજી ગયો.

"એ મહાપુરૂષ કોણ છે કાકા? તમે આવ્યા છો તો એ જરૂર બંગાલી જ હશે. ખૂની માણુસ તો નથીને?" અપૂર્વે કુતૂહલતાથી પુછ્યું.

"એ નહિ કહી શકું. એ હજરત કોણ છે કે કોણ નથી એ વાત બરોબર હું પણ જાણતો નથી. વળી એની વિરૂદ્ધ ચોક્કસ કોઇ ચાર્જ પણ નથી છતાંય એને નજરમાં રાખવા માટે આટલી મોટી સરકારને પણ એટલી વ્યગ્રતા છે કે ન પુછો વાત."

"કોઇ પોલીટીકલ માણુસ છે?"

"અરે બેટા, પોલિટિકલ માણુસ તો તું પણ એક વખત કહેવાતો હતો, પણ "પોલિટિકલ" કહેવાથી એ સમજી શકાય તેમ નથી. એ રાજવિદ્રોહી છે! રાજાનો શત્રુ છે! "હા" "શત્રુ" કહેવરાવવા લાયક આદમી એ જરૂર છે. બલિહારી છે એની પ્રતિભાને કે જેણે એનું નામ "સવ્યસાચી" પાડયું છે. મહાભારતના મત પ્રમાણે તો એના બન્નેય હાથ એક સરખા જ ચાલતા હતા, પણ પ્રબળ પ્રતાપશાલી સરકાર બહાદુરના સુગુપ્ત ઇતિહાસના અભિપ્રાય મુજબ સાંભળીએ છીએ કે એ આદમીની દસે ઇન્દ્રિયો સમાન વેગથી ચાલે છે. બંદુક, પિસ્તોલના એના નિશાન અચૂક છે, પદ્મા નદી તરીને એ આસાનીથી પેલે પાર જઇ શકે છે એમાં કોઇ શંકા નથી. આજ કાલ એવું અનુમાન કરવામાં આવે છે કે ગટગાંવના રસ્તે પહાડ ઓળંગીને કે રેલના રસ્તે એ હજરત બર્મામાં પધારી રહ્યાં છે. એના કોઇ બરોબર સમાચાર નથી. પણ એ રવાના થઇ ચૂકેલ છે એ વાત તો પાકી છે. એના ઉદ્દેશ્યની બાબતમાં કાંઇ સંદેહ કે તર્ક નથી—શત્રુ—મિત્ર સર્વના મનમાં એના વિષય પરત્વે સ્થિર સિદ્ધાંત બંધાઇ ગયો છે. અને એ વાતને પણ સર્વ જાણે છે કે એના નશ્વર દેહને જ્યાં સુધી પંચભૂતોને સુપ્રત કરી દેવામાં નહિ આવે ત્યાં સુધી

આ જન્મમાં એનામાં કોઇ પ્રકારનું પરિવર્તન પણ થઈ શકે તેમ નથી. પરંતુ જો બેટા, આ બધી વાત તું ક્યાંય ખુલ્લી પાડી બેસનો નહિ, તો આ બુઢાપામાં સત્તાવીશ વર્ષનું પેન્સન માર્યું જશે, સાથે ઉપરનું ઇનામ પણ માર્યું જશે." નિમાઈ બાબુએ કહ્યું.

અપૂર્વનો ઉત્સાહ ઉત્તેજનાથી ચંચળ થઈ ઉઠ્યો.

"આટલા દિવસો એ ક્યાં હશે? શું કરી રહ્યો હશે? "સવ્યસાચી" નામ તો કદીયે સાંભળવામાં આવ્યું નથી?"

"અરે બેટા આ બધા મોટા માણસોના કામ એક જ નામથી ચાલતા નથી. અર્જુનની માફક એમના દેશ વિદેશમાં કોણ જાણે કેટલા યે નામ પ્રચલિત હશે. એ જમાનામાં સાંભળ્યા હશે પણ હવે તને સ્મરણ નહિ રહ્યું હોય. આટલા દિવસો ક્યાં શું કરી રહ્યો હતો એવી તો હું વાકેફ નથી. પણ પુનામાં એકવાર ત્રણ મહિનાની અને સિંગાપુરમાં એક વાર ત્રણ વર્ષની સજા ભોગવી આવ્યો છે એટલું હું જાણું છું. દશ બાર ભાષા એવી સફાઇથી એ બોલી શકે છે કે કોઈ વિદેશી આદમી માટે એને ઓળખવો મુશ્કેલ છે અને એ કયાંનો રહીશ છે એ જાણવું પણ કઠિન છે. જર્મનીમાં કોઇ ડાકટરી પાસ કરી છે, ફ્રાન્સમાં ઇજનિયરી પાસ કરી છે, અમેરિકામાં શું પાસ કર્યું છે એ માલુમ નથી પણ એ જ્યાં રહે છે ત્યાં જરૂર કંઇને કંઇ પાસ તો કરે જ છે. એ બધું એના માટે તો ગંજીપાની રમત રમવા જેવું–રિક્રીયેશન બરોબર છે, પરંતુ કોઇપણ ડિગરી કોઇ કામ નથી આવી બેટા! એની રગેરગમાં ભમવાને એવી આગ સળગાવી દીધી છે કે એને ભલે જેલમાં ખોસી ઘાલો, ભલે શૂળી પર ચઢાવી દો, મેં પહેલા કહ્યું નહિ કે પંચભૂતોને સોંપ્યા સિવાર બીજી કોઇ સજા જ એને લાગુ થતી નથી. નથી એનામાં દયા માયા, નથી એ ધર્મ કર્મ માનતો કે નથી ઘરબાર. બાપરે બાપ! આપણે લોકો પણ આ દેશમાં પેદા થયા છીએ પણ એ કયાંથી આવીને બંગાળમાં પેદા થયો એ કંઈ સમજમાં આવતું

નથી." નિમાઇબાબુએ હસતા હસતા કહ્યું.

અપૂર્વ એકાએક કંઇ બોલી ન શકયો. તેની નસોમાંથી જાણે આગ વરસી રહી હતી.

"એને શું આજે 'એરેસ્ટ' કરશો?" થોડેક દૂર ચૂપચાપ ચાલ્યા પછી અપૂર્વે આસ્તે રહી પૂછ્યું.

"પહેલાં મળવા તો દે!"

"માનો કે મળી ગયો?"

"નહિ બેટા, એ સરળતાથી મળી જાય તેમ નથી. મ્હને તો નિશ્ચિત વિશ્વાસ છે કે એ આખરે આવીને જરૂર કોઇ રસ્તેથી બીજી જગ્યાએ ચાલ્યો ગયો હશે."

"અને કદાચ એનો ભેટો થઇ ગયો તો?"

"હુકમ તો એવો છે કે એના પર નજર જ રાખવી. બે દિવસ તો નજર જરૂર રાખીશ" નિમાઇ બાબુએ જરા વિચાર કરી કહ્યું.

એની વાત પર અપૂર્વ પુરો વિશ્વાસ કરી શકયો નહિ. વળી પાછી તેના મોં પર આનંદની એક ઊર્મિ ફરકી રહી.

"ઉંમર શું હશે?"

"વધુ નહિ. કદાચ ત્રીસ બત્રીશની અંદર હશે."

"દેખાવમાં કેવો છે?"

"એજ ભારે આશ્ચર્ય છે બેટા! આટલા મોટા ભયંકર આદમીમાં કોઇ વિશેષતા નથી. એ તદ્દન મામુલી આદમી છે, અને એથીજ એને ઓળખવો કઠિન છે તેમજ પકડવો પણ મુશ્કેલ છે. અમારા રિપોર્ટમાં આ વાત ખાસ લખવામાં આવી છે."

"પકડાઇ જવાના ડરથી નો એ પગરસ્તે પહાડ ઓળંગી આવે છે ને?"

"એમ પણ નથી. એ પણ શક્ય છે કે એમાં કાંઇ બીજો વિચાર હોય, કદાચ રસ્તો જોવાનો યે ઉદ્દેશ્ય હોય—કાંઇ કહી શકાય

તેમ નથી અપૂર્વ ! આ લોક જે માર્ગના રાહદારી છે, એમની સાથે સામાન્ય મનુષ્યનાં સ્વાભાવિક હિસાબનો મેળ ખાઈ શકતો નથી. આજે તો એ વાતની પરીક્ષા થશે કે અમારી ભૂલ કર્યા છે. એમ પણ બને કે અમારી બધીયે દોડધામ નકામી જાય."

"એમ થાય એવી હું ભગવાન પાસે અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરૂં છું કાકા !" અપૂર્વે આ વખતે હસીને કહ્યું.

"બેવકૂફ છોકરા, પોલીસની સામે આવી વાત કદીયે કહેવાય કે? તારા ઘરનો નંબર તેં શું કહ્યો ? ત્રીસ ? કાલ સવારેજ બનશે તો એકવાર આવીને જોઈ જઈશ." નિમાઈ બાબુએ પોતે પણ હસીને કહેવા માંડયું:—"પેલી સામેની જેટી પર સ્ટીમર આવશે. વારૂ તારી ઓફીસનો પણ વખત થઈ ગયો છે. નવી નોકરી છે, મોડું કરવું ઠીક નહિ" આટલું કહી તે જરા જલ્દીથી ચાલ્યા જવાને ઇચ્છતો હતો પણ અપૂર્વે કહ્યું:—" મોડા થવાની કયાં વાત છે? આજે ગેરહાજર થવું પડે તોય હું તમને નહિ છોડું. હું એ નથી ઇચ્છતો કે એ તમારા પંજામાં આવી ફસાઇ જાય. પણ કદાચ એવી દુર્ઘટના બની જાય તો કમમાં કમ એકવાર એને હું નજરોનજર જોઈ લઈશ, ચાલો.

ઇચ્છા ન હોવા છતાંય નિમાઈ બાબુએ કાંઈ વાંધો ઉઠાવ્યો નહિ પણ તેને ચેતવ્યો કે:—"જોવાનો લોભ થવો એ ઠીક છે એમ હું માનું છું પણ એવા આદમીઓ સાથે કોઈ તરેહની વાતચીત કે પરિચયની ઇચ્છા કરવી એ ભયંકર છે એ તને કહી દઉં છું. હવે તું બાળક નથી તેમ હવે પિતાજી પણ નથી માટે ભવિષ્યનો વિચાર કરીને કામ કરવાની જવાબદારી તારી છે."

"વાતચીત કે પરિચય કરવાનો મોકો તમે લોકો કોઇને કદીયે આપો છો કાકા? કોઈ ગુન્હો કર્યો નથી, કોઈ કેસ પણ નથી છતાંય એને જાળમાં ફસાવવા માટે આટલે દૂર તમે દોડી આવ્યા છો!" અપૂર્વે હસીને કહ્યું.

"કર્તવ્ય છે—ફરજ છે." ઉત્તરમાં નિમાઈબાબુએ જરા સ્મીત કરી કહ્યું.

આટલી નાની શી વાતમાં ન જાણે દુનિયાની કેટલીયે ભલાઈ બુરાઈ ભરાઈ રહી હતી એ વિચારતા અપૂર્વે કોઈ પ્રશ્ન જ ન કર્યો. બન્ને જેટીમાં દાખલ થયા ત્યારે "ઈરાવતી" સ્ટીમર કિનારે લાગવાની કોશિશ કરી રહી હતી. પાંચ સાત પોલીસમેનો પહેલાંથી જ સાદા પોશાકમાં ઉભા હતા. નિમાઈબાબુ તરફ એમની આંખોના એક તરેહના ઇશારા જોતા અપૂર્વે એમને ઓળખી લીધા. એ બધા ય હિન્દીઓ હતા. હિન્દના કલ્યાણ માટે દૂર બર્મામાં વિદ્રોહીઓનો શિકાર કરવાને એ આવ્યા હતા. એ શિકાર લગભગ એમની મુઠ્ઠીમાં આવી રહ્યો હતો. સફળતાના આનંદ અને ઉત્તેજનાનો પ્રચ્છન્ન પ્રકાશ એમના ચહેરા અને આંખોમાં ઝળકી રહ્યો હતો એ અપૂર્વે સાફ સાફ જોઈ લીધું. લજ્જા અને દુઃખથી મોં ફેરવી ઉભા રહેતાં જ અકસ્માત ક્ષણમાત્રમાં જ તેનું સંપૂર્ણ ચિત્ત વ્યથિત થઈ જાણે કોઈ એક અદ્રષ્ટપૂર્વ અપરિચિત અભાગીના પગ નીચે ઉંધુ થઇ પડ્યું અને તેણે એનો રસ્તો રોકી લીધો. સ્ટીમરના ખલાસીઓ દોરડા જેટી પર ફેંકી રહ્યા હતા. કેટલા યે માણસો ઉંચી ડોક કરીને જોઇ રહ્યા હતા. ડેક પર વ્યગ્રતા, શોરબકોર અને દોડધામની હદ ન હતી. કદાચ એ લોકોની વચ્ચે રહેલો એક આદમી ઉત્સુક દ્રષ્ટિથી કિનારાની પ્રતીક્ષા કરી રહ્યો હશે, પણ અપૂર્વની આંખો આગળ આખુંયે દ્રશ્ય આંસુઓથી ઝાંખું થઈ એકાકાર થઈ ગયું. ઉપર, નીચે, જળમાં, સ્થળમાં એટલા સ્ત્રી પુરૂષ ઉભા હતા એ કોઈની પર જરાકે શંકા ન હતી, કોઈ ગુન્હો ન હતો, ફક્ત હતો એ આદમી પર કે જેણે પોતાના તરૂણ હૃદયના એકેએક સુખને, સર્વસ્વાર્થને, બધીયે આશાઓને સ્વેચ્છાથી તિલાંજલી આપી દીધી હતી. કારાગાર અને મૃત્યુનો માર્ગ શું ફક્ત એના માટે જ મોં ફાડી રહ્યો હતો?

સ્ટીમર જેટી પર આવી પહોંચી, લાકડાની સીડી નીચે ઉતાર-

વામાં આવી. નિમાઈ બાબુ પોતાની ટુકડી સાથે રસ્તાની બન્ને બાજુ હારબંધ ઉભો રહ્યો, પણ અપૂર્વ તો ન હલ્યો કે ચાલ્યો. તે તો જ્યાં હતો ત્યાં નિશ્ચલ પત્થરની મૂર્તિ માફક ઉભો ઉભો એકાગ્ર ચિત્તથી કહેવા લાગ્યોઃ–"એકજ ક્ષણ પછી તારા હાથમાં બેડીઓ પડશે, કૌતુકપ્રિય નરનારી તારી લાંચ્છના અને અપમાન પોતાની આંખે જોશે. તેઓ જાણી પણ નહિ શકે કે તેમના માટે તેં સર્વસ્વનો ત્યાગ કર્યો છે અને એથી જ તેમની વચ્ચે તારાથી રહી શકાતું નથી.'

અપૂર્વની આંખોમાંથી ટપટપ આંસુઓ પડવા લાગ્યા અને જેને તેણે કદીયે દેખ્યો નથી, એને સંબોધન કરીને તે મનમાં ને મનમાં કહેવા લાગ્યોઃ–તું તો અમારા લોકો જેવો સાદો સીધો માણસ નથી, તેં તો દેશના માટે તારૂં સર્વ કાંઈ દઈ દીધું છે એટલે જ તો દેશની સેવા–નૌકા તને પાર ઉતારી શકતી નથી, પદ્મા નદીને તારે તરીને પાર કરવી પડે છે. એથી તો દેશના રાજમાર્ગ તારા માટે બંધ છે, દુર્ગમ પહાડ પર્વત તારે ઓળંગવા પડે છે! માલુમ નથી કે કયા વિસ્મૃત ભૂતકાળમાં તારા માટે પહેલવહેલા હાથકડી અને બેડી બની હતી! કારાગાર પણ શરૂઆતમાં તારી યાદ કરીને બન્યું હતું, એ તો તારૂં ગૌરવ છે! તારી બેપરવા કરી શકે એવી કોઈની મજાલ છે? આજે અગણિત પહેરાવાળા અને સંખ્યાબંધ સિપાઈઓ છે એ સર્વ તારાજ માટે છે! દુઃખનો દુઃસહ ભારે બોજો તું ઉઠાવી શકે છે એટલે તો ભગવાને આટલો ભાર તારી જ ખાંધ પર લાદયો છે. મુક્તિમાર્ગના અગ્રદૂત! પરાધીન દેશના હે રાજદ્રોહી! તને સો સો કરોડ નમસ્કાર છે.

આટલા માણસોની ભીડ છે, આટલા માણસોની અવરજવર થઈ રહી છે, આટલા માણસોની નજર મારા પર પડતી હશે એ સર્વ વાતોનો તેને જરા પણ ખ્યાલ ન હતો. પોતાના મનના ઉચ્છવસિત આવેગથી નીકળી રહેલી અવિચ્છિન્ન અશ્રુધારાથી તેના ગાલ,

દાઢી અને રોક સર્વ ભીંજાવા લાગ્યા. સમય કેટલો વીતી ગયો એનો પણ તેને કાંઈ ખબર ન રહી. એકાએક નિમાઈ બાબુના અવાજથી ચોંકી જઈ ઝટપટ તેણે આંસુ લુછી જરા હસવાની કોશિશ કરી. તેનો એવો વિહ્વળ ભાવ જોઈ નિમાઈબાબુ આશ્ચર્યચકિત થઈ ગયો, પરંતુ તેણે કાંઈ પૂછ્યું નહિ.

"જે વાતની બ્હીક હતી તે જ બની! એ સફાઈથી નાસી ગયો" નિમાઈબાબુએ કહ્યું.

"કેવી રીતે નાસી ગયો?"

"એ વળી જો ખબર હોત તો એ નાસી જ કેમ જાત? લગભગ ત્રણુસેંહ ઉતારૂઓ હતા, જેમાં વીસ પચીસ ફિરંગી સાહેબ હશે, ઉડિયા–મદ્રાસી, પંજાબી હશે દોઢસો, બાકીના હતા બર્મીઓ. એ કયા પોશાકમાં કોણ જાણે કંઈ ભાષા બોલતો નીકળી ગયો સે. 'દેવાઃ ન જાનંન્તિ–' દેવો સુધાં જાણતા નથી સમજ્યો બેટા! અમે તો પોલીસ છીએને? છતાંય પિછાણી શકતા નથી કે એ બંગાલી છે કે વિલાયતી! કેવળ જગદીશબાબુ શંકા લાવીને પાંચ છ બંગાલીઓને થાણામાં ઘસડી ગયો છે. એક માણસનો ચહેરો કંઈક મળતો આવતો હોય એમ જણાય છે, પણ એ અનુમાન જ છે, અસલમાં એ નથી જ. મારી સાથે આવીશને અપૂર્વ? ત્યાં પણ એક વાર એને નજરે જોઈ આવીએ."

અપૂર્વની છાતીની અંદર કંઈક થઈ ગયું.

"એને જો મારે પીટે–તો હું આવવા નથી માગતો."

"આટલા માણસોને ચૂપચાપ છોડી દીધા અને આ બિચારા પર શું ફકત બંગાળી હોવાના કારણે જ હું બંગાળી થઈને અત્યાચાર કરીશ? અરે બેટા, બહારથી તમે લોકો પોલીસવાળાઓને જેટલા ખરાબ સમજો છો એટલા ખરાબ તે બધાય હોતા નથી. સારા નરસા બધી જગ્યાએ હોય છે પરંતુ મોં બંધ કરીને જેટલું

દુઃખ અમારે સહન કરવું પડે છે એટલું જાણતો હો તો તું તારા આ પોલીસ કાકાની આટલી ઘૃણા કરી શકત નહિ અપૂર્વ!" નિમાઈબાબુએ હસીને કહ્યું.

"તમે તમારી ફરજ બજાવવા આવ્યા છો એટલે હું તમારી ઘૃણા શા માટે કરૂં કાકા?" આટલું બોલી અપૂર્વે લજ્જિત થઈ માથું નમાવ્યું અને ચરણસ્પર્શ કરી પોતાનો હાથ માથે આંખે લગાડયો. નિમાઈબાબુએ રાજી થઈ આશિર્વાદ આપી કહ્યું:—"બસ, બસ થયું. ચાલ, જરા જલ્દી ચાલ. એ લોકો બિચારા ભૂખ તરસથી હેરાન થઈ ગયા હશે. જરા તપાસ કરીને એમને છોડી દેવાય." આટલું કહી તે અપૂર્વને હાથ પકડી જલ્દીથી તેને બહાર લઈ આવ્યો.

પોલીસ સ્ટેશને આવીને જોયું કે સામેના હૉલમાં છ બંગાળીઓ પોતાના બચકા પોટલા લઈને બેઠા છે. જગદીશ બાબુએ એમની ટીનની પેટીઓ અને પોટલીઓની તપાસ કરવી શરૂ કરી દીધી હતી. ફક્ત એક માણસ કે જેના પર તેને વધારે સંદેહ હતો તેને એક બીજા ઓરડામાં રોકી રાખ્યો હતો. એ બધાય ઉત્તર બર્માની બર્મા ઓઇલ કંપનીમાં મિસ્ત્રીના કામ કરતા હતા. ત્યાંના હવાપાણી અનુકૂળ ન હોવાથી નોકરીની તપાસમાં એ રંગુન ચાલ્યા આવ્યા હતા. એમના નામઠામ અને ધંધાધાપા લખી લેવામાં આવ્યા અને ચીજ વસ્તુઓની પરીક્ષા કરીને એમને છોડી દેવામાં આવ્યા. એ પછી પોલિટિકલ સસપેકટ (રાજદ્વારી ગુન્હાના શકદાર) સવ્યસાચી મલ્લિકને નિમાઈ બાબુની સામે હાજર કરવામાં આવ્યો. એ ખાંસતો ખાંસતો સામે આવ્યો. ઉંમર ત્રીસ બત્રીસથી વધારે નહિ હોય. જરા પાતળો તેમજ દુબળો ને અશક્ત આદમી હતો, વધુ ઉધરસ આવતાં તેને શ્વાસ ચડતાં હાંફવા લાગ્યો. હવે આ દુનિયાનો એ થોડા દિવસનો મહેમાન છે એમ પહેલી નજરે જોતાંજ જણાઈ આવતું હતું. શરીરમાં કોઇ એક અસાધ્ય રોગને લીધે જાણે એનું સારૂંયે શરીર ઝડપથી ક્ષયની તરફ દોડી રહ્યું હતું, છતાંય આશ્ચર્ય

ફક્ત એટલા પૂરતુ હતું કે એની આંખોની દ્રષ્ટિ અદ્ભૂત હતી એની આંખો નાની હતી કે મોટી, ખેંચાયેલી કે ગોળ, ડોળા પ્રભાહીન હતા કે તેજસ્વી એ સર્વ વાતોનું વર્ણન કરવું વ્યર્થ છે. અત્યંત ઉંડા પાણીની માફક કોણ જાણે એની પોતાની અંદર શું હતું એ સમજવું મુશ્કેલ હતું. બ્હીક લાગતી હતી કે તેની પાસે જેમ તેમ ચાલી શકે તેમ ન હતું. સાવધાનીથી દૂર ઉભા રહેવું જ ઠીક હતું. મૃત્યુ પણ જ્યાં પ્રવેશ કરવાનું સાહસ નથી ખેડતું એવા કોઈ ઉંડાણમાં એની ક્ષીણ પ્રાણશક્તિ છુપાઈ રહી હતી અને એટલા માટેજ એ હજી સુધી જીવતો રહ્યો હતો. અપૂર્વ મુગ્ધ બની એની તરફ જોઈ રહ્યો હતો ત્યાં એકાએક નિમાઈ બાબુએ એના પહેરવેશ અને ટાપટીપ પર અપૂર્વની દ્રષ્ટિ આકર્ષિત કરી હસતા હસતાં કહ્યું:– "બાબુ સાહેબનું સ્વાસ્થ્ય તો હંમેશના માટે ચાલ્યું ગયું છે પણ એ વાત તો માનવી પડશે કે તેનો શોક સોળે આના મોજુદ છે કેમ અપૂર્વ ?"

આટલી વાર પછી અપૂર્વે એના પોશાક તરફ નજર નાખી અને મોં ફેરવી ભારે મુશ્કેલીથી હસવું દબાવ્યું. એના માથા પર મોઢા આગળ લાંબા લાંબા વાળ હતા, પણ ગર્દન ઉપર અને કાન –પટિઆ પર જાણે મુદ્દલ ન હોય એમ બહુજ બારીકાઈથી કપાવેલા હતા. વચલો ભાગ જ્યાં સેંથો પાડયો હતો અને તેલથી ખૂબ તર બોળ હતો ત્યાં લાંબા વાળ હતા અને એમાંથી સંતરાના તેલની જોરદાર વાસ આવી રહી હતી! અંગ પર જાપાની પચરંગી સિલ્કનું ચુડીદાર પહેરણ હતું, જેના ઉપરના ખીસ્સામાંથી સિલ્કની છાપવાળા રૂમાલનો થોડોક ભાગ બહાર નીકળેલો દેખાતો હતો. ખેસબેસની કોઈ બલા ન હતી. વિલાયતી મીલનું કાળી મખમલી કિનારીવાળું–સ્ત્રીઓની સાડી જેવું ધોતીયું, પગમાં ધુંટણની ઉપર સુધી ચડાવેલા અને લાલ પટ્ટાથી બાંધેલા લીલા રંગના ફુલ મોજાં, વાર્નિશવાળા પમ્પશુ જેને નીચે લાંબો સમય ટકાવવા માટે લોઢાના નાળ જડેલા

હતા અને હાથમાં હરણના શિંગની મૂઠવાળી નેતરની સોટી હતી. કેટલાયે દિવસના સમુદ્ર પ્રવાસથી સર્વ કાંઈ ગંદા થઈ ગયા હતા.

"કાકા, આ માણસને તમે કંઈ પૂછી કરીને જ છોડી દેજો. જેની તમે તપાસમાં છો એ આ માણસ નથી. એનો હું જામીન થાઉં છું." એ માણસને પગથી તે માથા સુધી બારીક નજરથી જોઇ અપૂર્વે કહ્યું.

નિમાઈબાબુ ચૂપ જ રહ્યો.

"બીજી વાત ભલે જવા દો પણ જેને તમે શોધી રહ્યા છો એના કલ્ચરનો તો જરા ખ્યાલ કરજો." અપૂર્વે કહ્યું.

નિમાઈબાબુએ ઉત્તર આપતાં ડોક હલાવી.

"તારું નામ શું છે?" એ માણસને નિમાઇબાબુએ સવાલ પૂછવાની શરુઆત કરી.

"જી, ગિરીશ મહાપાત્ર."

"એકદમ મહાપાત્ર! શું તું તેલની ખાણમાં કામ કરતો હેાા? હવે તો તું રંગુનમાં જ રહીશને? તારા બોકસ-બિસ્તરા વિગેરે તો તપાસી લીધા છે. હવે જરા જોઉં તારી આ થેલીમાં શું છે?"

એની એ થેલીમાં એક રૂપીઓ અને છએક આનાના પૈસા હતા. ખીસ્સામાં લોઢાનો કમ્પાસ, માપવાનું કપડાનું ફુટ રુલ, થોડીક બીડીઓ, એક દિવાસળીનું બાકસ, અને એક ગાંજો પીવાની ચલમ નીકળ્યા.

"તું ગાંજો પીએ છે?"

"જી, નહિ."

"તો આ ચલમ ખીસ્સામાં ક્યાંથી?"

"જી, રસ્તામાં પડી ગયેલી મળી આવી છે. કોઇને કામમાં આવી જશે એ ખ્યાલથી ઉંચકી લીધી છે."

એટલામાં જગદીશબાબુ અંદર આવી પહોંચ્યો.

"જુઓ જગદીશ, કેવો પરોપકારી માણસ છે? કોઇને કામમાં આવી જાય એટલા માટે તો તેણે રસ્તે પડેલી ગાંજાની ચલમ ઉંચકીને ખીસ્સામાં રાખી છે." નિમાઇબાબુએ હસતા હસતા જગદીશને કહ્યું.

"જોઉં, જરા તારા હાથ તો બતાવ?" એમ કહી એ પ્રવીણ અને સુદક્ષ પોલીસ અમલદારે–નિમાઇબાબુએ મહાપાત્રના જમણા હાથનો અંગુઠો લાંબા વખત સુધી તપાસ્યો.

"લાંબી મુદત ગાંજો તૈયાર કરવાની નિશાની અહીંયા મોજુદ છે હજરત. કહી દેને કે હું પીઉં છું! પણ હવે કેટલા દિવસ જીવીશ? તારા દેહની આ હાલત જોને? જાણે બુઢ્ઢો આદમી! હવે પીતો નહિ." નિમાઇબાબુએ હસીને કહ્યું.

"નહિ હજુર, કસમ ખાઇ કહું છું કે હું નથી પીતો: પણ દોસ્ત બિરાદરો કોઇ કહે તો હું બનાવી દઉં છું. બસ, નહિ તો એને અડકતો પણ નથી." મહાપાત્રે માથું હલાવી અસ્વીકાર કરતાં કહ્યું.

"તું તો દયાનો સાગર લાગે છે! બીજાને બનાવીને પાય છે અને તું નથી પીતો! કેવો જુઠ્ઠો!" જગદીશબાબુએ ગુસ્સે થઇ કહ્યું.

"મોડું થઇ ગયું. હવે હું જાઉં કાકા!" અપૂર્વે કહ્યું.

નિમાઇબાબુ ઉઠીને ઉભો થઇ ગયો.

"વારૂ, હવે તું જઇ શકે છે મહાપાત્ર! કેમ જગદીશ, જઇ શકે છેને?"

"પરંતુ ખાત્રીથી કાંઇ કહી શકાતું નથી ભાઇ સાહેબ મારી સમજ પ્રમાણે તો આ શહેરમાં હજુ થોડાક દિવસ નજર રાખવાની જરૂર છે. રાતની ટ્રેન પર પણ નજર રાખવી. એ સાચું છે કે એ બર્માંમાં આવી ગયો છે." જગદીશને સંમતિ દેતા નિમાઇબાબુએ ફરીથી કહ્યું.

"એમ પણ હોય પણ આ જાનવર પર વૉચ–નજર રાખવાની જરૂર નથી મોટા બાબુ! સંતરાના તેલની બદબોથી નાલાયકે આખાયે થાણાના માણસોના માથામાં દર્દ પેદા કર્યું છે." જગદીશે કહ્યું.

મોટો બાબુ હસવા લાગ્યો. અપૂર્વ પોલીસ સ્ટેશનથી બહાર નીકળી આવ્યો. એની સાથો સાથ જ મહાપાત્ર પણ પોતાની ટીનની તુટેલી બૉકસ અને ચટાઈમાં લપેટેલા મેલા ગંદા બીછાનાનું બંડલ બગલમાં મારી ધીમી ગતિથી ઉત્તર તરફની સડકે સીધો ચાલ્યો ગયો.



૭

આશ્ચર્ય એ હતું કે એવડો મોટો સવ્યસાચી પકડાયો નહિ અને કોઇ દુર્ઘટના પણ ન બની છતાંય આટલા ભારે ભાગ્યની અપૂર્વના મને જાણે કંઇ પરવાહ જ ન કરી. ઘરે આવી હજામત કરવાથી માંડી સંધ્યા–આહ્નિક, સ્નાન, ભોજન, પોશાક પહેરી ઓફીસે જવા વિગેરેનું દૈનિક કામ તેણે બધુંય કર્યું પણ તેના મનમાં કયા વિચારો ઘોળાઇ રહ્યા હતા એ તેને પોતાને પણ માલુમ પડ્યું નહિ. તેના આંખ, કાન, અને બુદ્ધિ સંસારની બધીયે વાતોથી તદ્દન વિચ્છિન્ન બની કોઈ એક અદ્રષ્ટ, અજ્ઞાત રાજવિદ્રોહીની ચિન્તામાં મગ્ન થઈ ગયાં. આ અન્યમનસ્કતા જોઈને તલવરકરે ચિંતિત ચહેરે પૂછ્યું—

"આજે ઘરેથી કોઈ કાગળ આવ્યો છે?"

"કેમ?"

" ઘરના ખબર તો સારા છે ને ? "

" મને ખબર છે ત્યાં સુધી તો બધાય મજામાં છે. " અપૂર્વે કંઈક આશ્ચર્યચકિત થઈ કહ્યું.

રામદાસે બીજો કોઈ સવાલ ન પૂછ્યો. ટિફીનના વખતે બન્ને એક સાથે બેસી જળપાન કરતા હતા. રામદાસની સ્ત્રીએ અપૂર્વને એક દિવસ આગ્રહપૂર્વક અનુરોધ કર્યો હતો કે " જ્યાં સુધી તમારી મા કે ઘરનું અન્ય કોઈ સગું અહીંયા આવી તમારી બરોબર વ્યવસ્થા ન કરે ત્યાં સુધી આ નાની બહેનના હાથની બનાવેલી થોડીક મિઠાઈ તમારે રોજ સ્વીકારવી પડશે. " અપૂર્વ એથી ખુબ રાજી થઇ ગયો હતો. ઓફીસનો એક બ્રાહ્મણ પટાવાળો આ બધું લાવતો હતો. હતો. આજ પણ તે જ્યારે પડખેના અલગ ઓરડામાં ખાવાની ચીજો પીરસી ગયો ત્યારે ખાતી વખતે અપૂર્વે પોતે જ વાત છેડી; " કાલે મારા ઘરમાં ચોરી થઈ ગઈ. બધુંયે ચોરાઈ ગયું પણ ઉપર રહેતી ખ્રિસ્તી છોકરીની કૃપાથી રૂપીયા પૈસા સિવાય બીજી બધીયે ચીજો બચી ગઈ. એણે ચોરને નસાડી મુકી મારા ઓરડાના બારણે પોતાનું તાળું વાસી દીધું હતું. મારા જવા પછી ઘરના બારણાનું તાળું ખોલી વગર બોલાવ્યે ઓરડામાં દાખલ થઈ એણે ચીજ વસ્તુઓ સંભાળી લીધી, બધાયનું એક લિસ્ટ બનાવી દીધું કે શું ચોરાઇ ગયું અને બધાયનો એવો હિસાબ માંડી દીધો કે એને જોતાં તારા જેવા પાસ થયેલ એકાઉન્ટંટને પણ આશ્ચર્ય થયા વગર રહે નહિ. વાસ્તવમાં એવી તત્પર, એવી કાર્યકુશળ છોકરી બીજી કોઈ હશે કે નહિ એ શંકા છે. એના વિના મારો હિતચિંતક મિત્ર કોણ છે ! "

" એમ કેમ બન્યું ? "

" મહારાજ ઘર પર નહોતો. બર્મીઓનો નાચ જોવાને ફયાર ગયો હતો. આ સમય દરમ્યાન આ ઘટના બની. મેનું તો કહેવું

છે કે આ કામ એ લોકોનું છે. મારું પણ અનુમાન કંઈજ એવુંજ છે કે ચોરી ન કરી હોય તો—જરૂર મદદ તો કરી છે."

"પછી ?"

"પછી સવારે થાણે ખબર દેવા ગયો પરંતુ પોલીસે એવો તમાશો દેખાડયો કે એ વાતની પાછી યાદ જ આવી નહિ. હવે હું વિચારું છું કે જે ગયું તે જવા દો. એ લોકોને ચોર પકડવાની હવે જરૂર નથી. એ તો વિદ્રોહીઓને પકડતા ફરે છે." આટલું કહી ગિરીશ મહાપાત્ર અને એના પોશાકની ટાપટીપ યાદ કરીને ખડખડ હસવા લાગ્યો હસવું રોકીને તેણે વિજ્ઞાન અને ચિકિત્સાશાસ્ત્રમાં અસાધારણ પારદર્શી, વિલાયતના ડાક્ટરની ડીગ્રીવાળા, રાજશત્રુ મહાપાત્રના સ્વાસ્થ્ય, એના શિક્ષણ અને રુચિ, સંતરાના તેલની વાસ, અને એથી આગળ વધીને પરોપકારાર્થે ગાંજાની ચલમ ઉંચકવાના ઈતિહાસનું સવિસ્તર વર્ણન કરી નાખ્યું અને પોતાનું હસવું કોઈ રીતે રોકીને તેણે છેવટે કહ્યું:—"તલવરકર, મહા હોંશિયાર પોલીસને આજે એવા બેવકુફ બનેલા કોઈએ કદાચ જોયા નહિ હોય. અને મજા તો એ છે કે ગવર્નમેન્ટ કોણ જાણે કેટલા રૂપિયા આવા જંગલી બતકોની પાછળ દોડધામ કરીને બરબાદ કરતી હશે!"

"પણ જંગલી બતકોને પકડવા એજ એ લોકોનું જ કામ છે. તમારા ચોર પકડવા માટેનું નહિ. વારુ, એ શું તમારા બંગાળની પોલીસ હતી ?" રામદાસે હસીને પૂછ્યું.

"હા. એ સિવાય મારા માટે ભારે શરમની વાત તો એ છે કે એનો જે મોટો બાબુ છે એ મારો પોતાનો જ માણસ છે—મારા પિતાજીનો મિત્ર છે. પિતાજીએ જ એને નોકરી અપાવી હતી."

"તો તો કદાચ તમારે પણ કોઈ દિવસ એનું પ્રાયશ્ચિત કરવું પડશે." આ વાત કહી નાખ્યા પછી એ જરા કંઈક સમસમીને ચૂપ થઈ ગયો. તેના પોતાના માણસના માટે એવો અભિપ્રાય વ્યક્ત

કરવાનું રામદાસને ઉચિત ન લાગ્યું. અપૂર્વ એના ચહેરા તરફ જોઈ તેના કહેવાનો અર્થ સમજ્યો, પરંતુ એ અર્થ સાચો ન હતો. એ જોરપૂર્વક વ્યક્ત કરતા બોલ્યોઃ–" હું એને કાકા કહું છું. એ મારા આત્મીય છે, હિતચિંતક છે પણ એમ ન માનતા કે એ દેશથીયે મને વધુ છે. બલ્કે દેશના રુપિયાથી, દેશના લોકોની સહાયતાથી જેનો એ શિકારની માફક પીછો પકડી રહ્યા છે એ કંઈક વધુ મારો પોતાનો છે."

"બાબુ સાહેબ, આ બધી વાતો કહેવાથી દુઃખ ભોગવવું પડશે." રામદાસે સ્મીત કરી કહ્યું.

"ભલે ભોગવવું પડે. મને મંજુર છે. પણ તલવરકર, ફક્ત આપણા દેશમાં જ નહિ, દુનિયાના કોઈપણ દેશમાં, કોઇપણ યુગમાં જે કોઇએ પોતાની જન્મભૂમિને સ્વાધીન બનાવવાની કોશિશ કરી છે એને પોતાના ન કહેવાનું સામર્થ્ય ભલે ગમે એમાં હોય પણ મારામાં તો નથી." આમ કહેતા કહેતા તેનો સ્વર તીક્ષ્ણ અને આંખોની દષ્ટિ પ્રખર થઈ ગયા. મનમાં ને મનમાં તે સમજી ગયો કે પોતે ક્યાંનો ક્યાં પહોંચી ગયો છે, પણ તે પોતાને સંભાળી ન શક્યો.

"તારા જેવું મારામાં સાહસ નથી, હું ડરપોક છું પરંતુ એનો અર્થ એ નથી કે કોઈને અન્યાયથી દંડ ભોગવવો પડે એ મને થોડો ખટકે છે. વગર કસુરે ફિરંગી છોકરાંઓએ મને જ્યારે લાત મારી પ્લેટફોર્મની બહાર કાઢી મુકયો એ બેઈજ્જતીની વાત આ કાળા ચામડા નીચે કંઈ થોડી જણી રહી નથી તલવરકર! આવું તો હંમેશાં થયા કરે છે. મારી માને, મારા ભાઈ બ્હેનોને જે લોક આવા હજારો અત્યાચારોથી બચાવવા માગે છે એમને "પોતાના" કહેવામાં જે દુઃખ હોય એને હું આજથી માથે ચડાવીશ."

રામદાસનો સુંદર ગોરો ચહેરો ક્ષણભર લાલ ચોળ થઇ ગયોઃ

"મને એ વાત તો તમે કહી નથી?"

"કહેવી શું સહેલી છે રામદાસ? હિન્દુસ્તાનના માણસો ત્યાં ક્યાં ઓછા હતા? પણ મારૂં અપમાન કોઇને જણાવામાં ન આવ્યું. આવી એમને આદત પડી ગઈ છે. લાતોથી મારા હાડકા પાંસળા નહિ તૂટયા એટલું સારૂ સમજી એ ખુશી થઈ ગયા. તને શું કહું? યાદ આવતાં જ ભારે દુઃખ, લજ્જા અને ઘૃણાથી મને તો એવું થઈ જાય છે કે જાણે જમીનમાં સમાઈ જાઉં."

રામદાસ ચૂપ રહ્યો પણ એની આંખોમાં ઝળઝળીયાં આવી ગયા. સામેની ઘડીયાળમાં ત્રણ વાગી ગયાથી એ ઉઠીને ઉભો થયો. કંઈ કહેવું હતું પણ કંઈ કહ્યા વગર એકાએક હાથ લાંબો કરી અપૂર્વનો જમણો હાથ પોતાની તરફ ખેંચી, દબાવી એ પોતાની કેબીનમાં ચાલ્યો ગયો.

એ દિવસે સાંજે ઑફીસ બંધ થવાની થોડીક વાર પહેલાં મોટા સાહેબ એક લાંબો ટેલિગ્રામ હાથમાં લઈ અપૂર્વની કેબીનમાં આવ્યા અને બોલ્યો:-"આપણી ભામોની ઑફીસમાં કોઇ વ્યવસ્થા જ નથી. માંડલે, શોએબો, મિકથિલા અને આ બાજુ પ્રોમ એ બધીયે ઑફીસનાં ગોટાળા ચાલી રહ્યા છે. મારી ઇચ્છા છે કે તમે એક વાર બધું જોઈ આવો. મારી ગેરહાજરીમાં તો એ બધાયનો ભાર તમારા પર જ રહેશે. એ બધાયનો તમારે પરિચય હોવો જરૂરી છે, માટે વધુ મોડું ન કરતાં કાલે, પરમ દિવસ સુધીમાં..."

"હું કાલે જ રવાના થઈ શકું છું" અપૂર્વે એજ વખતે સહમત થઇ કહ્યું. ખરી રીતે કેટલાયે કારણોથી રંગુનમાં તેને એક ક્ષણભર પણ મન લાગ્યું ન હતું. બીજું આ બહાને એ દેશ પણ પોતે એક વાર જોઈ આવશે એટલે તેણે જવાનું નક્કી કરી લીધું અને બીજે જ દિવસે સાંજે દૂર આવેલા ભામો શહેર જવાને તે રેલમાં રવાના થઈ ગયો. સાથમાં એક હિન્દુસ્તાની બ્રાહ્મણ પટાવાળાને લીધો હતો. મહારાજને ઘર સાચવવાને રંગુનમાં જ રાખ્યો હતો.

લંગડો સાહેબ અસ્પતાલમાં પડયો હતો એથી એટલો ડર પણ ન હતો; અને ખાસ કરીને આ મ્લેચ્છ દેશનું રંગુન શહેર તો એને ગમી પણ ગયું હતું એટલે બીજી કોઇ અજાણી જગામાં એને લઇ જવાની તેની ઇચ્છા ન થઇ. બીજું તલવરકરે મહારાજને પીઠ ઠોકી હિંમત આપતાં કહ્યું હતું કે તમે કાંઇ ફીકર કરશો નહિ મહારાજ! કોઇ વાત હોય તો ઓફીસમાં આવી મને ખબર આપી જજો."

ગાડી છૂટવાને લગભગ પાંચેક મિનિટની વાર હતી ત્યારે અપૂર્વ એકાએક ચોંકી જઇને બોલી ઉઠયો:–"અરે એ ત્યાં રહ્યો!"

તલવરકર ડોક ફેરવીને જોતાં જ સમજી ગયો કે એ ગિરીશ મહાપાત્ર હતો. એ જ ભભકાદાર પહેરણ, એજ લીલા રંગનાં મોજા, એ જ પંમ્પશુ અને સોટી હતા. ફરક હતો ફકત એ સિંહ છાપનો રૂમાલ ખીસ્સામાંથી કાઢી ગળામાં વિંટાળવાનો. મહાપાત્ર એમની તરફ આવી રહ્યો હતો.

"કેમ છે ગિરીશ? મને ઓળખ્યો? કયાં જાઓ છો?" સામે આવતાં જ અપૂર્વે એને બોલાવી કહ્યું.

"જી, કેમ ન ઓળખું બાબુ સાહેબ! આપ કયાં જાઓ છો?" ગિરીશે ગભરાઇને બે હાથ જોડી નમસ્કાર કરતાં કહ્યું.

"આજે ભામો જાઉં છું. તમે કયાં ચાલ્યા?" અપૂર્વે હસતા હસતા કહ્યું.

"જી, એનાન્જાંગથી બે દોસ્ત આવવાના હતા. પણ બાબુજી, મને નકામો શા માટે તંગ કરો છો. હા એ લોકો જરૂર કદી કદી અફીણ, ભાંગ વિગેરે ચોરીછુપીથી લાવે છે. પરંતુ બાબુજી હું તો ઘરમથી ચાલું છું. જુગાર–ચોરી કરવાની મારે જરૂર પણ શું છે? કહ્યું છે ને કે પરધર્મોભયાવહ. નશીબમાં લખ્યું કંઇ થોડું જ ભુંસી શકાય છે!"

"મારી પણ એજ માન્યતા છે પરંતુ ભાઇ તારી એક ભુલ થઇ છે? હું પોલીસનો માણસ નથી. અફીણ–ભાંગ સાથે મારે કાંઇ

લેવાદેવા નથી. એ દિવસે તો ફક્ત તમાશો જોવા જ આવી પહોંચ્યો હતો." અપૂર્વે હસીને કહ્યું.

તલવરકર તીક્ષ્ણ દ્રષ્ટિથી એને જોઈ રહ્યો હતો.

"ભાઇ મેં તને ક્યાંક જોયો છે." તલવરકરે કહ્યું.

"એમાં કંઈ આશ્ચર્ય નથી, બાબુ સાહેબ. નોકરીના માટે ક્યાંનું ક્યાંય ઘુમવું પડે છે. કોઈ ઠેકાણું થોડુંક જ છે!"

"પરંતુ મારા જેવા ગરીબ પર જુઠો શક ન લાવતા. તમારા લોકોની નજર પડવાથી નોકરી પણ નહિ મળે. બ્રાહ્મણનો છોકરો છું. થોડુંક ભણ્યો ગણ્યો પણ છું. શાસ્તર બાસ્તર બધુંય શીખ્યો છું પણ એવું ભાગ્ય કે—બાબુ સાહેબ તમે લોક..." અપૂર્વને ઉદ્દેશીને એણે કહ્યું.

"હું બ્રાહ્મણ છું." અપૂર્વે કહ્યું.

"જી, મારા નમસ્કાર છે. હવે હુકમ હોય—બાબુ સા'બ રામરામ." કહેતાં જ ગિરીશ મહાપાત્ર જોરથી આવતી ખાંસી રોકતો રોકતો જલ્દીથી આગળ ચાલી ગયો.

"આ સવ્યસાચીની પાછળ મારા કાકા સાહેબ સીપાઇઓની ટુકડીઓ લઇને દેશપરદેશ દોડધામ કરી રહ્યા છે તલવરકર!" અપૂર્વ આટલું બોલી હસવા લાગ્યો. પણ આ હસવામાં તલવરકરે સાથ આપ્યો નહિ. બીજી જ ક્ષણે સીટી વાગી અને ટ્રેન ઉપડવા લાગી. તેણે હાથ લંબાવી મિત્રના હાથ સાથે મેળવ્યો પણ ત્યારે એના મોંમાંથી કોઈ વાત ન નીકળી. કંઈક કારણથી અપૂર્વ આ તરફ ધ્યાન દઈ શક્યો નહિ, નહિ તો એ દેખત કે એ આ એક ક્ષણની અંદર રામદાસના વિશાળ, ઉજ્જવળ લલાટ પર જાણે કોઈ અદ્રષ્ય મેઘની છાયા છવાઈ રહી હતી અને સુદૂર દુર્નિરીક્ષ્ય લોકમાં એના મનુઃચક્ષુ તદ્દન ચોંટી ગયા હતા.

અપૂર્વ પહેલા વર્ગનો પ્રવાસી હતો. એના કમ્પાર્ટમેન્ટમાં બીજો કોઈ ઉતારૂ ન હતો. સાંજ થયા પછી તેણે પહેરણ નીચેથી

જનોઈ કાઢી જળ વગર જ સંધ્યા કરી લીધી અને જે સર્વ ખાવાની ચીજો શાસ્ત્રાનુસાર કોઈના અડકવાથી અભડાય નહિ એ એક પીતળની થાળીમાં કાઢી તે ખાવા લાગ્યો. પાણી અને પાન બ્રાહ્મણ પટાવાળો પહેલાથી જ રાખી ગયો હતો અને બિસ્તરો પણ બીછાવી ગયો હતો, એટલે ખાઇ પીને તે હાથ મોં ધોઈ પરિતૃપ્ત સ્વસ્થ ચિત્તથી બિસ્તરા પર સુઈ ગયો. તેને વિશ્વાસ હતો કે સવાર સુધી પોતાની ઉંઘમાં કોઇ વિઘ્ન નહિ આવે પણ એ તેનો કેટલો ભારે ભ્રમ હતો એ એક જ સ્ટેશન આગળ જતા જણાઈ આવ્યો. એ રાતે ત્રણ વખત તેને ઉંઘમાંથી ઉઠાડી પોલીસના માણસો તેનું નામ ઠામ અને ઠેકાણું લખી ગયા. એકવાર તેણે કંટાળીને વાંધો ઉઠાવ્યો તો બર્માના સબઇન્સ્પેકટરે કડવી જબાનથી જવાબ દીધો :—"તું કોઈ યુરોપિયન તો નથી ને ?"

"નહિ, પણ હું એક ફર્સ્ટ ક્લાસ પેસેંજર છું. રાતે મને સૂતેલો જગાડી ન શકાય."

"એ કાયદો રેલ્વે નોકરો માટે છે, હું તો પોલીસનો માણસ છું. જો હું ઇચ્છું તો તને ખેંચીને ઉતારી શકું છું." એણે હસીને કહ્યું.

એ પછી અપૂર્વે કાંઈ જવાબ ન દીધો. પછી રાતના છેલ્લાં ત્રણ ચાર કલાક કોઈ પણ જાતના ઉપદ્રવ વિના વીતી ગયા. સવારે ઉંઘમાંથી ઊઠ્યો ત્યારે પાછલી રાતની ગ્લાનિની વાત તેને યાદ પણ રહી નહિ. એક ઉન્નત પહાડની પાસે થઇને ગાડી ધીમી ગતિથી પસાર થઇ રહી હતી. સંભવતઃ એ ચઢણનો રસ્તો હતો. બારીમાથી બહાર મોં કાઢી જે જોયું એથી તો તે આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયો. પૃથ્વી પર આટલી બધી સૌન્દર્ય સંપત્તિ તેણે પહેલાં કદીયે જોઈ ન હતી. પર્વતમાળા અર્ધચંદ્રાકાર થઈ જાણે પાછળ અને આગળનો રસ્તો રોકી ઉભી હતી. એની ઉપર સર્વત્ર છવાયેલું ઘાડું જંગલ હતું અને ગગનસ્પર્શી વિશાળકાય વૃક્ષોની પંક્તિ એની સુવિસ્તીર્ણ

તળેટીને ઘેરી રહી હતી. હજુ હમણાં જ સૂર્યોદય થયો હતો. જમણી તરફના શિખરને ઓળંગી એના રથે આકાશમાં હજુ સુધી દેખાવ પણ દીધો ન હતો. પરંતુ અગ્રવર્તી કિરણ છટાએ ઉપરના નીલ અરણ્ય પર સુવર્ણ જેવો ઓપ દીધો હતો. અને એના આગમનના સમાચાર ચારે તરફ દઇ રહ્યા હતા. નાળાઓમાં શિખર પરથી ફક્ત પડતી જલધારા વહી રહી હતી. વનની છાયા નીચે એનો શાંત પ્રવાહ અશ્રુ રેખાનો માફક સકરુણ થઈ રહ્યો હતો. અપૂર્વ મુગ્ધ થઈ ગયો. કેવો આશ્ચર્યજનક સુંદર દેશ હતો ! અહીંયા જે લોક યુગ યુગાન્તરથી રહેતા હતા, એમના સૌભાગ્યની શું કોઈ હદ હતી ? પરંતુ હદ ન હોવાથી ફક્ત એક અનિર્દિષ્ટ આનંદનો આભાસ માત્ર મેળવી માનવહૃદય પૂર્ણ તૃપ્તિ નથી માની શકતો એટલે એને મૂર્તિ બનાવી–રૂપ દઈ મનમાં ને મનમાં હજારો પ્રકારનાં રસ અને રંગથી પ્લાવિત કરી માઈલોના માઈલ કાપવા લાગ્યો. આ પ્રમાણે તેનું ભાવનાશીલ ચિત્ત જ્યારે અંદર અને બહારથી આચ્છન્ન અને અભિભૂત થઈ રહ્યું હતું ત્યારે તે એકાએક જાણે એક કઠોર ધક્કાથી ચોંકી પડયા અને જોયું કે પોતાની કલ્પના–રથના ચક્રોને મેદિની ગ્રાસ કરી રહી હતી, તેને રામદાસ તલવરકરની વાતો યાદ આવી ગઈ. અહીંયા આવ્યા પછી એ બ્રહ્મદેશની અનેક ગુપ્ત અને વ્યક્ત કહાણીઓ સંગ્રહ કરી રહ્યો હતો અને આ પ્રસંગમાં એક દિવસ કહેતો હતો કે "બાબુજી, ફક્ત શોભા–સૌન્દર્ય જ નહિ પણ પ્રકૃતિ-માતાની દીધેલી આટલી મોટી સંપત્તિ પણ બહુ જ ઓછા દેશોમાં છે. એના જંગલ અને અરણ્યોની કોઈ સીમા નથી, જમીનની અંદર અહીંયા કદીયે ખુટે નહિ એવા તેલના પ્રવાહ છે, અહીંયાની મહામૂલ્ય રત્નોની ખાણોનું હજુયે મૂલ્ય અંકાયું નથી, અને પેલી જે આકાશચુંબી મહાવૃક્ષોની પંકિત છે, દુનિયામાં એની તુલના ક્યાં છે ? એ લાંબા સમયની વાત નથી કે ખબર મળતાં જ એક દિવસ અંગ્રેજ વણિકોની લુબ્ધ દ્રષ્ટિ એની પર એવી પડી કે એ જ્યાંની

ત્યાં ચોંટી રહી ! એનું અનિવાર્ય પરિણામ અત્યંત સંક્ષિપ્ત અને સીધું છે. ઝઘડા ઊભા થયા, મનવારો આવી, બંદુક–તોપો આવી, સેના આવી, લડાઈ થઈ, યુદ્ધમાં હારી જઈ કમજોર અક્ષમ રાજા દેશનિકાલ થયો અને એની રાણીઓના અંગપરના ઘરેણાંઓ વેચીને લડાઇનો ખર્ચ પુરો કરવામાં આવ્યો. એ પછી દેશ અને દેશવાસીઓના હિતના માટે, માનવતાના ઉદ્ધારને માટે, સભ્યતા અને ન્યાય–ધર્મની પ્રતિષ્ઠાને માટે અંગ્રેજ રાજશક્તિ વિજિત દેશનો શાસનભાર ગ્રહણ કરીને મન-વચન-કાયાથી એનું ભલું કરવા લાગી !" એથી તો આજે અહીંયા સતર્કતાની હદ નહોતી, એથી તો વિજિત દેશના પોલીસનો માણસ પોતાના જ જેવા એક બીજા પરાધીન દેશની નિર્દોષ વ્યક્તિની વારંવાર ઉંઘ ઉડાડી નિઃસંકોચ ભાવથી કહી શક્યો કે તું તો સાહેબ નથી કે જેથી તારૂં અપમાન કરવામાં કોઈ હરકત છે? અપૂર્વ મનમાં ને મનમાં કહેવા લાગ્યોઃ બરોબર છે! બરોબર છે! એથી વધુ એ બીજુ શું કહી શકતો હતો? એથી વધુ ઉમેદ હું એની પાસેથી શું કરી શકું?

અરણ્ય શિખર પર પ્રસરેલી પ્રભાતસૂર્યની કનક પ્રભા હજુ યે જ્યાંની ત્યાં જ હતી, પણ તેની આંખોને એ અત્યંત મ્લાન અને કાંતિહીન જ લાગવા માંડયા. સમુન્નત પર્વતમાળા સાધારણ અને વૃક્ષસમૂહની જે વિપૂલતાને જોઈ તે ક્ષણ એક પહેલાં વિસ્મય મુગ્ધ થઈ ગયો હતો, એ તેની દષ્ટિમાં હવે અત્યંત સાધારણ અને વિશેષતાશૂન્ય જણાવા લાગ્યા. પોતાની નદી–પૂર્ણ શસ્ય શામલ જન્મભૂમિની યાદ આવતાં તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યા. તેનું પ્રવાસ–પીડિત ચિત્ત છાતીની અંદર જાણે આર્તનાદ કરીને વારંવાર કહેવા લાગ્યું:–ઓ અભાગી દેશના શક્તિહીન માણસો ! આ અશેષ ઐશ્વર્યશાલીની જન્મભૂમિ પર તમારા લોકોનો દાવો કઈ વાતનો છે! જેનો ભાર, જેનું ગૌરવ તમે લોકો સાંભળી શકતા નથી, એની ઉપર

તમારો આ વ્યર્થ ક્ષોભ કેવી રીતે? સ્વાધીનતાનો જન્મસિદ્ધ હક્ક છે મનુષ્યત્વનો, કેવળ મનુષ્યનો નહિ એ વાતનો કોણ અસ્વિકાર કરશે? ભગવાન પણ એ છીનવી શકતો નથી. તમે લોકો પોતાના આ ક્ષુદ્ર અને તુચ્છ હાથ પગોનો જ મનુષ્ય સમજી બેઠા છો? એ ભૂલ છે–, ભૂલ છે. એથી અધિક આત્મઘાતી ભૂલ બીજી કોઈ હોઈ શકતી નથી." આ પ્રમાણે કોણ જાણે તે પોતાને કહેતો રહ્યો અને કેટલો સમય વીતી ગયો એનો પણ પત્તો નહોતો. એકાએક ગાડીની ગતિ ઘટી જવાથી તેને શુદ્ધિ આવી. ઝટપટ આંખો લૂછી તેણે બહારની બાજુ જોયું તો ગાડી સ્ટેશનમાં દાખલ થઈ રહી હતી.



## ૮

બચપણથી જ છોકરીઓ પ્રતિ અપૂર્વને શ્રદ્ધા ન હતી, બલ્કે એક જાતનો તિરસ્કાર હતો. ભાભીઓ તેને કોઇ મશ્કરીની વાત કરતી તો તે નારાજ થઇ જતો અને ઘનિષ્ટતા બાંધવા આવતી તો તે દૂર હઠી જતો હતો. માના સિવાય બીજા કોઇની સેવા, કે લાડ પ્યાર તેને સારા લાગતા હતા નહિ. જો કોઈ છોકરીને કોલેજમાં એક્ઝામીનેશન પાસ કરતી સાંભળતો તો તેને ખુશી થતી ન હતી અને જ્યારે કોઇ દિવસ વર્તમાનપત્રોમાં વાંચતો કે વિલાયતમાં લોકો કમર કસીને સ્ત્રીઓને રાજનૈતિક અધિકારો આપવા માટે લડત ચલાવી રહ્યા છે તો તેનું આખુંયે અંગ બળવા માંડતુ હતું. પણ એક વાત હતીઃ તેનું હૃદય સ્વભાવતઃ કોમળ અને ભોળું હતું. તે નરનારીના આ ભેદભાવને છોડી પ્રાણીમાત્રને અત્યંત પ્રેમની દૃષ્ટિએ દેખતો

અને કોઈને પણ કોઇ પણ કારણે કષ્ટ કે વ્યથા પહોંચાડવામાં તેને સંકોચ થતો હતો. તેની આ નિર્મળતાએજ ભારતીને અપરાધિની જાણવા છતાંય છેવટ સુધી કોઇ સજા થવા ન દીધી અને એ વાત તેનાથી છુપી નહોતી રહી. પરંતુ પુરૂષના યૌવન ચિત્તનીયે બીજી અનેક જાતની નિર્મળતાઓ અત્યંત છુપીછુપી રહ્યા કરે છે, એ વાતની માહિતી તેને આજ દિવસ સુધી ન હતી. એ ખ્રિસ્તી છોકરીને કઠિન દંડ દેવો એ તેના માટે તદ્દન અસંભવિત હતું; એ ભલે સત્ય ન હોય પરંતુ આ રીતે એ પણ સત્ય ન હતું કે નારીની પ્રતિ તેની સાચોસાચ વિમુખતા તેના મનને ભારતીથી અનાયાસ જ હંમેશા દૂર હઠાવી શકશે. આમ છતાંય આજે એ નિષ્ઠુર મિથ્યાચારિણી સ્ત્રી પ્રતિ તેના વિરાગ અને વિદ્વેષની સીમા ન હતી એ વાત અન્તર્યામી દેખી રહ્યો હતો.

ભામો આવ્યાને તેને પંદર દિવસ થઇ ગયા હતા. ત્યાંનું કામ એક રીતે પુરૂં થઇ ગયું હતું. બે ત્રણ દિવસમાં મિકથિલા ઉપડી જવાની વાર હતી. આજે સાંજે ઑફીસથી પાછા ફર્યાં પછી તે પોતાના ઓરડાની ઓસરીમાં બેસી મનમાં ને મનમાં એક જટિલ પ્રશ્નનું સમાધાન કરી રહ્યો હતો. પોતાની રુચિ અને જન્મગત સંસ્કાર હરવખત તેના કાનમાં કહી રહ્યા હતા કે એમાં સારૂં નથી, એ કલ્યાણકર નથી. વળી શાસ્ત્રીય અનુશાસનોમાં એ પ્રત્યે બહુજ અવિચાર કરવામાં આવ્યો છે એ સત્યને તેનું ન્યાયનિષ્ઠ ચિત્ત કોઇ રીતે અસ્વીકાર કરી શકતું ન હતું. એથી તેને દુઃખ થતું હતું પણ માર્ગ મળતો નહિ. એકાએક તેની આ મનોવ્યથા કેમ દૂર થઇ ગઇ! એનું રહસ્ય નીચે પ્રમાણે હતું.

જે બીજા માળના ઓરડામાં તે રહેતો હતો, એના નીચેના માળા પર એક બ્રહ્મદેશીય કુટુંબ રહેતું હતું. સવારે ઑફીસ જતાં પહેલાં એ કુટુંબમાં એક ભયંકર અનર્થ થઇ ગયો. એ ઘરમાં સજ્જનની ચાર છોકરીઓ હતી. એ બધીયે પરણેલી હતી. આજે

કોઈ ઉત્સવનો દિવસ હતો એટલે એના ચારે જમાઈઓ આવ્યા હતા. ભોજનના સમય, સન્માન અને ખાતર બરદાસની બાબતમાં પહેલા છોકરીઓમાં અને એ પછી થોડી વારે જમાઇઓમાં લાકડીઓ ઉછળી, ખૂન પણ વહ્યાં. અપૂર્વે પૂછગાછ કરતાં જે કંઈ સાંભળ્યું એથી તો તે દંગ જ થઈ ગયો. તેણે એવું સાંભળ્યું કે જમાઇઓમાં એક મદ્રાસી ચૂલીયો મુસલમાન, એક ચટગાંવનો બંગાલી પોર્ટુગીઝ, એક એંગ્લો ઇન્ડીયન સાહેબ અને સૌથી નાનો જમાઇ ચીનો હતો કે જે કંઈ પેઢીઓથી આ શહેરમાં રહીને ચામડાનો રોજગાર કરતો હતો. આ પ્રમાણે દુનિયાભરની જાતિઓના સસરા બનવાનું ગૌરવ અન્યત્ર દુર્લભ હોવા છતાંય અહીંયા સુલભ હતું. વળી મજા તો એ હતી કે પ્રત્યેક સંબંધના બારામાં બિચારા પિતાએ ડરતાં ડરતાં વિરોધ દર્શાવ્યો હતો, છતાંય છોકરીઓની અપ્રતિહત સ્વાધીનતાએ એના પર ધ્યાન તો દૂર રહ્યું પણ કાન યે દીધો નહિ. એક એક દિન એક એક છોકરી ઘરમાંથી ચાલી ગઈ અને પછી એક એક દિન એક એક છોકરી પાછી ઘરે આવતી રહી. એમની સાથે એ વિચિત્ર જમાઇરાજો પણ આવી રહ્યા. એમની ભાષા જુદી, ભાવ જુદા, ધર્મ જુદા, મિજાજ જુદા, શિક્ષણ, સંસ્કાર સર્વ જુદાજુદા—કોઈની સાથે કોઈનો જરાકે મેળ ન હતો. બ્રહ્મદેશમાં હિન્દના 'હિન્દુ—મુસલમાન' પ્રશ્નની માફક ધીમે ધીમે જે એક કઠિન સમસ્યા ઉપસ્થિત થઈ રહી છે એનું સમાધાન આખરે કેમ થશે?

ક્ષોભ, દુઃખ, ક્રોધ, અને વિરક્તિથી તે મનમાં ને મનમાં મુંઝાવા લાગ્યો અને છોકરીઓની સામાજીક સ્વાધીનતાને સો સો વાર ખરાબ કહેવા લાગ્યો: આમ બની જ શકે નહિ, આમ કદી યે બનવું જ જોઇએ નહિ. બર્મા નષ્ટ થઈ રહ્યું છે. યુરોપ રસાતળે જઈ રહ્યો છે અને જો ઉધાર લીધેલી સભ્યતા આપણા દેશમાં વ્યાપી જશે તો આપણે પણ સમૂળગા નષ્ટ થઇ જઇશું, મરી

જઈશું. આપણા સમાજનું જેમણે ઘડતર ઘડયું છે, તેઓ નારીને પીછાનતા હતા એટલે તેઓ આટલી સાવધાની સાથે વિધિનિષેધ કરી ગયા છે. એ ભલે કઠોર હોય છતાંય કલ્યાણથી પૂર્ણ છે. આ બુરા જમાનામાં જો આપણે એના વિના કોઈ સંશયથી બરોબર થંભી જઈ શકીશું નહિ તો આપણું મોત નક્કી છે, આપણને કોઈ બચાવી શકશે નહિ. આવા પ્રકારની કેટલી યે વાતોને એકાંત અંધારામાં બેઠો બેઠો પોતાના મનમાં ને મનમાં કહી ગયો. પરંતુ હાય, આ સીધી વાત તેના મનમાં એકવાર પણ ન આવી કે જે મુક્તિ–મંત્રને પોતે આજીવનનો એકમાત્ર વ્રત સમજ્યો છે અને જેને પોતે મન–વચન–કાર્યથી ગ્રહણ કરવા ઇચ્છે છે, એની જ એક બીજી મૂર્તિને બન્ને હાથથી ધકેલી મુક્તિના સત્ય દેવતાને જ અસન્માનપૂર્વક દૂર કરી રહ્યો હતો! મુક્તિ શું એટલી નાની શી ચીજ છે કે એને શું તું આરામથી નહાવાનો હોજ સમજી બેઠો છું? નહિ એ સમુદ્ર છે. એમાં ભય તો છે જ–ઉત્તાલ તરંગ એમાં જરૂર થશે અને મગરમચ્છ આદિ પણ હશે, વહાણો તેમાંજ ડૂબે છે છતાંય એ જગતનો પ્રાણ છે–એમાં સંપૂર્ણ શક્તિ, સમસ્ત સંપત્તિ અને સંપૂર્ણ સાર્થકતા છે. નિરપાદ સરોવરના ભરોસે કેવળ પ્રાણ ધારણ કરી શકાય છે; જીતવા રહી શકાતું નથી.

"બાબુજી, ભોજન તૈયાર છે."

"રામશરણ, એક બત્તી લઈ આવ. કાલ સવારની ગાડીમાં આપણે મિકથિલા જવાનું છે. મેનેજરને ખબર આપી આવ." અપૂર્વે ચોંકી પડી કહ્યું.

"પરંતુ, તમે તો પરમ દિવસે જવાનું કહેતા હતા ને?"

"નહિ, પરમ દિવસે નહિ, કાલેજ, જા એક બત્તી લઈ આવ" કહી અપૂર્વે આ વાતને અહીંયા જ પૂરી કરી દીધી. તેનું મન છોકરીઓની સ્વાધીનતાની આ નવી દિશા જોઈને દિગ્ભ્રાંત થઈ ગયું હતું; પરંતુ એની બીજી જે એક દિશા છે, જેના રંગ અને પ્રકાશ

સારાયે આકાશને અજવાળી શકે છે એની તે કલ્પના પણ કરી ન શક્યો.

બીજા દિવસે યથા સમયે તે મિકથિલા જવાને રવાના થઈ ગયો; પણ ત્યાં તેનું દિલ ન ચોટ્યું. ત્યાં દેશી અને વિલાયતી પલ્ટનની છાવણી છે, મજાનું ખાસ્સું શહેર છે. નવા માણસને માટે જોવા લાયક ત્યાં પૂરતી ચીજો છે પણ તેને કંઈ પણ સારૂં લાગ્યું નહિ. તેનું મન વારંવાર રંગુન જવા માટે તલપવા લાગ્યું. ભામોમાં તેને રિડાયરેક્ટ કરેલો માનો એક પત્ર મળ્યો હતો, રામદાસે પણ બે ચીઠ્ઠીઓ લખી હતી, એને લગભગ દસબાર દિવસ થઈ ગયા હતા. રામદાસે લખ્યું હતું કે પોતાના પાછા આવ્યા પહેલાં ઘર બદલવાની કોઈ જરૂર નથી અને પોતેજ ઘેર જઈને જોઈ આવ્યો હતો. મહારાજ સારી રીતે શાંતિથી રહેતો હતો, પણ પછી દસબાર દિવસથી કોઈ ખબર ન મળ્યા કે મહારાજ કેમ હતો, એની 'સારી રીતે' અને 'શાંતિ' કાયમ હતી કે નહિ. સંભવતઃ બધું ઠીક જ હશે, કોઈ ગડબડ નહિ હોય. આમ છતાંય એકાએક એક દિવસે તેણે ભામોની માફકજ ચીજ વસ્તુઓ બંધાવી અને સ્ટેશન જવા માટે ગાડી બોલાવી લાવવાનો હુકમ દઈ દીધો. આ સ્થાનને યાદ રાખવા લાયક કોઈ વિશેષ ઘટના ન બની, થોડા ઘણા કામધંધામાં વિશેષતા કંઈ ન હતી પરંતુ મિકથિલા છોડવાની લગભગ પંદર મિનીટ પહેલા સ્ટેશન પર આવતા એવી એક વાત બની ગઈ કે જે આજકાલ સાધારણ અને મામુલી હોવા છતાંય ભવિષ્યમાં ઘણા દિવસો સુધી તેને યાદ રાખવી પડી. એક દારૂડીઆ બંગાલીને રેલ્વેના માણસોએ ગાડીમાંથી ઉતારી દીધો હતોઃ મેલીઘેલી ફાટેલી હેટ અને કોટ પાટલુન પહેરેલા હતાઃ પાસે ફકત એક તૂટેલી બોક્સ હતીઃ ન તો બિસ્તરો હતો કે બીજો કોઇ સામાન. ટિકીટ લેવાના પૈસાથી એણે દારૂ પીધો હતો એ જ એની કસુર હતી. એ બંગાલી હતો. પોલીસ એને પકડીને લઈ જઈ રહી હતી. અપૂર્વે એનું રેલ્વે ભાડું ચૂકવી દીધું. એ ઉપરાંત

પાંચ રૂપિયા એના હાથમાં દઇ તે જલ્દીથી ચાલ્યો જવા ઇચ્છતો હતો, પણ એકાએક એ દારૂડીયાએ હાથ જોડી કહ્યું:—"બાબુજી, મારી આ બોક્સ તમે લેતા જાઓ. એને વેચી તમારા રૂપીયા વસુલ કરી લઇ બાકીના વધેલા પૈસા મને મોકલી આપજો." એનાં કંઠમાં જડતા હતી છતાંય એ હોશમાં વાત કરી રહ્યો હતો એ સ્પષ્ટ જણાઇ આવતું હતું.

"તમે તમારૂં સીરનામું લખી આપો. હું તમને કાગળ લખી ખબર આપીશ."

"તું તારી બોકસ તારી પાસે જ રાખ. એ મારાથી વેચી શકાશે નહિ. મારૂં નામ અપૂર્વ હાલદાર છે. રંગુનની બોથા કંપનીમાં કામ કરૂં છું. તને જ્યારે સગવડ થાય ત્યારે રૂપિયા મોકલી આપજે."

"વારૂ, બાબુ સાહેબ નમસ્કાર! હું જરૂર મોકલી આપીશ. બહાર જવાનો રસ્તો આજ છેને? ભારે મોટું શહેર છે ને? અહિંયા બધીય ચીજો તો મળતી હશે? વાસ્તવમાં બાબુજી, હું તમને કદીયે ભુલી નહિ શકું" આટલું કહી એણે ફરી એકવાર નમસ્કાર કર્યાં અને પેલી તૂટેલી બોકસ બગલમાં મારી એ ચાલ્યો ગયો. અપૂર્વે એનો ચહેરો પહેલી જ વાર બારીકાઇથી જોયો. ઉંમર વધુ ન હતી પણ બરોબર કેટલી હતી એ કહેવું કઠિન હતું. કદાચ જુદી જુદી જાતના નશા કરીને એણે દસ વર્ષ પોતાની ઉંમરમાં વધારી દીધા હતા. ચહેરો ગોરો હતો, શરીર દુબળું, હાથની આંગળીઓ લાંબી અને પાતળી હતી. સારાયે શરીર પર જાણે ભૂખ અને અત્યાચારના ચિહ્ન અંકિત હતા. એના ચાલ્યા ગયા પછી અપૂર્વને એક જાતનું દુઃખ થવા લાગ્યું. એને વધુ રૂપિયા આપવા વ્યર્થ હતા, એ અન્યાય હતો એ વાત પણ તે સમજી ગયો હતો પણ કંઇક બીજો ઉપકાર કરવો સંભવીત હતો. પરંતુ આ વિષયની ચિંતા કરવાનો વધુ વખત નહોતો. તેને ટિકીટ ખરીદી ગાડીમાં બેસી જવું પડ્યું.

બીજા દિવસે જ્યારે તે રંગુન પહોંચ્યો ત્યારે બપોરના બાર વાગ્યા હતા. જેવો સખ્ત તાપ પડી રહ્યો હતો એવા જ ઉતાપથી એનું અંતઃકરણ બળી રહ્યું હતું આ ઉતાપ થવાનું કારણ એ હતું કે ઉતાવળ અને અસાવધાનીને લીધે તેના ખાવાપીવાના વાસણોને મુસલમાને અડકીને અભડાવી દીધાં હતાં. નાહ્યા ધોયા વગર અને ખાધા પીધા વગર મારે ભૂખ અને તરસ અને થાકોડાથી તેનું શરીર લથડીયા ખાતું હતું. કોઈ પણ રીતે ઘરે જઇને નાહી ધોઈ સૂઈ જવાય તો જાન બચે એમ લાગતું હતું. ઘોડાગાડી બોલાવવામાં અને એમાં સામાન ભરી ઘરે પહોંચવામાં દશ મિનીટ વધુ લાગી ગઈ, પણ ઉપર જોતાં તેના ક્રોધની સીમા ન રહી. મહારાજે સડક પર પડતી બારી ખોલવાની પરવાહ પણ કરી નહિ કે ગાડીનો અવાજ સાંભળીને નીચે ઉતર્યો પણ નહિ! જલ્દી જલ્દી ઉપર જઈ બારણાને જોરથી ધક્કો મારી બૂમ પાડવા લાગ્યો:—" મહારાજ ' ઓ મહારાજ ! " થોડીવાર પછી આસ્તેથી, અત્યંત સાવધાનીથી કોઇએ બારણું ખોલી નાખ્યું.

ક્રોધે ભરાયેલો અપૂર્વ ઘરમાં પગ મુકવા જતો હતો ત્યાં તો તે આશ્ચર્યથી અવાક અને હતબુદ્ધિ થઈ ગયો. સામે જ ભારતી ઉભી હતી. એની એ કેવી મૂર્તિ હતી! પગમાં ચંપલ ન હતા, એક કાળા રંગની સાડી ઓઢી હતી, ઓધા જેવા વાળ છૂટા ફરકી રહ્યા હતા અને ચહેરા પર શાંત અને ગંભીર વિષાદની છાયા હતી ! જાણે કોઈ લાંબી મજલનો મુસાફર તાપથી બળતો જળતો, પસીનાથી તરબોળ ભીંજાયેલો, ભૂખ્યો તરસ્યો અને ઉજાગરા વેઠી મુસાફરી કરી રહ્યો હોય અને જે કોઈ પણ ક્ષણે રસ્તામાં પડીને મરી જતો હોય તેનો પર કાંઈ થોડોક જ ગુસ્સો કરી શકાય છે ! અપૂર્વ આ વાતની કલ્પના જ કરી શકયો નહિ.

" તમે આવી ગયા, હવે મહારાજ બચી જશે ! " ભારતીએ મસ્તક નમાવી ધીમેથી કહ્યું.

" શું થયું છે એને ?" ભારતીના શબ્દો સાંભળી ગભરાઈ જઈ અપૂર્વે પુછ્યું.

" આજ કાલ શહેરમાં અનેક માણુસો શીળીના રોગથી પટકાઈ પડયા છે. મહારાજને પણ શીળી નિકળ્યા છે. તમે આટલો શ્રમ વેઠીને આવ્યા છો, પણ આ ઘરમાં આવી શકશો નહિ. ઉપરનાં માળ પર ચાલો. ત્યાં ન્હાઇ ધોઈ જરા આરામ કરીને નીચે આવજો. વળી એ સુઇ રહેલ છે. જાગશે એટલે તમને ખબર આપીશ." ભારતીએ મૃદુ સ્વરે કહ્યું.

" ઉપલા માળા પર ?" આશ્ચર્ય પામી અપૂર્વે કહ્યું.

" હા. ઉપલો માળ પણ હજુયે મારા કબ્જામાં જ છે. એ મેં ખાલી કરી નાખ્યો છે. એકદમ સાફસુફ પડયો છે. નળમાં પાણી છે, બીજું કોઇ નથી. તમને તકલીફ નહિં પડે, ચાલો. પરંતુ તમારી સાથનો માણુસ કયાં છે ? સરસામાન ઉપલા માળ પર લઇ આવે તેમ કહો."

" એને તો મેં સ્ટેશનેથી જ રવાના કરી દીધો છે એ પણ મારી માફક થાકી ગયો હતો "

" એ તો ઠીક કર્યું. પણ અત્યારે કુલી મળશે ! ચાર હું જોઉં છું."

" તમારે જોવાની જરૂર નથી. હું પોતે જ જાઉં છું. બે ચાર ચીજો છે એટલે હું પોતે જ લઇ આવું છું." એમ કહી તે નીચે જઇ રહ્યો હતો ત્યાં ગાડીવાને ઉંચે જોઇ ભાડુ માગ્યું ભારતીએ એને ઇશારો કરી ઉપર બોલાવી કહ્યું:-" અત્યારે કોઇ માણુસ તો નહિ મળે. તું જરા તકલીફ લઇને બધોય સામાન ઉપર પહોંચાડી દઇશ તો તને પૈસા આપીશ."

ભારતીની મીઠી વાણીથી ખુશી થઇ ગાડીવાન સામાનને ઉપર પહોંચાડી ગયો.

સામાન આવી ગયા પછી ભારતીએ સડક તરફના ઓરડામાં પોતાના હાથે અચ્છી તરેહથી બિસ્તરો બિછાવી દીધો.

"હવે તમે ન્હાઇ આવો" ભારતીએ અપૂર્વને કહ્યું.

અપૂર્વે જીદ ન કરી. થોડીક વાર પછી જ્યારે તે નહાઇ ધોઇ આવ્યો ત્યારે ભારતીએ જરા હસીને કહ્યું:–"તમારો આ પ્યાલો લો. બારીમાં કાગળ પર ખાંડ છે એ લઇ મારી સાથે નળ પર ચાલો. શરબત કેમ બનાવાય એ તમને શિખવાડી દઉં ચાલો."

વધુ કહેવાની જરૂર ન હતી. તરસથી તેની છાતી ફાટી રહી હતી. તે ઇશારાની માફક શરબત બનાવી પી ગયો.

"જરા લીંબુનો રસ હોત તો ઠીક થાત." અપૂર્વે કહ્યું.

"તમને હજુ મારે જરા વધારે તકલીફ દેવી પડશે." એમ કહી ભારતી અપૂર્વના ચહેરા તરફ જોવા લાગી.

અપૂર્વને ચોરી થઇ એ દિવસની એની વાતચીત અને કામકાજના ઢંગની યાદ આવી એટલે તેની વાત પણ કંઇક સ્વાભાવિક થઇ ગઇ.

"શી તકલીફ?"

"નીચેથી મેં કોલસા લાવી રાખ્યા છે. તમારા આવવાનો તાર મળતાં જ સામેના મકાનના ઉડિયા છોકરાને બોલાવી તમારી સગડી ધોવરાવીને તૈયાર રાખી દીધી છે. ચોખા છે, દાળ છે, બટાટા, પરવળ, ઘી, મીઠું, તેલ બધુંય તૈયાર છે. પીત્તળની તપેલી લાવી આપું છું. જરા એને પાણીથી ધોઇને ચુલે ચઢાવી દો." આમ કહી એ અપૂર્વના ચહેરા તરફ જોઇ તેના મનના ભાવનો અંદાજ કાઢી બોલી:–"સાચું કહું છું. કોઇ મુશ્કેલ કામ નથી. હું બધુંય બતાવતી જઇશ. તમારે ફક્ત ચઢાવવું ઉતારવું જ પડશે. આજનો દિવસ આટલી તકલીફ લો. કાલે બીજો બંદોબસ્ત કરી લઇશું."

એના કંઠસ્વરની તીવ્ર વ્યાકુળતાએ અપૂર્વને જાણે એક ધક્કો માર્યો.

"પણ તમારા જમવાનો બંદોબસ્ત કેમ કરો છો? ઘરે ક્યારે જાઓ છો?" થોડીક વાર ચૂપ રહ્યા પછી તેણે પૂછ્યું.

"ઘરે ન જાઉં તોય અમારા લોકોને જમવાની શું ફિકર છે?" આટલું કહી એણે વાત ઉડાવી દીધી અને જરૂરી સામાન લેવાને જલ્દીથી નીચે ઉતરી ગઇ.

થોડીક વાર પછી અપૂર્વ રસોઈ કરવા બેઠો હતો ત્યાં એ બારણા બહાર ઉભી રહીને બોલીઃ—"અહીંયા ઉભા રહેવામાં કંઈ વાંધો નથી એટલું તો જાણો છો ને!"

"જાણું છું. એમાં કંઈ વાંધો હોત તો તમે ઉભા જ ન રહ્યા હોત."

જીંદગીમાં તે આજે પહેલ વહેલોજ રસોઈ કરવા બેઠો હતો. તેની અણઆવડતથી ભારતીની ધીરજ ખુટવા લાગી અને જ્યારે એણે ઉકળતો દાળ તપેલી બહાર ઢોળાઈ જવા દીધો ત્યારે તો એનાથી સહન થઇ શક્યું નહિ. એ ગુસ્સે થઈ બોલીઃ—"તમારા જેવા નકામા માણસોને શું ભગવાને અમારા લોકોને હેરાન કરવાને જ પેદા કર્યા છે? હવે ખાશો શું કહો જોઇએ?"

અપૂર્વ પોતે પણ શરમીંદો થઈ ગયો.

"દાળ તપેલીમાંથી આ બાજુથી નહિ ઢોળાતા પેલી બાજુથી ઢોળાઈ જશે એ હું કેમ જાણી શકું એ કહો? વારૂ, ઉપર ઉપરથી થોડીક લઈ લઉં?"

"જરૂર! નહિ તો તમારા આચાર વિચાર કેમ પળાશે? ચાલો ઉઠો, પાણીથી ધોઇને સાફ કરી નાખો અને બટાટા પરવળનું શાક બનાવો. પીસેલો મસાલો પેલી શીશીમાં રાખ્યો છે. મીઠું નાખતી

વખતે હું તમને અંદાજ બતાવી દઈશ. શાકના નામે એ આજ ખાવું પડશે. ભાત તો બળી ગયા લાગે છે! ખાવામાં ચાલશે! આહ! ઉભા રહીને તમારી રસોઈ જોવા કરતાં તો નરક ભોગવવું જ સારું."

એ પછી દોઢ કલાકે અપૂર્વે ખાઈ પી રહ્યા પછી પોતાની કૃતજ્ઞતાના આવેગને દબાવતાં દબાવતાં શાંત મૃદુ કંઠે કહ્યું:– "તમને શું કહ્યા કરું, સમજમાં નથી આવતું. વારુ હવે તમે ઘરે જાઓ. હવે તો હું બધુંય ઠીકઠાક કરી લઈશ. તમારે એ તકલીફ ઉઠાવવાની નથી."

ભારતી ચૂપ રહી.

"પણ વાત શું છે એનો તો જરા તમે ખુલાસો કરો. અહીંયાં બીજા લોકોને પણ શીળી નિકળ્યા છે, મહારાજને પણ નિકળ્યા છે. આટલી વાત તો સીધી છે પણ આ મકાનમાંથી તમે ચાલ્યા ગયા અને પાછા આ ભાઈભાંડરૂ વગરના દેશમાં એકલા રહીને જીવ ખોવા રહ્યા એ તો મારી સમજમાં આવતું નથી. જોસેફ સાહેબ શું કંઈ વાંધો ઉઠાવ્યો નહિ?"

"એ જીવતા નથી. હોસ્પીતાલમાં જ મરી ગયા."

"મરી ગયા?" અપૂર્વ લાંબો વખત સ્થિર થઈ બેઠો રહ્યો.

"તમારા કાળા કપડાં જોઈને એવી કોઈ ભયંકર દુર્ઘટનાની આશંકાનું અનુમાન મારે કરી લેવું જોઈતું હતું." અપૂર્વ પાછો બોલ્યો.

"એથી અધિક વળી બીજી ઘટના બની ગઈ છે. અચાનક માના પ્રાણ નિકળી ગયા–"

"મા પણ મરી ગઈ?" અપૂર્વ શૂન્ય–જડવત બની ગયો. પોતાની માને યાદ કરતાં તેની છાતીમાં કોણ જાણે શું યે થવા લાગ્યું.

આવો તેણે પહેલાં કદીયે અનુભવ નહોતો કર્યો. ભારતી પોતે પણ બારણાની બહારની તરફ બે ત્રણ મિનીટ ચૂપચાપ જોઈ રહી અને કોઈ રીતે પોતાના આંસુ રોકવા લાગી. મોં ફેરવીને એણે અપૂર્વની તરફ જોયું કે અપૂર્વ આંખોમાં આંસુ લાવી એકીટશે પોતાની તરફ જોઇ રહ્યો હતો. એ પાછી બારણાની બહારની બાજુ જોઈને ચૂપચાપ ઉભી રહી. કારણ કે કોઈની સામે આંસુ પાડતા એને શરમ આવતી હતી. વળી એને પોતાને શાંત કરવામાં વાર ન લાગી.

"મારી મા ઘણા દિવસથી બીમાર હતી. કોઈ વખત એના પ્રાણ નીકળી જાય તેમ હતું, એ વાતની અમને બધાયને ખબર હતી. એ વખતે મહારાજે અમારા લોકોને ખૂબજ મદદ કરી મારા અહીં-યાથી ચાલ્યા જવાના વખતે એ ખૂબજ રોવા લાગ્યો હતો પણ આટલું ભાડું હું ક્યાંથી આપું?" ભારતીએ કહ્યું.

અપૂર્વ ચૂપચાપ બેસીને સાંભળવા લાગ્યો.

"તમારો ચોર પકડાઈ ગયો છે. રૂપીયા, બટન બધુંયે પોલીસ થાણામાં પડ્યું છે. તમને ખબર છે?" ભારતીએ પાછું કહેવા માંડ્યું.

"નહિ."

"હા, હા. ચોર પકડાઈ ગયો છે. મહારાજને જે માણસ તમાશો જોવા લઈ ગયો હતો, એનાં એ માણસ હતા. વળી બીજે ક્યાંક ચોરી કરી હતી. છેવટે ભાગ પાડતા એમનો આપસઆપ-સમાં ઝઘડો થઈ ગયો અને એક જણે બધોય ભેદ ખુલ્લો કરી નાખ્યો. કોઈ ચેટ્ટીની દુકાન ઘર એ બધા ભેળા થયા હતા, ત્યાંથી પોલીસ એમને પકડી ગઈ, અને બધોય સામાન થાણે લઈ ગયા. હું પણ એક સાક્ષી છું. પોલીસ મારે ત્યાં તપાસ કરવા આવી હતી. આ ખબર આપવા અહીંયા આવી ત્યાં તો મહારાજના આ હાલ હતા. મુકદ્દમાની તારીખ ક્યારની પડી છે એની ખબર નથી પણ બધુંય પાછું મળી જશે એમ મેં સાંભળ્યું છે."

આ છેલ્લા શબ્દ એણે ન કહ્યા હોત તો ઠીક હતું કારણ કે શરમનો માર્યો અપૂર્વનો ચહેરો લાલ ન થયો બલ્કે આ મામલામાં પોતાની એ વ્યક્ત અને અવ્યક્ત ઈશારતોની યાદ આવતા એનું રોવું બંધ થઇ ગયું. પરંતુ ભારતીએ એ તરફ ધ્યાન દીધું નહિ.

"અંદરથી બારણું બંધ હતું. ઘણીયે બૂમો મારી છતાંય કોઈએ જવાબ ન દીધો. ઉપરના ઓરડાની ચાવી પાસે હતી એટલે એ ખોલીને હું અંદર ગઈ. ઉપરની ફરશમાં એક જગ્યાએ એક છિદ્ર છે." કહેતાં જ શરમના માર્યાં એને હસવું આવી ગયું, એ છુપાવીને એણે પાછું કહેવા માંડયું:–"એમાંથી તમારા ઘરનું બધુંય દેખાય છે. જુઓ. બારણા પણ બધાય બંધ છે. અંધારામાં કોઈ આદમી પગથી માથા સુધી ઓઢીને સૂતો છે, એ મહારાજ જણાય છે. આ છિદ્રમાંથી બૂમો મારીને સો સો વાર મોટેથી કહ્યા પછી વીસેક મિનીટ બાદ મહારાજે ઉભા થઈને મહા મહેનતે બારણું ઉઘાડયું. એનો ચહેરો જોતાંજ એને કાંઇ પુછવાનુંબાકી જ ન રહ્યું. ત્રણ ચાર દિવસ પહેલા સામેના મકાનમાંથી નીચેની ઓરડીઓમાં રહેતા તેલગુ કુલીઓને આ શીળીનો રોગ નીકળવાથી પોલીસ હોસ્પીટાલમાં લઇ ગઈ હતી, એમની રોકકળને મહારાજે પોતાની આંખે જોઇ હતી એટલે અંદર જતાંજ એ મારા પગે પડી છાતી કૂટી રોવા લાગ્યો અને કહેવા લાગ્યો કે–" માજી, મને પ્લેગ અસ્પતાલમાં મોકલશો નહિ; ત્યાં હું બચીશ નહિ, મરી જઈશ." વાત બીલકુલ ખોટી ન હતી, કારણ કે ત્યાંથી પાછું ફરતું કોઈ દેખાયું જ નથી. એ ડરથી એ બારી બારણા બધુંય બંધ કરીને ચૂપચાપ પડયો રહ્યો હતો. કદી મહોલ્લામાં કોઈને ખબર પડી જાય તો એનું બચવું મુશ્કેલ થઈ જાય!"

અપૂર્વ સ્વપ્ન–મુગ્ધની માફક એના ચહેરા તરફ જોઇ રહ્યો.

"અને ત્યારથી તમે રાત દિવસ અહીંયા એકલા પડયા રહ્યા

છો! મને ખબર તો આપવા હતા? મારી ઓરીસાના તલવરકર બાબુને તો તમે ઓળખો છો, એને કેમ ખબર નહિ આપ્યા?" અપૂર્વે કહ્યું.

"ખબર આપવા કોણુ જાય? વિચારતી હતી કે એ પોતે જ ખબર કાઢવા આવશે પણુ એ તો આવ્યા જ નહિ. વળી એ જાણે પણુ કયાંથી કે આવી આફત આવી પડી છે? એ ઉપરાંત ચારે તરફ ખબર ફેલાઇ જવાનો પણુ ડર હતો."

"એ તો ઠીક છે." કહી અપૂર્વ એક ઉંડો નિસાસો નાખી ખિન્ન થઇ બેઠો.

"તમારો પોતાનો ચહેરો કેવો થઈ ગયો છે એ તમે જોયું છે?" થોડીવાર પછી પાછું અપૂર્વે પૂછ્યું.

"એટલે આના કરતા પહેલાં બહુ સારો હતો?" ભારતીએ જરા હસીને સામો સવાલ કર્યો.

અપૂર્વને એકાએક એ સવાલનો જવાબ ન સૂઝયો. પરંતુ તેની બન્ને આંખોની મુગ્ધ દૃષ્ટિ જ શ્રદ્ધા અને કૃતજ્ઞતાના ગંગાજળથી જાણે એ તરૂણીના સર્વાંગની સંપૂર્ણ ગ્લાનિ, સંપૂર્ણ કલાંતિ ધોઈને સાફ કરવા ઇચ્છયું.

"પુરૂષ જે નથી કરી શકતા એ તમે કર્યું છે. હવે આપને રજા છે. મહારાજ માત્ર નોકર જ નહિ પણુ મારો મિત્ર યે છે. મારો જુનો માણુસ છે, એના ખોળામાં રમીને તો હું આવડો મોટો થયો છું. હવે હું એની ચાકરી સારવાર કરીશ, એના માટે હવે હું તમને તકલીફ આપી શકીશ નહિ. હજુ તમારૂં નહાવા ધોવાનું કે ખાવા પીવાનું કાંઈ નથી થયું. તમે ઘરે જાઓ. તમારૂં ઘર અહીંયાથી શું ઘણું દૂર છે?"

"વારૂ. મારૂં ઘર તેલના કારખાનાની પાસે–નદીના કાંઠે છે. હું કાલે પાછી આવી જઈશ" ભારતીએ માથું હલાવી કહ્યું.

બન્ને નીચે ઉતરી આવ્યા અને તાળું ખોલી ઓરડામાં દાખલ થયા. મહારાજ કંઈ બોલતો ચાલતો ન હતો. ઊંઘ ઉડી જવા છતાંય એ પ્રાયઃ બેહોશ થઈને પડયો હતો. અપૂર્વ એની પાસે જઈને બિસ્તરા પાસે બેસી ગયો અને ભારતી બે ચાર એઠાં વાસણ જે અત્યાર સુધી ધોયા કર્યા વગર એમને એમ પડયાં હતાં એ લઈ નળવાળા ઘરમાં ચાલી ગઈ. એની એવી ઈચ્છા હતી કે જવા પહેલાં એ રોગીની બાબતમાં કંઈક ખાસ જરૂરીયાતો કહી આ ભયંકર રોગથી પોતાને સાચવવાની આવશ્યકતાનું અપૂર્વને સ્મરણ આપતી જાય. હાથમાં લીધેલું કામ પુરૂં કરીને એ વાતોનો વિચાર કરતા કરતા પાછા ફરતાં જોયું તો અપૂર્વ બેહોશ મહારાજના વિકૃત ચહેરા તરફ એકીટશે જોતો પત્થરની મૂર્તિની જેમ બેઠો હતો અને તેનો ચહેરો એકાએક ફીક્કો પડી ગયો. શિળીની બીમારી તેણે પોતાના જીવનભરમાં કદીયે જોઈ ન હતી. એની ભીષણતા તેની કલ્પનાની પાર હતી. ભારતી પાસે જઈ ઉભી રહી ત્યારે તેણે મોં ઉંચું કરીને જોયું, તેની આંખ ભરાઈ આવી અને આંખોથી પલક માર્યા સિવાય તદ્દન બાળકની માફક વ્યાકુળ કંઠે તે બોલી ઉઠયાઃ–"હું નહિ કરી શકું!"

૯

"સારવાર નહિ કરી શકો ત્યારે શું કરશો ?" ભારતીએ ક્ષણભર મૌન રહી કહ્યું.

એના સ્વરમાં થોડાક વિસ્મયના આભાસ સિવાય બીજું કાંઈ ન હતું છતાંય આ શું જવાબ હતો ? એણે શું તેનાથી આટલી જ આશા રાખી હતી ? એકાએક જાણે માર ખાવાથી અપૂર્વની તન્દ્રા અદૃશ્ય થઈ ગઈ.

"તો પછી ખબર દઈ એને હોસ્પીતાલમાં જ મોકલી આપો" ભારતીએ કહ્યું. એની વાતમાં ન તો કોઇ શ્લેષ હતો કે ન હતું તીખાપણું; પણ શરમથી અપૂર્વનું શિર નીચું થઈ ગયું. શરમ તેને કેવળ પોતાથી કંઈ ન કરી શકવા માટે ન હતી પણ જે કરી શકે તેમ છે એને કરવાનું કહેવાનો જે તેનો છુપો ઈશારો અને એમાં પણ છુપાયેલો જે દાવો હતો એ ભારતીના શાંત અસ્વીકારથી કઠોર તિરસ્કારના રૂપે તેને ઘેરી રહ્યો ત્યારે અત્યંત પશ્ચાત્તાપ સાથે નીચું શિર કરીને તેને પુનઃ એકવાર માનવું પડયું કે આ છોકરીને પોતે વાસ્તવમાં ઓળખી શક્યો ન હતો. દુઃખ કે દુશ્ચિંતા કંઈ ન હતા. વાત ફક્ત એટલી જ હતી કે જે કેટલીયે દીપમાળાઓ અને કેટલીયે બત્તીઓ બળી રહી હતી એને જાણે કોઈએ એક ફુંકથી એક સાથે જ બુઝાવી નાખીને અસમાપ્ત નાટકની વચ્ચે પડદો પાડી નાખ્યો હતો અને એ અઘોર અંધકારમાં પોતે અને પોતાનો અપરિત્યાજ્ય મરણોન્મુખ અચેતન મહારાજ જ રહી ગયા હતા.

"દિવસ છતાં જ કંઈ કરી લેવું જોઈએ. કહો તો ઘર જતી વખતે હું હોસ્પીતાલમાં ટેલીફોન કરતી જાઉં એટલે ગાડી આવી એને લઇ જશે." ભારતીએ કહ્યું.

"પણ તમે જ હમણાં કહ્યું હતું કે ત્યાં જનાર કોઈ જીવતું પાછું આવતું જ નથી ને!" અપૂર્વે પોતાના આચ્છન્ન ભાવને જબરદસ્તીથી દૂર કરી શિર ઉંચું કરી પુછયું.

"કોઇ જીવતું જ નથી એમ તો નથી કહ્યું" ભારતીએ ઉત્તર આપ્યો.

"મોટે ભાગે તો મરી જ જાય છે ને?" અપૂર્વે અત્યંત મ્લાન મુખે કહ્યું.

"હા મરી તો જાય છે અને એથી જ શુદ્ધિ રહે ત્યાં સુધી કોઈ ત્યાં જવા માગતું નથી."

"વારુ, ત્યારે મહારાજને શું કાંઈ શુદ્ધિ નથી?" અપૂર્વે થોડીકવાર ચૂપ બેસી રહ્યા પછી પૂછયું.

"થોડીક છે. હર વખત શુદ્ધિ રહેતી નથી છતાંય કોઈક કોઈક વાર તો આવી જાય છે." ભારતીએ કહ્યું.

એટલામા મહારાજે એકાએક એક પ્રકારનો આર્તનાદ કર્યો. એથી અપૂર્વ ચોંકી ગયો એ ભારતીએ સ્પષ્ટ જોઈ લીધું.

"શું જોઇએ છે મહારાજ?" એણે નજીક જઇ રોગીના મોં પર વાંકા વળીને સ્નેહપૂર્વક પુછયું.

મહારાજે હોઠ હલાવી જે કંઈ કહ્યું એનો કાંઇપણ અર્થ અપૂર્વ સમજી શકયો નહિ પરંતુ ભારતીએ સાવધાનીથી એને પડખું ફેરવી થોડુંક પાણી પીવરાવ્યું અને પછી એના કાનમાં કહ્યું:— "તમારા બાબુ આવી ગયા છે."

જવાબમાં મહારાજે એક અવ્યક્ત ધ્વનિ કર્યો અને જમણો હાથ ઉંચો કરવાની કોશિશ કરી પણ ઉંચો કરી શકયો નહિ. બીજી જ ક્ષણે દેખાયું કે એની આંખોના ખુણામાંથી આંસુ વહી રહ્યા હતા. અપૂર્વની આંખોમાં પણ આંસુ ભરાઈ આવ્યાં. ધોતીયાના છેડાથી

તેણે એને લુછી નાખ્યાં પણ રોકી શક્યો નહિ. વારંવાર તેની ભીની આંખો જોરથી આંસુઓની ધારા વહાવવાની કોશિશ કરવા લાગી. બે ત્રણ મિનીટ સુધી કોઇથી કાંઈ બોલાયું નહિ. ઘરભરમાં દુઃખ અને શોકના કાળા વાદળ જાણે છવાઈ ગયાં.

પહેલાં ભારતી જ બોલી જરા આઘે ખસીને એ ધીમે રહીને બોલીઃ—" ત્યારે શું કરાય? હોસ્પીતાલમાં જ મોકલી આપો."

" નહિ." અપૂર્વ પોતાની આંખો પરથી હજુ પડદો હઠાવી શક્યો ન હતો એટલે માથું હલાવી બોલ્યો.

" તો હું પણ જાઉં છું. વખત મળશે તો એકવાર આવી જઈશ." ભારતીએ એ રીતે જ આસ્તેથી કહ્યું.

હજુ પણ અપૂર્વ આંખ ખોલી શક્યો ન હતો. તે તો ઉદાસ થઈને બેસી રહ્યો હતો.

" ઘરમાં બધુંય છે, ફક્ત મીણબત્તી થઇ રહી છે. નીચેથી એક બંડલ ખરીદીને આપતી જાઉં છું." આમ કહીને ભારતી ધીરેથી બારણું ઉઘાડી બહાર ચાલી ગઈ. થોડીક મિનીટ પછી મીણબત્તી લઇને એ પાછી આવી ત્યાં સુધી અપૂર્વે પોતાને થોડો ઘણો સંભાળી લીધો હતો. આંખો લુછી નાખી હતી. બીંજાયેલી પાંપણો નીચે લાલાશ ઉઠી આવી હતી. ભારતી અંદર દાખલ થતાં જ તેણે બીજી બાજુ મોં ફેરવી નાખ્યું. હાથમાંનું બંડલ પાસે મૂકી એ કંઇક કહેવા જતી હતી પણ તેણે જ્યારે કંઈ વાતચીત કર્યા વગર મોં ફેરવી નાખ્યું ત્યારે એ પણ કંઇ બોલ્યા ચાલ્યા વગર ઘરે જવાને તૈયાર થઇ ગઇ. એણે જવાને બારણું ઉઘાડયું ત્યારે અપૂર્વે એકાએક પૂછ્યુંઃ-" મહારાજ પાણી માગે તો?"

" પીવરાવજો." ભારતી પાછી ફરીને ઉભી રહીને બોલી.

" અને પડખું ફેરવવા માગે તો?"

"ફેરવી નાખવું."

"કહેવું તો સહેલું છે. વળી હું સુઉં કયાં એ તો કહેતા જાઓ?" અપુર્વના કંઠસ્વરનો ક્રોધ છુપો ન રહ્યો. "મારો બિસ્તરો તો ઉપર જ પડયો છે?"

ભારતીએ શું વિચાર્યું એ એના ચહેરા પરથી માલુમ પડયું નહિ.

"બીજો એક બિસ્તરો તો તમારા પલંગ પર જ પડયો છે. એ પર આરામથી સૂઇ શકો છો." ક્ષણભર સ્થિર રહી શાંત મૃદુ કંઠે એણે કહ્યું.

"તમે તો આવી જ વાત કરશો! વળી મારા ખાવા પીવાની શું વ્યવસ્થા થશે?"

ભારતી ચૂપ રહી. આ અસંગત અને બેઢંગ પ્રશ્નથી એના ગુપ્ત હાસ્યનો આવેગ એટલો વધી ગયો કે એના પલક કંપવા લાગ્યા.

"તમારા સૂવા કરવાનો તેમજ ખાવાપીવાનો ભાર શું મારા ઉપર છે?" ઘણીવાર પછી ગંભીરતાપૂર્વક એણે પુછયું.

"હું એમ કયાં કહું છું?

"એમ તો તમે કહ્યું. એ પણ સારી રીતે નહિ—પણ ગુસ્સે થઇને."

અપુર્વને વિચાર કરવા છતાંય કંઇ જવાબ આપવાનો ન મળ્યો.

"તમારે કહેવું જોઇતું હતું કે કૃપા કરી મારા માટે આ બધાનો કંઇ બંદોબસ્ત કરી આપો" એના મલિન અને વિપન્ન મુખ તરફ જોઇને ભારતીએ ધીરેથી કહ્યું.

"એમ કહેવામાં એવી શી મુશ્કેલી છે?" અપૂર્વે કોઇ બાજુ જોયા સિવાય કહ્યું.

"સારી વાત છે, કહો." ભારતીએ કહ્યું.

"એ તો હું કહી રહ્યો છું." અપૂર્વ મોં ભારે કરી બીજી તરફ જોતાં બોલ્યો.

"તમે કદીયે કોઇ બીમારીમાં કોઈની સેવા ચાકરી કરી છે?" ભારતીએ પુછ્યું.

"નહિ."

"કદી પરદેશમાં ગયા નથી?"

"નહિ. મા મને ક્યાંય જવા જ દેતી નથી."

"તો આ વેળા તમને કેમ છોડી દીધા?"

અપૂર્વ ચૂપ રહ્યો. કેવી રીતે અને કયા કારણે પોતાને વિદેશ જવાનું માને મંજુર રાખવું પડયું હતું એ વાત તે કોઈ બીજાના મોઢે કહેવા માગતો ન હતો.

"આવડી મોટી નોકરી રહી, વગર છોડયે નહોતું ચાલી શકતું કેમ? વળી તે સાથે કેમ ન આવ્યા?"

"મારી માને તમે જોયા નથી, નહિ તો તમે આ વાત કદીયે ન કરો. એણે ભારે દુઃખથી મને અહીંયા આવવા દીધો છે. એ વિધવા છે એટલે આ મ્લેચ્છ દેશમાં કેમ આવી શકે?" ભારતીએ તીક્ષ્ણ મંતવ્ય પ્રગટ કરવાથી અપૂર્વે ખિન્ન થઈ કહ્યું.

"મ્લેચ્છો પ્રતિ તમને બહુ જ ઘૃણા છે! પણ રોગ તો કેવળ મ્લેચ્છો અને ગરીબોના માટેજ નથી બન્યા. તમને પણ થઇ શકે છે. અત્યારે પણ થઈ શકે છે તો પણ શું મા નહિ આવી શકે?" ભારતી ક્ષણભર સ્થિર રહી બોલી.

"અપૂર્વનો ચહેરો ફીકકો પડી ગયો.

"તમે આ પ્રમાણે ડરાવશો તો હું એકલો કેમ રહી શકીશ?"

"ડરાવ્યા વગર પણ તમે એકલા રહી શકત નહિ. તમે બહુજ ડરપોક માણસ છો."

અપૂર્વ પ્રતિવાદ કરવાની હિંમત કરી ન શક્યો. તે તો ચૂપ-ચાપ બેસી રહ્યો.

"હું તમને એક વાત પુછું છું." ભારતીએ પાછું બોલવા માંડ્યું. "મારા હાથનું પાણી પીવાથી મહારાજની નાત જાત મારી ગઈ છે. પણ હવે એ સારો થયા પછી શું કરશે ?"

અપૂર્વને એની શાસ્ત્રોક્ત વિધિ માલુમ ન હતી.

"એણે શુદ્ધિમાં તો નથી પીધુંને ? મૃત્યુ પમાડે એવા રોગમાં પીધું છે. ન પીધું હોત તો મરી ગયો હોત. એથી કાંઇ નાત જાત જતી નથી. પ્રાયશ્ચિત કરવાથી ચાલી શકશે."

"હું !" ભારતીએ ભવાં ચઢાવીને બોલવા માંડ્યું. "અને એનું ખર્ચ કદાચ તમારે જ ભોગવવું પડશે; નહિ તો તમે વળી એના હાથનું ખાશો પીશો કેમ ?"

"હું જ ખર્ચ આપીશ, જરૂર આપીશ. ભગવાન કરે ને એને જલ્દીથી આરામ થઈ જાય." અપૂર્વે ત્યારે એનું સમર્થન કરતા કહ્યું.

"અને હું એને સેવા ચાકરી કરીને સારો કરું કેમ ?"

"એ તો તમારી કૃપા છે. મહારાજ બચી જાય તો તે તમેજ એની જાન બચાવી કહેવાય." અપૂર્વે એના શાંત કઠિન સ્વર પર ધ્યાન આપ્યા સિવાય કૃતજ્ઞતાથી ભરપુર થઇ જવાબ દીધો.

ભારતી જરા હસી પડી.

"મ્લેચ્છ જાન બનાવે એમાં કોઇ દોષ નહિ, પણ મોંમા પાણી મૂકે તો પ્રાયશ્ચિતની જરૂર રહે એમને ?" આટલું બોલી એ જરા ટાઢી પડી, અને પાછી એ હસીને બોલવા માંડી:–"વારૂ ત્યારે હું જાઉં છું. કાલ અગર તો વખત મળશે ત્યારે એકવાર આવીને જોઈ જશો."

આમ કહીને એ જવાને તૈયાર થઈ.

" અને જો આવી ન શકી તો મહારાજને સારા થયા પછી કહેજો કે બાબુ આવ્યા ન હોત તો હું તને છોડીને ચાલી જાત નહિ. મ્લેચ્છોનો પણ એક સમાજ છે. તમારી સાથે એકલા એકજ ઘરમાં રાત વિતાવવી એ પણ સારૂં ન કહેવાય. કાલ સવારે જ્યારે તમારો સીપાઈ આવે તો એની સાથે તલવરકરને ખબર કહેવરાવી દેજો. એ અનુભવી માણસ છે. એ બધોયે બંદોબસ્ત કરી દેશે. વારૂ, નમસ્કાર !" જતાં જતાં જરા પાછા ફરીને ભારતીએ કહ્યું.

" પંખું ફેરવવાથી એને તકલીફ નહિ થાય ?" અપૂર્વે પૂછ્યું.

" નહિ."

" કદાચ રાતે પથારી બદલવાની જરૂર પડે તો કેમ અને શું કરવું ?"

" સાવધાનીથી બદલી નાખજો." આટલું કહી ભારતી બારણું ખોલી ઘરે જવા લાગી.

" અને કદાચ અચાનક ઉઠીને બેઠો થઈ જાય તો? રોવા લાગે તો ?" અપૂર્વે ડરતાં ડરતાં પુછ્યું.

ભારતીએ આ બધાય પ્રશ્નોનો ઉત્તર આપવાની કોશિશ ન કરતાં ધીમેથી બહાર નીકળી સાવધાનીથી બારણું બંધ કરી દીધું. એના પગલાંનો મંદ મંદ અવાજ સીડી પર સંભળાઈ રહ્યો ત્યાં સુધી તે લાકડાની મૂર્તિ માફક ચૂપચાપ બેસી રહ્યો; પરંતુ અવાજ સંભળાતો બંધ થયો કે જાણે તેની આંખોની આમળ ક્યાંથી એક કાળો પડછાયો પડયો અને એથી તેનું સારૂંયે શરીર એવું થઈ ગયું કે એવું તેણે પોતાના જીવનમાં કદી અનુભવ્યું ન હતું. ડરનો માર્યો છલાંગ મારી તેણે ઝરૂખાની બારી ખોલી નાખી અને નીચે સડક તરફ જોયું તો ભારતી જલ્દી જલ્દી જતી દેખાઈ.

'મીસ જોસેફ' નામ તે મોંથી કાઢી ન શકયો.

"ભારતી!" તેણે જોરથી બૂમ મારી.

ભારતીએ મોં ઉંચું કરી તેની તરફ જોયું. અપૂર્વે એ હાથ જોડી કહ્યું "જરા એક વાર આવી જાઓ–" આથી વધુ કોઈ વાત એના મોંમાંથી નીકળી શકી નહિ. ભારતી પાછી ફરી આવી. બે મિનીટમાં બારણું ખોલી અંદર આવી એણે જોયું કે અપૂર્વ ન હતો, અને મહારાજ એકલો પડયો હતો. જરા વધુ આગળ જઈને બારીકાઈથી જોયું તો તે ઝરૂખામાં પણ ન હતો. કયાંય ન હતો. એ ચારો તરફ જોવા લાગી તો એણે જોયું કે નહાવાની ઓરડીના બારણા ખુલ્લા હતા. આખરે પાંચ છ મિનીટ ઉભા રહેવા છતાંય કોઈ ન આવ્યાથી એ એમાં દાખલ થઈ અને ઝીણી નજરે જોયું તો એના ડરનો પાર ન રહ્યો. અપૂર્વ જમીન પર ઉંધો પડયો હતો; બપોરે જે કાંઈ ખાધું હતું તે બધું ઉલટી કરી કાઢી નાખ્યું હતું, તેની આંખો બંધ હતી અને આખા યે અંગમાંથી પસીનો વહી રહ્યો હતો.

"અપૂર્વબાબુ!" ભારતીએ વધુ નજીક જઈને મોટેથી બૂમ મારી.

પહેલી જ બૂમે અપૂર્વે આંખ ખોલી પરંતુ બીજી જ ક્ષણે પાછો જેવોને તેવો બેહોશ થઇ ગયો. ભારતી ક્ષણભર તો ચિંતામાં પડી ગઈ. પછી અપૂર્વની પાસે બેસીને માથા પર હાથ ફેરવતી ફેરવતી ધીમેથી:–"ઉઠીને જરા બેઠા થાઓ તો માથા અને મોઢા પર પાણી છાંટવા વગર તબીયત સુધરશે નહિ, અપૂર્વબાબુ!"

અપૂર્વ ઉઠીને બેઠો થઇ ગયો. ભારતી હાથ પકડીને તેને નળ પર લઇ ગઈ અને નળ ખોલી દીધો. અપૂર્વે મોં ધોઇ નાખ્યું. પછી ભારતીએ તેને ધીમેથી ઉઠાડી લઇ જઈને પલંગ પર સુવાડી

દીધો અને નેપકીનના અભાવે પોતાની સાડીના છેડાથી તેના હાથ પગ લુછી નાખ્યા. એ પછી એ ક્યાંયથી એક પંખો લાવી તેના માથા પર હવા નાખવા લાગી.

"હવે જરા સુઈ જવાની કોશિશ કરો. તમારી તબીયત સારી નહિ થાય ત્યાં સુધી હું નહિ જાઉં." ભારતીએ કહ્યું.

"પણ તમે હજુ કાંઈ ખાધું પીધું તો નથી ને?" અપૂર્વે લજ્જિત થઈ મૃદુ કંઠથી કહ્યું.

"તમે ખાવા ક્યાં દીધું છે? તમે હવે સુઇ જાઓ."

"સુઈ ગયા પછી તમે ચાલ્યા તો નહિ જાઓને?"

"નહિ, તમારી ઊંઘ ઉડશે નહિ ત્યાં સુધી હું બેસી રહીશ."

અપૂર્વ કાંઈ ઉત્તર આપી શક્યો નહિ. થોડી વાર તે ચૂપચાપ પડી રહ્યો.

"વારૂ મિસ ભારતી કહેવાથી શું તમે નાખુશ તો નહિ થશો ને?" અપૂર્વે પાછું પુછ્યું.

"જરૂર થઈશ. ફક્ત ભારતી કહેશો તો નહિ થાઉં!"

"પણ બધાયની સામે?

"બધાયની સામેય કહેવામાં શું વાંધો છે?" ભારતીએ જરા હસીને કહ્યું: "પણ હવે જરા ચૂપચાપ સુઈ જાઓને, મારે બહુ કામ કરવાનું છે."

"સુતાં મને ડર લાગે છે કે કદાચ તમે ધોખો દઈને ચાલ્યા તો નહિ જાઓને?"

"અને તમારા જાગતા રહેવા છતાંય ચાલી જાઉં તો શું તમે મને રોકી શકો તેમ છો?"

અપૂર્વે કાંઈ ઉત્તર આપ્યો નહિ. એના તરફ એકીટશે તે જોઈ રહ્યો.

"અમારા મ્લેચ્છ સમાજમાં શું સુનામ બદનામની કોઈ ચીજ નહિ હોય? મારે શું એનાથી ડરીને ચાલવું પડતું નથી?" ભારતીએ પુછ્યું.

અપૂર્વની બુદ્ધિ બરોબર પ્રકૃતિસ્થ ન હતી. પ્રત્યુત્તરમાં તે એક વિચિત્ર જ પ્રશ્ન કરી બેઠો.

"મારી મા અહીંયા નથી. હું બીમાર થઈ જાઉં તો તમે શું કરશો? ત્યારે તમારે જ રહેવું પડશે."

"મારે જ રહેવું પડશે? તમારા મિત્ર તલવરકર સાહેબને ખબર દેવાથી કામ નહિ ચાલે?"

"નહિ, એમ કદીયે થઈ શકે નહિ. કાં તો મારી મા અગર તમે–બન્નેમાંથી એકને જોયા વગરે હું નહિ જીવી શકીશ. કાલે કદાચ મને શિળી નીકળી આવ્યા તો તમે આ વાતને કદાપિ ન ભુલી જતા." અપૂર્વે જોરથી માથું હલાવી કહ્યું.

તેના અનુરોધનો અંતિમ ભાગ ન જાણે કેવો સંભળાયો કે ભારતી એકાએક પોતાને ભુલી ગઈ. પથારીની કિનારી પર ઝટ લઈને બેસી જઈ અપૂર્વના શરીર પર પોતાનો હાથ ફેરવતાં એણે રૂંધાએલા ગળે કહ્યું:–"નહિ, નહિ, ભુલીશ નહિ! એ શું હું કદીયે ભુલી જાઉં કે!" પરંતુ વાત કહી રહ્યા પછી તુરત જ એ પોતાની ભુલ સમજી ગઈ, અને એજ ક્ષણે ફરીને ઉભી થઈ ગઈ અને જબરજસ્તીથી હસીને બોલી.

"પણ સારા થઈ ગયા પછીયે કંઈ ઓછી આફત નહિ ભોગવવી પડે, અપૂર્વબાબુ! ધામધૂમથી વળી પ્રાયશ્ચિત તો કરવું પડશેને? પણ ડરની કંઈ વાત નથી એની જરૂરત જ નહિ રહે. વારૂ, હવે જરા ચૂપ થઈને સુઈ જાઓ. ખરેખર મારે હજુ ઘણુંયે કામ પડયું છે."

"શું કામ છે?"

"શું કામ છે? ખાવું પીવું તો દૂર રહ્યું પણ હજુ સુધી નહાવાનો પણ વખત નથી મળ્યો."

"પણ સાંજના વખતે નહાવાથી તબીયત તો ખરાબ નહિ થઈ જાય?"

"થઈ પણ જાય. કાંઈ અસંભવ નથી. નહાવાની ઓરડીમાં તમે જે કાંઈ કરી રાખ્યું છે એ સાફ કર્યો પછી નાહ્યા વગર તો કંઈ ચાલે તેમ છે? એ પછી એક બે કોળીયા અનાજ પેટમાં નાખવું છે."

અપૂર્વ આ શબ્દો સાંભળી અત્યંત લજ્જિત થઈ ગયો.

'એ તો હું સાફ કરીશ તમે જશો નહિ" એમ કહી તે ઝટપટ ઉભો થવા લાગ્યો, પરંતુ ભારતીએ ગુસ્સે થઈ કહ્યું:—"હવે બહાદુરી બતાવવાની જરૂર નથી. જરા સુઈ જવાની કોશિશ કરો. મને તો એ વાતની અજાયબી થાય છે કે આવા વહેમી છોકરાને માએ પરદેશ કેમ મોકલી આપ્યો! સાચું કહું છું કે તમે ઉઠશો નહિ. મા અહીંયા નથી એટલે જો મારી આ વાત નહિ માનો તો ભારે ખરાબી થશે એ તમને કહી દઉં છું." એમ કહી કૃત્રિમ ક્રોધ-થી હુકમ કરીને એ જલ્દીથી ઉઠીને બહાર ચાલી ગઈ.

ઉદ્વિગ્ન, શ્રાંત, અને એકદમ નિર્જીવની માફક અપૂર્વ ક્યારે સુઈ ગયો એ તેને માલુમ પણ ન પડયું. ભારતીએ બૂમ મારી ત્યારે તેની આંખ ઉઘડી ગઈ. આંખ ચોળતો ચોળતો ઉઠીને બેઠો થઈ ગયો; સામેની ઘડીયાળ પર નજર પડી તો દેખાયું કે રાતના બાર વાગ્યા હતા. ભારતી પાસે જ ઉભી હતી. અપૂર્વની પહેલી નજર એના વાળના જથ્થા અને લંબાઈ પર પડી. તુરત ન્હાઈ હતી એટલે વાળ ભીંજાઈને કાળા શાહી જેવા થઈ ગયા હતા અને નીચે લટકી જમીન-

ને સ્પર્શવા માગતા હતા. સાબુની ઝીણી ઝીણી ખુશબોથી ઓરડાની બંધ હવા એકાએક પુલકિત થઈ રહી. એણે એક કાળી કિનારીની સુતરાઉ સાડી પહેરી હતી. બદન પર ચોળી પહેરી ન હતી એટલે બાંયનો ઘણો ભાગ દેખાઈ રહ્યો હતો, ભારતીની જાણે આ એક નવી મૂર્તિ હતી; જે અપૂર્વે પહેલાં કદીયે દેખી ન હતી.

"આટલા ભીનાં વાળ સુકાશે કેમ?" એનાં મોંમાંથી પહેલાં આ શબ્દો નીકળી પડયા.

"સુકાશે નહિ. પણ એના માટે ફીકર કરવાની જરૂર નથી. તમે જરા મારી સાથે આવો તો."

"મહારાજને કેમ છે?"

"સારું છે. કમમાં કમ આજ રાતને માટે તમારે ચિંતા કરવાની જરૂર નથી. આવો જોઈએ."

એની સાથે ન્હાવાની ઓરડીમાં જતાં અપૂર્વે જોયું કે નાની શી એક ટોપલીમાં થોડાક ફળો, દાતરડું અને થાળી, ગ્લાસ વગેરે મુકેલા પડયા હતા. ભારતીએ બતાવતા કહ્યું:—"આથી વધુ તો બીજું કાંઈ કરી શકતી નથી. દાતરડું, થાળી, ગ્લાસ વગેરે નળના પાણીથી ધોઈ નાખ્યાં છે. ગ્લાસમાં પાણી લો અને પછી ચાલો પેલા ઓરડામાં આસન પાથરી રાખ્યું છે."

"આ બધું તમે કયારે લઈ આવ્યા?"

"તમારા સુઈ ગયા પછી, પાસે જ એક ફળની દુકાન છે. દૂર જવું ન પડયું. અને ટોપલી તો તમારા ત્યાંજ હતી." એમ કહી એ બીજે ચાલી ગઈ.

"દાતરડાથી હાથ ન કાપતા" જતાં જતાં એ ચેતવણી આપતી ગઈ.

થોડીકવાર પછી આસન પર બેસી અપૂર્વ ફળ સુધારવા લાગ્યો અને ભારતી પાસે જ બેસીને હસી રહી હતી.

" તમે હસો છો. એમાં કોઇ વાંધો નહિ. પુરૂષ દાતરડાથી કાંઈ સમારી શકતો નથી એ તો બધાય જાણે છે. પરંતુ તમે મારા ખાવા માટે જે આટલી કાળજી રાખી છે એના માટે તમને મારા સહસ્ર ધન્યવાદ છે. માની સિવાય બીજું કોઈ આટલું કરતું નથી. "

તેના છેલ્લા શબ્દો પર ભારતીએ ધ્યાન આપ્યું નહિ. શરૂઆતની વાતનો ઉત્તર આપતાં એણે કહ્યું:–" આમ હું કેમ હસી રહી છું એ તમે જાણો છો અપૂર્વબાબુ ? માનો કે પુરૂષ દાતરડા વતી સમારી શકતો નથી એ તો સર્વ કોઈ જાણે છે પણ જેટલું તમે જાણો છો એટલું જ બધાય જાણે છે? મહારાજ સારો થઈ જાય એટલે હું જ જરૂર માને કાગળ લખીશ કે કાં તો તમે અહીંયા આવો અગર તમારા દિકરાને પાછો બોલાવી લો. આવા માણસને પરદેશમાં એકલા રાખી શકાય જ નહિ."

" મા પોતાના દિકરાને બરાબર જાણે છે પણ જુઓ, હું ન હોત અને મારા ભાઈઓમાંથી કોઈ હોત તો તમે આટલી વાતો કહી શકત નહિ. તમારી પાસે તે બધું કામ કરાવી લેત. "

ભારતી કંઈ સમજી શકી નહિ.

" મારા બધાય ભાઈઓ એવા છે કે તેમનાથી એવી કોઈ ચીજ બચી નથી કે જેને તે અડકતા કે ખાતા ન હોય. મરઘી અને હોટલોના ડિનર વગર તો એમનું કામકાજ ચાલતું નથી."

" શું કહો છો ?" ભારતી આશ્ચર્યચકિત થઈ બોલી.

" બરોબર કહું છું. પિતાજી તો અડધા ખ્રિસ્તી કહેવાય તેવા હતા. માને આ બાબતમાં શું કાંઈ થોડી તકલીફ ઉઠાવવી પડી છે?"

" સાચું ? મા ત્યારે ભારે ચૂસ્ત, કટ્ટર હિન્દુ છે ?"

"કદરની એમાં કોઈ વાત નથી. હિન્દુ ઘરની સ્ત્રીઓને વાસ્તવમાં જેવું હોવું જોઈએ એવી જ તે છે." માની વાત કહેતાં કહેતાં અપૂર્વનો સ્વર કરુણ અને સ્નિગ્ધ થઈ ગયો.

"ઘરમાં બે વહુઓ છે." અપૂર્વે પાછું કહેવા માંડ્યું:–"છતાંય માને તો પોતાના હાથથી બનાવીને ખાવું પડે છે. પણ મા એવી છે કે કદીયે કોઈ પર તે જોર જબરદસ્તી કરતી નથી, કોઈની પાસે એ માટે ફરિયાદ પણ કરતી નથી. તે તો કહે છે કે હું તો મારા આચાર-વિચાર તજીને પોતાના પતિના મત સાથે પોતાનો મત ન મળ્યો તો હવે આ લોક મારા મતને મળતા નહિ થાય તો એમાં ફરીયાદ કરવી શું ઠીક છે? મારી બુદ્ધિ અને મારા સંસ્કારને માન્ય રાખીને વહુ-ઓને ચાલવું પડે એનો અર્થ શું છે?"

"મા, જુના જમાનાના રહ્યા છતાંય તેમનામાં ધીરજ તો ખૂબ છે." ભારતી ભક્તિ અને શ્રદ્ધાથી નમ્ર થઈ બોલી.

"ધીરજ? માની ધીરજનો શું કોઇ પાર છે? તમે તેને જોઇ નથી; પણ જુઓ તો હું કહું છું કે એકવાર તો તમે આશ્ચર્યચકિત થઈ જાઓ." અપૂર્વે ઉદ્દીપ્ત થઈ કહેવા માંડ્યું.

ભારતી પ્રસન્ન મુખે એકીટસે તેની તરફ જોઇ રહી. અપૂર્વ ફળ સમારવાનું કામ બંધ કરી કહેવા લાગ્યો:–"સાચું પુછો તો મારી માએ સારીયે જીંદગી દુ:ખમાં જ પસાર કરી છે. જીંદગીભર પતિ અને પુત્રોના સ્વેચ્છાચારમાં જ ચૂપચાપ દિવસો વીતાવતી આવી છે. ફક્ત એક ભરોંસો છે મારો. બીમારીમાં ફક્ત હું જ કંઇ બનાવી તેના મોંમાં નાખ્યા કરું છું."

"હવે તો ત્યારે તેને તકલીફ થઈ રહી હશે?"

"એમ તો હશે જ. એથી તો તે પહેલાં મને અહીંયા મોક-લવાને રાજી ન હતી. પણ હમેશાં તો હું ઘરે બેસી રહી શકું નહિ,

તેને ફક્ત એક આશા છે કે મારી વહુના આવી ગયા પછી તેને પોતાના હાથથી બનાવી ખાવું નહિ પડે."

"તેની એ આશાને પૂરી કરીને જ કેમ આવ્યા નહિ? ઉચિત તો એ જ હતું?" ભારતીએ હસીને કહ્યું.

એમ જ થવાનું હતું. તેણે પોતે કન્યા પસંદ કરી–કરાવી બધુંય બરોબર કરી લીધું હતું પણ એટલામાં જ મારે અહીંયા ચાલ્યા આવવું પડ્યું. વખત જ ન મળ્યો, પણ હું કહી આવ્યો છું કે મા, જ્યારે તમે કાગળ લખશો ત્યારે આવીને તમારી આજ્ઞા પાળીશ." અપૂર્વે એ વખતે અનુમોદન કરતાં કહ્યું.

"થવું તો એમ જ જોઈએ."

"અવશ્ય." અપૂર્વે માતૃસ્નેહથી પીગળી જઈ કહ્યું:–"તે વ્રત, ઉપવાસ કરશે, આચાર વિચાર સમજશે, બ્રાહ્મણ પંડિતના ઘરની છોકરી હશે–માને કદીયે તકલીફ નહિ આપે–એમ તો હું ઇચ્છું છું. ગાણા બજાણા જાણનારી કોલેજમાં ભણેલી ગણેલી વિદુષી સ્ત્રીની મારે જરૂર પણ શું છે?"

"હા, શું જરૂર છે?" ભારતીએ કહ્યું.

અપૂર્વ પોતે કેટલાય દિવસથી આ વાતનો વિરોધી હતો અને ભાભીઓનો પક્ષ લઈ ગુસ્સામાં તેણે માને કહ્યું હતું કે કોઈ બ્રાહ્મણ–પંડિતના ઘરેથી જેની હોય એની એક છોકરી લાવી ઝગડા મટાડી દો. આ વાતને આજ તે તદ્દન ભૂલી ગયો.

"જુઓ, તમે મારી જાતના નથી, કે નથી સમાજના; તમારૂં પાણી સુદ્ધાંય અમારે ત્યાં પીવાનું નથી. એની છાંટ પડતાં કપડાં સુધાં બદલી નાખવા પડે છે–આટલો ફરક છે. પણ તમે જેટલું સમજો છો એટલું મારા ભાઈઓ કે ભાભી સમજતા નથી. જેનો જે ધર્મ છે એને તો એ માનીને જ ચાલવું જ જોઈએ ને? ઘરભરનાં

માણુસોમાં રહેવા છતાં મારી મા એકલી છે, આથી વધુ તે બીજું કયું દુભાગ્ય હશે? આટલા માટેજ ભગવાનને મારી ફક્ત એટલીજ પ્રાર્થના છે કે મારા કોઈ પણ આચરણથી માને કદીયે દુઃખ ન થાય." આટલું કહેતા કહેતાં તેનું ગળું ભરાઈ આવ્યું અને આંખો-માં ઝળઝળીઆં આવી ગયા.

આ વખતે સૂઈ રહેલાં મહારાજે કંઈક અવાજ કર્યો. ભારતી ઝટ ઉઠીને ચાલી ગઈ. અપૂર્વ ઉલ્ટી હથેલીથી આંખો લુછતો પાછો ફળ સમારવા લાગ્યો. મા પર તેનો ઘણો સ્નેહ હતો. ઘરમાં રહેવા છતાંય માને પ્રસન્ન રાખવા માટે તે ચોટલી રાખવાથી માંડીને એકાદશીના દિવસે ભાતના બદલે પુરી ખાવા સુધીના નિયમ કરતો હતો. વાસ્તવમાં બ્રાહ્મણ સંતાનની આચારભ્રષ્ટતાની તે નિંદા જ કરતો હતો. અને પ્રવાસમાં આવ્યા છતાંય આચાર વિચારની પ્રતિ તેનાં એવાં દૃઢ અનુરાગના વિષયમાં કદાચ તેની મા સંદેહ કરી શકે તેમ ન હતું. અસલ વાત એ હતી કે આજ તેનું શરીર અને મન ભય અને ચિંતાને લીધે અત્યંત વિકળ થઈ રહ્યા હતા. માને પોતાની પાસે બોલાવી લેવાની એક અંધ આકૂળતાએ તેના મનની અંદર એક ઝંઝાવાત જગાવી મૂક્યો. તેના અંદરની સંપૂર્ણ ભાવધારી વિકૃત થઈ આતિશય્યમાં એવી રૂપાન્તરિત થઈ રહી હતી કે અન્તર્યામીથી એ અગોચર ન રહી. પરંતુ ભારતીની છાતીની અંદર અપમાનની વેદનાથી ડામ પડવા લાગ્યા.

એણે થોડીવાર પછી પાછું ફરીને જોયું કે અપૂર્વ ફળ સમા-રીને ચૂપચાપ બેઠો હતો.

"બેસી રહ્યા છો. ખાધું નથી?" ભારતીએ કહ્યું.

"નહિ, તમારા માટે બેઠો છું."

"શા માટે?"

"તમે નહિ ખાઓ ?"

"નહિ. જરૂર હશે તો મારા માટે જુદા રાખ્યા છે."

"વાહ એમ તો કાંઈ થતું હશે ક્યાંય ? તમે સવારથી કંઈ ખાધું નથી અને–" તેની વાત પૂરી ન થઈ ત્યાં તો અત્યંત શુષ્ક દબાયેલા સ્વરમાં જવાબ આવ્યો–"ઓહ, તમે બહુ હેરાન કરો છો. ભૂખ હોય તો ખાઓ, ન હોય તો બારીમાંથી બહાર ફેંકી દો." એટલું કહી એ એજ ક્ષણે બીજા ઓરડામાં ચાલી ગઈ. વાસ્તવમાં એક ક્ષણભર જ અપૂર્વે એનો ચહેરો જોયો હતો, પણ એ એકજ ક્ષણે તેના હૃદય પર જીંદગીભરને માટે એક છાપ પાડી દીધી, એ ચહેરાને તે ભૂલ્યો નહિ. અહીંયા આવ્યો એ દિવસથી તે આજ દિન સુધીમાં તેને બહુ વાર એનો સાક્ષાત થયો હતો. ઝગડામાં, મેળમાં, શત્રુતામાં, મિત્રતામાં, સંપદ અને વિપદમાં કેટલીયેવાર તેણે એને જોઈ હતી પણ એ જોવાની સાથે આજનું કોઈ સાદ્રશ્ય જ ન હતું. એ તો કંઈ બીજી જ હતી.

ભારતી ચાલી ગઇ, ફળની થાળી એમ ને એમ પડી રહી અને અપૂર્વ જેમ બેઠો હતો એમ જ ચૂપચાપ નિસ્પન્દ પત્થરની માફક બેસી રહ્યો. કેવી રીતે શું થયું એ તેના સમજવામાં ન આવ્યું.

કલાક પછી તેણે બીજા ઓરડામાં જઇને જોયું તો મહારાજ-ની પાસે ભારતી એક સાદડી પાથરી હાથ પર માથું રાખી સુઇ રહી હતી. તે જેવો ચૂપચાપ ગયો હતો એવો જ ચૂપચાપ પાછો આવી પોતાનાં પલંગ પર પડયો. પડતાં જ તેની થાકી ગયેલી આંખો આપો-આપ મીંચાઈ ગઇ. જ્યારે તે જાગ્યો ત્યારે સવાર થઈ હતી.

"હું જાઉં છું" ભારતીએ કહ્યું.

અપૂર્વ ગભરાઇ જઈ ઉઠીને બેઠો થયો પણ સારી રીતે સ્ફુર્તિ-માં આવ્યા પહેલાં જ તેણે જોયું કે ભારતી ચાલી ગઈ હતી.

---

## ૧૦

એ ઘટના બન્યાને આજે એક મહિનો વીતી ગયો હતો. મહારાજને આરામ થઈ ગયો હતો. છતાંય હજુ પહેલા જેવી તાકાત આવી ન હોતી. અપૂર્વ પોતાની સાથે જેને ભામો લઈ ગયો હતો એ રસોઈ બનાવતો હતો. મહારાજની જીંદગી બચાવવા માટે લગભગ ઑફીસભરના માણસોએ પૂરતો પરિશ્રમ ઉઠાવ્યો હતો. રામદાસ પોતે પણ કેટલાયે દિવસ પોતાના ઘરે જઈ શકયો ન હતો. શહેરના મોટા ડૉકટરે એનો ઈલાજ કર્યો હતો અને એની ભલામણથી એને શિળીની હૉસ્પીટાલમાં જવું પડયું ન હતું. આ બર્મી દેશ મહારાજને કદી યે સારો લાગ્યો નહિ, અપૂર્વે એને રજા આપી દીધી હતી અને એવું નક્કી કર્યું હતું કે જરા વધુ તાકાત આવ્યા પછી એ ભલે ઘરે ચાલ્યો જાય. આવતા અઠવાડીએ કદાચ એનું જવાનું નહિ બને એમ મહારાજ પોતે પણ આશા રાખતો હતો.

ભારતી જે ગઈ તે ગઈ જ. એ પાછી આવી નહોતી. વધુ મજા તો એ હતી કે આટલી મોટી આશ્ચર્યજનક ઘટનાના વિષયમાં પરસ્પર કોઈ ચર્ચા સુદ્ધાંય કરતું ન હતું. એમાં મહારાજનો વિશેષ અપરાધ ન હતો, બલ્કે એ તો ડરતો રહેતો હતો કે કદાચ કોઈ એનું પોતાનું નામ ન લઈ દે. ભારતી શત્રુ પક્ષની હતી. અહીંયા આવ્યા પછી એમણે આ લોકેને બહુ રીતે સતાવ્યા હતા, જુઠી સાક્ષી આપીને અપૂર્વને જેલમાં મોકલવાની કોશિષ સુદ્ધાં કરી હતી. એ પોતાના શેઠની હાજરીમાં એવી ઓરતને બોલાવવામાં શરમ અને સંકોચ બન્નેનો અનુભવ કરી રહ્યો હતો. પણ એ કયારે અંને કેમ એ ચાલી ગઈ હતી એ મહારાજને માલુમ ન હતું. આ વાત જાણવાને

એ અંદરખાનેથી થનથની રહ્યો હતો, એના ઉદ્વેગ અને આશંકાની સીમા ન હતી પણ કેમ જાણી શકાય એ એની સમજમાં આવ્યું નહિ. કદી વિચારતો કે ભારતી ચાલાક છોકરી હતી, અપૂર્વના આવવાના સમાચાર મળતાં જ એ છુપાઇને ભાગી ગઇ હશે. વળી પાછો વિચારતો કે અપૂર્વે આવીને કદાચ એને અપમાનિત કરીને કાઢી મુકી હશે. પણ એ બેમાંથી એક પણ વાત કેમ ન થઇ હોય, ભારતી હવે પોતાની મરજીથી એને જોવાને આ મકાનમાં નહિ આવે એ વિષયમાં એ નિશ્ચિત હતો.

અપૂર્વ પોતે કંઇ કહેતો ન હતો અને તેને પૂછવામાં મહારાજને વિશેષ તો ડર એ વાતનો હતો કે પૂછપાછ કરવાથી કદાચ પાછળનો બધોય ભેદ ખુલ્લો થઈ ન જાય. લડાઇ ઝઘડાની વાત ચુલામાં ગઈ પણ એણે જે એના હાથનું પાણી પીધું હતું, એણે બનાવેલા દૂધ-સાબુદાણાની કાંજી અને બારલી ખાધી હતી, એટલે એથી એવા ભયંકર રૂપે નાતજાત માર્યાં ગયા હતા કે જેનું કોઈ પ્રાયશ્ચિત જ ન હતું. મહારાજે નક્કી કરી રાખ્યું હતું કે કોઈ રીતે અહીંયાથી કલકત્તા જઈને સીધાં ઘરે ચાલ્યા જઈ, ગંગાસ્નાન કરી, છાનામાના ગાયનું છાણ વિગેરે ખાઇ, કોઈ બહાને બ્રાહ્મણભોજન કરાવી પોતાની દેહની કામચલાઉ શુદ્ધિ કરાવી લઈશ! પરંતુ છીટછાડ કરવાથી કોઇ રીતે વાત જો માજીના કાને પહોંચી ગઈ તો શું થશે? એનું પરિણામ સારૂં નહિ આવે. હાલદાર કુટુંબની નોકરી તો જશે પણ સાથોસાથ એના ગામના સમાજને ય માલુમ પડી જાય તો આશ્ચર્ય ન હતું.

પરંતુ મહારાજની વાતનો આટલેથી જ અંત આવતો ન હતો. આ સ્વાર્થ અને ભયની દિશા ઉપરાંત એનાં હૃદયની એક બીજી પણ દિશા હતી. એ જેટલી મધુર હતી એટલી જ વેદનાપૂર્ણ હતી. અપૂર્વના ઓફીસે ચાલ્યા ગયા પછી રોજ એ એક નેતર ભરેલી ખુરશી લઇને ઝરૂખામાં જઈને બેસતો હતો કમજોર શરીરને દિવાલનો ટેકો

દઈ સામેની ગલી જ્યાં મોટી સડકને ભળી જતી હતી એ તરફ એકીટસે જોઈ રહેતો હતો. એવું ન હતું કે આ રસ્તે આવવાની ભારતીને કદીયે જરૂર ન હતી. આ ગલીની સામેથી જતી વખત જાણીજોઈને એ આ બાજુ નજર માંડીને જુએ પણ નહિ. અપૂર્વ બામો ગયો એ પછી ભારતી સાથે એને ઘનિષ્ઠ પરિચય થયો હતો. જે દિવસે બપોરના વખતે એની મા એકાએક મરી ગઈ હતી અને મહારાજે ખાધું પીધું ન હતું તે દિવસે એ રોતી કકળતી એના બારણે આવી હતી. બે દિવસ પહેલા જોસેફ સાહેબ મરી ગયો હતો એટલે એને કોઈ ડર ન હતો. બારણું ઉઘાડી ભારતી ઘરમાં આવી એના બન્ને હાથ ઝાલી ફાટફાટ રોવા લાગી. હાય! એનું એ રોવું? કોણ કહે કે એ મ્લેચ્છ હતી, કોણ કહે કે એ ખ્રિસ્તીની છોકરી હતી! મહારાજે રાંધેલા દાળ ભાત તપેલીમાં જ પડયા રહ્યા અને આખોયે દિવસ એની ચિઠ્ઠીઓ લઈ લાવ જાવ કરવામાં એને દોડધામ કરવી પડી. બીજા દિવસે લોક એનું શબ ભૂમિદાહ માટે લઈ જવા લાગ્યા ત્યારે તો ઝરૂખામાં ઉભા રહીને એ એવું તો રોવા લાગ્યો કે આંસુ રોકયા રોકાયા નહિ. ત્યારથી એ ભારતીને કદી બેટી અને કદી લક્ષ્મી કહેવા લાગ્યો હતો અને જબરજસ્તીથી એણે એને ચારપાંચ દિવસ સુધી રસોઇ બનાવવા દીધી નહિ; પોતેજ રસોઇ બનાવીને એને જમાડતો હતો. એ પછી ભારતી જે દિવસે પોતાની ચીજ વસ્તુઓ લઈને બીજા મકાનમાં જવા લાગી એ દિવસે એને સાંજ વીતાવવી મુશ્કેલ થઈ પડી. એની શાળીની બીમારીમાં ભારતીએ એના માટે શું શું કર્યું હતું એ બરોબર જાણતો ન હતો કે વિચાર કરતો પણ ન હતો. એ વખતની યાદ આવતાં જ એને પોતાની નાતજાતનો ખ્યાલ આવી જતો હતો. પરંતુ એની સાથે જ એ એક બીજી વાત વિચારવાની કોશિશ કરતો હતો. રોજ સવારે ન્હાઇ ધોઇ પોતાના લાંબા કાળા ભીના વાળને પીઠ પર રાખી એની ખબર અંતર પુછવા આવ્યા કરતી હતી. ન તો એ રસોડામાં આવતી હતી કે કોઇ ચીજ

વસ્તુને અડકતી હતી ચોકાની બહાર જમીન પર ઉભી રહી પૂછી લેતી કે " આજે શું શું રાંધ્યું છે મહારાજ?"

" લલ્લી, આસન નાખી દઉં."

" નહિ રહેવા દો. વળી પાછું ધોવું પડશે."

" વાહ આસનમાં કંઇ આભડછેટ લાગતી હશે?"

" કેમ ન લાગે? તમારા બાબુ તો સમજે છે કે મારા રહેવાથી આખયે મકાન અશુદ્ધ થઇ ગયું છે. કદાચ તેમનું પોતાનું મકાન હોત તો તે આગ લગાડીને એને શુધ્ધ પણ કરી લેત! બરોબર છે મહારાજ?"

" તને તો બસ આવું જ સુઝયા કરે છે. તારા પોતાથી કંઇ દેખી શકાતું નથી એટલે તું બધાયને એવા જ સમજે પરતું મારા બાબુને જો એકવાર બરોબર સમજી લઇશ તો કહીશ કે એવો માણસ આ દુનિયામાં બીજો કોઇ નથી.

" નથી, એ તો હું પણ કહું છું. નહિ તો જેણે ચોરી બચાની એને ચોર બનાવીને ગિરફતાર કરવાને જાત?" ભારતીએ કહ્યું.

આ વિષયમાં પોતાની કસુર યાદ કરીને મહારાજ મર્મોહત થઇ જતો. અને વાતને દબાવી એ જલદીથી કહેવા માંડતો કે—" પરંતુ તેં પણ કાંઇ ઓછું કર્યું નથી લલ્લી! બધુંય જુઠ્ઠું જાણ્યા છતાંય બાબુને વીસ રૂપીયાનો દંડ કરાવી દીધો હતો!"

ભારતી કંઇક લજ્જિત થઇ કહેતી :—" પણ દંડની રકમ તો મારા તરફથી જ ભરાણી છે ને? તમારા બાબુને તો ભરવી પડી નથી ને?"

" વાહ! કેમ ભરવી નથી પડી? મેં મારી સગી આંખોથી જોયું હતું કે બે નોટ ભરીને તે અદાલતની બહાર નીકળ્યા હતા."

" મેં પણ મારી સગી આંખોથી જોયું હતું કે મહારાજ, તમને

ઘરમાં દાખલ થતાં જ મે નોરો બારણામાં પડેલી મળી હતી અને તમે જ લઇને બાબુને આપી દીધી હતી !"

મહારાજની વાત મોંમાં જ રહી ગઇ.

" શાક બળી જાય છે, મહારાજ, ખાઇ નહિ શકાય ? "

" પરંતુ બાબુને હું આ વાત કહી દઇશ લક્ષ્મી ! " મહારાજે તપેલી સગડી પરથી ઉતારતાં કહ્યું

પરંતુ આટલી મોટી તાજ્જુબીની વાત પણ બાબુને કહી દેવાનો મહારાજને મોકો જ મળ્યો નહિ. ક્યારે અને કેવી રીતે મળશે એ પણ એની સમજમાં ન આવ્યું. એક દિવસ આળસને લીધે એ વાસી હળદર શાકમાં નાખી રહ્યો હતો ત્યાં ભારતીએ એને ઉધડો લઇ લીધો હતો. વળી એક દિવસે ન્હાયા ધોયા વગર એણે રસોઇ બનાવી લીધી હતી એટલે ભારતીએ એના હાથનું રાંધેલું ખાધું પણ ન હતું. મહારાજે ગુસ્સામાં આવી જઇને કહ્યું હતુંઃ-" તું તો ખ્રિસ્તી છે. તમારા લોકોને વળી આવો વિચાર ક્યાંથી ? તું તો, મને લાગે છે કે અમારા માજીથી પણ આગળ વધી ગઇ ! "

ભારતી ફક્ત જરા હસીને ચાલી ગઇ હતી. કંઇ જવાબ જ દીધો ન હતો. અસલમાં રસોઇની વાતમાં એક માજી સિવાય મહારાજને બીજાું કોઇ પ્રશ્ન કરી શકતું હતું એ એની ધારણાની બહારની જ વાત હતી. એથી એ દિવસે એના મનમાં ભારે દુઃખ થયું હતું. પણ એ પછી આચાર વિચારની બાબતમાં એને આ મ્લેચ્છ છોકરીથી પણ સાવધાન રહેવું પડયું ત્યારે એ બધીયે વાત એને સારી લાગી ન હતી અને જે સારી લાગી હતી એનો એણે કદર કરવાની કોશિશ પણ કરી ન હતી એ બધીયે વાતો આજ એને ચિંતામાં લીન કરી રહી હતી. હવે એ બર્મા પાછો નહિ આવે. જવા પહેલાં ભારતીની મુલાકાત થવાની કોઇ આશા ન હતી, એને મુલાકાત લેવાનું કોઇ કારણ પણ ન હતું. જે કંઇ એ જાણતો હતો એ કહી

દેનારો કોઈ માણુસ પણ ન હતો. આ રીતે રોજને રોજ એકજ સડક પર નિષ્ફળ નજર રાખી ચૂપચાપ એકલા બેસી રહેવાથી એની છાતીની અંદર જાણે કોઈ ઉંડી પીડા થઈ રહી હતી.

એ દિવસે ઑફીસથી આવ્યા પછી અપૂર્વે મહારાજને અચાનક પુછ્યું:–" ભારતીનું ઘર ક્યાં છે મહારાજ? "

" હું કાંઈ થોડોક જ જઈને જોઈ આવ્યો છું ? " મહારાજે સંશયપૂર્ણ સ્વર જવાબ દીધો.

" જતી વખતે તને કહી નથી ગઈ? "

" મને શા માટે કહેતી જાય? "

" મને કહ્યું હતું પણ જગ્યાની બરાબર યાદ નથી રહી. કાલ એકવાર તપાસ કરવી પડશે. "

મહારાજનું મન ડગમગવા લાગ્યું; કોણ જાણે શું મામલો ઉભો થયો છે ! પણ કારણ પૂછવા જેટલી એનામાં હિંમત ન આવી.

" ચોરીની ચીજો તો મળી ગઈ છે. પોલીસ એ પાછી દેવા માગે છે પણ ભારતીની સહી જોઈએ છે." અપૂર્વે પોતે જ કહેવા માંડયું.

મહારાજ બીજી તરફ જોતો ચૂપ રહ્યો.

" એ દિવસે એ વાત તો કહેવા આવી હતી પણ તારી હાલત જોઇને પાછી જઈ શકી જ નહિ. એણે સંભાળ ન રાખી હોત તો તું ન જાણે ક્યારેક મરીને ભૂત થઈ ગયો હોત. મારી સાથે ભેટ પણ ન થઈ હોત ." અપૂર્વે પાછું કહ્યું.

મહારાજ હા, ના, કંઈજ કહ્યા વગર છેવટની વાત સાંભળવાને ચૂપચાપ પત્થરની માફક બેસી રહ્યો.

" એ દિવસે આવીને જોયું તો અંધારા ઘરમાં તું અને ભારતી, બીજું કોઈ ન હતું. શું વાત એ અત્યારે શું કહું ? મેં ક્યાં ખાતી

હતી, ક્યાં સુતી હતી, એ દિવસ પહેલાં જ બીચારીના મા બાપ મરી ગયાં હતાં, છતાં પણ કેવી જબરી છોકરી હતી. કોઈ તરફ જાણે કોઈ ધ્યાન જ નહિ."

"ક્યારે ચાલી ગઈ હતી?" મહારાજ હવે ન રહેવાયાથી બોલ્યો

"મારા આવ્યા પછી બીજા જ દિવસે. સવાર પણ નહોતું થયું, "હું જાઉં છું" કહીને એવી ચાલી ગઈ કે પાછો પત્તો જ નથી."

", ગુસ્સે થઇને ચાલી ગઇ છે શું?"

"ગુસ્સે થઇને?" અપૂર્વે જરા વિચારીને કહ્યું:—"શી ખબર? એમ પણ હોય. એને તો સમજવી જ મુશ્કેલ છે, નહિ તો તારા માટે આટલું કર્યું, આટલી સેવા કરી એ એક વાર પાછી ખબર જ લેવા પણ ન આવી એ શું સારૂં કહેવાય?"

આ વાત મહારાજને ઠીક ન લાગી.

"કાં તો તે પોતે જ બીમાર પડી ગઈ હશે." મહારાજે કહ્યું.

પોતે જ બીમાર પડી ગઈ હશે! અપૂર્વ ચોંકી ઉઠયો. ભારતીની બાબતના ઘણા દિવસ ઘણી યે વાતોનો વિચાર આવ્યો હતો પણ કોઇ દિવસ બીમાર પડવાની આશંકા પણ તેના મનમાં આવી નહોતી. જતી વખતે કદાચ એ ગુસ્સે થઈને ચાલી ગઇ હતી અને ગુસ્સે થવાના કારણને લીધે તેના મનમાં તરેહ તરેહના વિચારો ઉઠી રહ્યા હતા. પરંતુ બીજું પણ કારણ હોઇ શકે એમ આ બાબતમાં તેના ક્ષુબ્ધ ચિત્તમા ખ્યાલ જ આવ્યો ન હતો. એકાએક બીમારીની વાત સાંભળીને આ બાબતમા જેટલી પણ વાતો એ રાતે એના મનમાં થઇ હતી એ એક પલકમાં જ તેને બધી યે યાદ આવી ગઇ અને ત્યારે તે શીળી સિવાય બીજી કોઇ બીમારીની કલ્પના જ કરી ન શકયો. નવા મકાનમાં જ્યાં એ રહેતી હતી ત્યાં એની દેખરેખ રાખનારૂં કોઈ જ ન હતું—કદાચ એને હોસ્પીતાલમાં મોકલી દીધી

હશે! તો તો વળી એ અત્યાર સુધી જીવતી પણ નહી રહી હોય– આવા વિચારથી તેનું મન એકવાર ચંચળ થઈ ગયું. એક ખુરશી પર બેસી ઓફીસના પોશાક, નેકટાઇ કાઢતા કાઢતા તેણે વાતચીત શરૂ કરી હતી. હાથનું એ કામ તેનાથી અટકી ગયું. મોંમાંથી કોઇ અવાજ જ ન નીકળ્યો. એ ખુરશી પર માટીના પૂતળાની માફક બેસી રહ્યો. તેના પર એવી એક તરેહની અપરિચિત અને અસ્પષ્ટ અનુભૂતિ છવાઈ ગઈ કે જાણે હવે તેને દુનિયામાં બીજું કામ જ કરવાનું ન હતું.

થોડીક વાર સુધી કોઈ કાંઇ બોલ્યું નહિ. આ પ્રમાણે વીસ પચીસ મિનીટ વીતી જવા છતાંય અપૂર્વ જરાકે હાલ્યો ચાલ્યો નહિ ત્યારે મહારાજ મનમાં ને મનમાં આશ્ચર્યાન્વિત જ નહિ પરંતુ ઉદ્વિગ્ન પણ થઇ ગયો.

"છોટાબાબુ, મકાન માલિકનો માણસ આવ્યો હતો. ઉપરનો માળ ભાડે લેવો હોય તો આ મહિનામાં બદલી નાખવાને કહી ગયો છે. મને ફિકર છે કે કોઈ વળી બીજું આવી ન જાય." મહારાજે ધીમેથી કહ્યું.

"કોણ આવશે અહીયાં?" અપૂર્વે મોં ઉંચું કરીને કહ્યું.

"આજે માજીનો એક પોસ્ટ કાર્ડ આવ્યો છે, ચોકીદાર પાસે લખાવીને મોકલ્યો છે."

"શું લખ્યું છે?"

"મને આરામ થયો જાણીને તેમને બહુ ખુશી થઈ છે. ચોકીદારનો ભાઇ રજા લઈને દેશ ગયો છે, એની સાથે વિશ્વેશ્વરની પૂજા માટે પાંચ રૂપીયા મોકલી આપ્યા છે."

"સારૂ કર્યું. મા તને દીકરા જેવો જ માને છે."

"છોકરાથી પણ વધારે. હું તો હવે ચાલ્યો જઇશ, પણ માની

ઇચ્છા છે કે રજા લઇને આપણે બન્ને સાથે જઇએ. ચારે કોર બીમારી, બીમારી–" મહારાજે શ્રદ્ધાથી વિચલિત થઇ કહ્યું.

"બીમારી, બીમારી ક્યાં નથી? કલકત્તામાં નથી થતી આવતી? તેં કદાચ ડરાવવા માટે તરેહ તરેહની વાત લખી નાખી હશે." અપૂર્વ વચ્ચે જ બોલી ઉઠયો.

"જી નહિ" મહારાજે વિચારી રાખ્યું હતું કે મૂળ વાત તો તે ખાવા પીવાની જ કરશે. પણ એનાથી રહી શકાયું નહિ.

"કાલીબાબુ ભારે ઉ·· કરી રહ્યા છે. બધાની એવી ઇચ્છા છે કે આ ચૈત્ર પછી વૈશાખ મહિનો શરૂ થતાં જ એ શુભ કામ કરી નાખવું."

કાલીબાબુ અત્યંત નિષ્ઠાવાન બ્રાહ્મણ હતો. તેના ઘરની આચાર પરાયણતાની સારી ખ્યાતિ હતી. તેની નાની છોકરીને માએ પસંદ કરી હતી એ વાત તે ઘણા કાગળોથી જાણી શક્યો હતો. મહારાજની વાત અપૂર્વને સારી ન લાગી.

"આટલી ઉતાવળ શું છે? કાલી બાબુને કન્યાદાન દેવાની સબુરી ન હોય તો તે બીજે ક્યાંય કોશિશ કરી શકે છે."

"ઉતાવળ તો તેને છે કે માજીને છે તે હું કેમ જાણી શકું છોટાબાબુ? લોકો કદાચ એમને ડરાવતા હશે કે બર્મા દેશ સારો નથી. અહીંયા રહેવાથી છોકરાં બગડી જાય છે" મહારાજે જરા હસવાની કોશિશ કરતાં કહ્યું.

અપૂર્વ એકદમ રાતોપીળો થઈ ગયો.

"મહારાજ, તું મારી પાસે એટલી પંડિતાઇની વાતો ન કરતો એ હું તને કહી દઉં છું. માને તું રોજને રોજ એટલા કાગળો શા માટે લખ્યા કરે છે? હું કંઈ બાળક નથી." અપૂર્વે કહ્યું.

આ અકારણ ક્રોધથી મહારાજ પહેલાં તો આશ્ચર્યમાં પડી ગયો પણ ફરી એને પણ ગુસ્સો આવી ગયો. બીમારીમાંથી ઉઠયા પછી એનો પણ મિજાજ જુદા કારણોથી સારો રહ્યો ન હતો.

"આવતી વખતે માજીને આ વાત કહીને કેમ નહિ આવ્યા? તો તો મારો પીંડ પણ છૂટી જાત, ધરમ નષ્ટ કરીને સ્ટીમર પર ચઢવું પણ ન પડત."

મહારાજના આ શબ્દો સાંભળી અપૂર્વની આંખ લાલચોળ થઈ ગઈ. તે ઝડપથી કોલર અને નેકટાઇ લઈ પહેરવા લાગ્યો. મહારાજ ઘણા દિવસથી તેને ઓળખતો હતો.

"પાણીબાણી કંઈ નહિ પીઓ?" મહારાજે પૂછયું.

અપૂર્વ એના પ્રશ્નના ઉત્તરમાં ખીંટીએથી કોટ લઈ એમાં હાથ ઘાલતો ઘાલતો ઝડપથી બહાર ચાલ્યો ગયો.

"કાલે રવિવારે ચટગાંવ થઇને એક સ્ટીમર જાય છે, હું એમાં ચાલ્યો જઇશ એ કહી દઉં છું." મહારાજે ગરમ થઇ કહ્યું.

"ન જાતા તને સોગંદ છે." અપૂર્વે સીડીથી ઉતરતા ઉતરતા કહ્યું અને તે એકદમ નીચે ઉતરી ચાલ્યો ગયો.

પાંચ મિનીટની અંદર શેઠ અને નોકર વચ્ચે શા માટે આટલી ગુસ્સા ગુસ્સી થઈ એ જોઇને કોઇ અજાણ્યો માણસ ત્યાં હાજર હોત તો જરૂર આશ્ચર્યચકિત થઇ જાત. એ વિચાર પણ કરી શકયો ન હોત કે આવા અર્થહીન આઘાતના કારણે માણસના વ્યથિત, વિક્ષુબ્ધ ચિત્તે હંમેશાં પોતાને સહજ સ્વાભાવિક અવસ્થામાં લાવવાનો માર્ગ ખોળી કાઢયો છે.

# ૧૧

અપૂર્વનું જાવા કરવાનું સ્થાન એક માત્ર તલવરકરનું ઘર હતું. રંગુનમાં બંગાલીઓ કંઇ ઓછા નથી, પરંતુ જ્યારથી તે આવ્યો હતો ત્યારથી એટલી ખટપટમાં તેના દિવસો વીત્યા હતા કે કોઇની સાથે પરિચય કરવાની તેને ફુરસદ જ મળી ન હતી. ઘરેથી નીકળી આજ પણ તે રેલ્વે સ્ટેશન તરફ જ જઇ રહ્યો હતો. પણ અચાનક તેને શનિવારે એને પોતાની પત્ની સાથે નાટક દેખાડવા જવાની વાત યાદ આવી ગઈ. આમ હોવાથી રસ્તામાં આંટા ફેરા માર્યા સિવાય બીજે કયાંય જવાની જ્યારે કોઇ સંભાવના જ ન દેખાઇ ત્યાં તેને એકાએક ભારતીની યાદ આવી ગઈ. એના પ્રતિ પોતાની ભારે અકૃતજ્ઞતા આજે તેને તીક્ષ્ણ બની ખૂંચવા લાગી. તેનું ઘવાયેલું મન પોતાની સમક્ષ મૂર્તિ બનીને જાણે કહેવા લાગ્યું. " એ સારી હશે, એને કંઇ જ થયું નથી, નહિ તો શું આટલા મોટા જીવન મરણના પ્રશ્નના વિષયમાં જરા એ ખબર પણ ન પહોંચાડે? એમ બની શકે જ નહિ. " વળી પાછો તે અધિક આગળ વધી ન શક્યો. તેલના કારખાનાની પાસે જ ક્યાંક એનું ઘર છે એ વાતને તે ભૂલી ગયો ન હતો. એ શોધી કાઢવાને તેનું મન થનગની રહ્યું. પરંતુ આટલા દિવસો પછી આ પ્રમાણે જે વ્યક્તિ પોતાને છુપાવે છે એની ખબર લેવા જવામાં લજ્જાએ પણ તેનો પીછો છોડયો નહિ. સંભવ છે કે એ એમ નહોતી ઇચ્છતી, એમ પણ હોય કે એ મને જોઈને નાખુશ થતી હશે. એથી ચાલતાં ચાલતાં તે પોતાની જાતને સો સો વાર કહેવા લાગ્યો: પોલીસ એની સહી માગે છે એટલેજ હું મારા કામે આવ્યો છું—એ કેમ

છે, ક્યાં રહે છે એ બધા અકારણ કુતૂહલોથી નથી આવ્યો. એમ આટલા દિવસો પછી આ આરોપ ભારતી મારા પર કોઈ રીતે પણ મૂકી શકે તેમ નથી."

અપૂર્વ આ બાજુ પહેલાં કદીયે આવ્યો ન હતો. પૂર્વ તરફની પહોળી સડક સીધી ચાલી ગઈ છે. ઘણા દૂર ચાલ્યા જતાં જમણી તરફ નદીના કિનારે જે સડક જાય છે ત્યાં જઈને તેણે એક માણસને પુછ્યું:–" અહીંયા સાહેબ મેમોના મકાનો ક્યાં છે, ક્યાં ખબર છે?" આના જવાબમાં એને આસપાસના જે મોટા મોટા બંગલા દેખાડયા એની આકૃતિ, અવયવ અને ઠાઠમાઠ જોઈ અપૂર્વ સમજી ગયો કે પ્રશ્ન કરવામાં ભૂલ થઈ ગઇ હતી. સંશોધન કરી તેણે પાછું પૂછ્યું:– "ઘણાયે હિન્દુસ્તાની પણ રહે છે, કારીગર, મિસ્ત્રી એમના બાલ-બચ્ચા—"

"ઘણા, ઘણા, હું પણ એક મીસ્ત્રી છું. મારા હાથ નીચે પચાસ કારીગરો રહે છે. જે કહું એ થાય છે. છોટા સાહેબને કહીને નોકરી પરથી રજા પણ અપાવી શકું છું! તમે કોને માંગો છો?"

"હું કોને માગું છું?–વારૂ જે બંગાલી, ખ્રિસ્તી, કે–" અપૂર્વે સમજી વિચારી કહ્યું.

"કહો છો તો બંગાલી, વળી પછી ખ્રિસ્તી કેવા? ખ્રિસ્તી થયા પછી કોઇ બંગાળી રહી શકે છે? ખ્રિસ્તી એ ખ્રિસ્તી છે, મુસલમાન એ મુસલમાન છે. બસ, હું તો આટલું જ જાણું છું સાહેબ!" પેલા આદમીએ આશ્ચર્યચકિત થઈ કહ્યું.

"ઓ હો, છેવટે છે તો બંગાલી જ ને? બંગાળી ભાષા જ બોલે છે ને?"

"બોલે એમાં શું? બોલવાથી જ પતી ગયું? જે પોતાની જાત ગુમાવી ખ્રિસ્તી થઈ ગયો એમાં પછી બાકી શું રહ્યું સાહેબ? એની સાથે કોઈ બંગાલી આહાર વ્યવહાર કરે તો જોઉં! એ એક આવી

છે ને ઓરત માસ્તરની, છોકરાઓને ભણાવે છે, બસ! પણ શું કોઈ એની સાથે ખાય પીએ છે કે બેસે ઉઠે છે?" એ આદમી ગરમ થઈ બોલ્યો.

"એ ક્યાં રહે છે એની તમને ખબર છે?"

"એટલીયે ખબર મને નહિ હોય? આ રસ્તે સીધા જઈ નદી કિનારે જઈ પૂછજો કે નવી સ્કુલ ક્યાં છે. નાનું છોકરૂં પણ બતાવી દેશે. ડાક્ટર બાબુ રહે છે ને ત્યાં! માણસ તો થોડાકજ છે? દેવતા છે દેવતા! મડદાને જીવતા કરી શકે છે." આટલું કહી એ પોતાના કામે ચાલ્યો ગયો.

એ રસ્તે સીધા જતાં અપૂર્વની સામે એક લાલ રંગનું લાકડાનું મકાન દેખાયું. બે મજલાનું એ મકાન એકદમ નદીના કિનારે આવેલું હતું. ત્યારે રાત પડી ગઈ હતી. રસ્તામાં કોઈ માણસ ન હતું. મકાનના ખુલ્લા બારણામાંથી પ્રકાશ આવી રહ્યો હતો. કોઈને પૂછવાના હેતુથી તે ત્યાંજ ઉભો રહ્યો. પણ મનમાં એને સંદેહ ન રહ્યો કે ભારતી અહીંયા રહેતી હશે અને એ બારણામાં જ એના દર્શન થશે.

લગભગ પંદર મિનીટ પછી બે ત્રણ માણસો બહાર નીકળ્યા, અને તેને ઉભો રહેલો જોઈ ચોંકી પડયા.

"કોણ? કોને માગો છો?" એકે પૂછ્યું.

"મિસ જોસેફ નામની કોઈ બાઈ અહીંયા રહે છે?" એના સંદિગ્ધ સ્વરથી અપૂર્વ સંકુચિત થઈ બોલ્યો.

"રહેતી કેમ નથી, આવો" પેલા માણસે એજ ક્ષણે કહ્યું.

અપૂર્વની ઈચ્છા જવાની ન હતી, પરંતુ કંઈક બહાનું કાઢવા જતાંજ પેલા માણસે કહ્યું:—" તમે ક્યારથી ઉભા છો? એ તો ઘરમાંજ છે; આવો. અમે તમને લઈ જઈશું." આટલું કહી એ આગળ ચાલવા લાગ્યો.

તેની વાતથી સાફ જણાઈ આવતું હતું કે તે ભારતી ક્યાં રહેતી હતી એટલુંજ જાણવા માગતો હતો. આમ છતાંય તેણે વિચાર્યું કે બારણેથી "નહિ" કહીને પાછા ચાલ્યા જવાથી એનો સંદેહ એટલું ખરાબ રૂપ ધારણ કરશે કે જેનું કાંઈ ઠેકાણું જ નહિ. આટલા માટે "ચાલો" કહી તે એની પાછળ પાછળ જવા લાગ્યો અને ક્ષણભરમાં જ એ મકાનના નીચેના ઓરડામાં જઈ પહોંચ્યા. એક તરફ ઉપર જવાની સીડી હતી. હૉલ જેવો લાંબો પહોળો ઓરડો હતો. છતની નીચે મોટો અને ભારે વજનવાળો લેમ્પ લટકી રહ્યો હતો. કંઇ ટેબલ ખુરશીઓ પડી હતી, એક કાળું બોર્ડ હતું અને દિવાલો પર ચારેકોર તરેહ તરેહના નકશા ટાંગેલા હતા. અપૂર્વ આ બધું જોતાં જ સમજી ગયો કે એ નવી સ્કુલ હતી. ત્યાં ચાર પાંચ જણા—સ્ત્રી અને પુરૂષો બેસી કોઇ વાતની ચર્ચા કરી રહ્યા હતા. એકાએક એક અપરિચિત માણસને દાખલ થતાં એ ચૂપ થઈ ગયા. અપૂર્વ ફક્ત એકવાર એમની તરફ જોઇ, જેની સાથે આવ્યો હતો એની પાછળ પાછળ ઉપર ચઢી ગયો. ભારતી ઘરમાં જ હતી. અપૂર્વને જોઈ એનો ચહેરો ચમકી ગયો. પાસે આવી તેનો હાથ પકડી એણે સ્વાગતપૂર્વક તેને એક ખુરશી પર બેસાડી દીધો અને કહ્યું:—"આટલા દિવસોથી મારી કાંઈ ખબર પણ તમે લીધી નહિ?"

"તમે પણ મારી ખબર અંતર ન લીધી" અપૂર્વે કહ્યું. પણ તુરતજ તે એ વાતને સમજી ગયો કે પોતાની વાત જવાબના હિસાબે બરોબર ન હતી.

"મહારાજ ઘરે જવા માગે છે! એને જવા દો. નહિ જાય તો એ બીલકુલ નિરોગી નહિ થાય." ભારતીએ જરા હસીને કહ્યું.

"તમે અમારી કાંઇ ખબર અંતર લીધી નથી એમ મારૂં કહેવું સાચું નથી?"

"કાલે રવિવાર છે. કાલે તો કાંઇ થશે નહિ. હાં, પરમ દિવસે

બાર વાગ્યાની અંદરજ કોર્ટમાં જઇ તમે તમારા રૂપીઆ અને ચીજ વસ્તુ લઈ આવજો જરા જોઇ કરી લેજો. કોઈ ઠગ બધુંય ન લઇ જાય " ભારતીએ પાછા જરા હસીને કહ્યું.

" પણ તમારી સહી જોશે."

" મને ખબર છે."

" તમને મહારાજ સાથે ભેટો થાય છે કેમ?"

" નહિ. પણ તમે જઈને એના પર નકામા ગુસ્સે ન થતાં." ભારતીએ માથું હલાવી કહ્યું.

" નકામો નહિ. એના પર તો સાચોસાચ જ ગુસ્સે થવું જોઇએ. તમે એની જાન બચાવી છે એટલી કૃતજ્ઞતા એનામાં હોવી જોઈતી હતી."

" એમ તો થવું જોઇતું હતું. નહિ તો કમમાં કમ એ મને જેલમાં મોકલવાની એકવાર કોશિશ તો કરી જોત."

અપૂર્વ એ વ્યંગને સમજી ગયો. નીચે નજર કરી થોડીકવાર બેસી રહ્યો, અને પછી બોલ્યો " તમે મારા પર સખ્ત નારાજ છો?"

" બિલકુલ નહિ. દિનભર સ્કુલમાં છોકરા છોકરીઓને ભણાવી ઘરે આવું છું અને સમિતિના અસંખ્ય કામળપત્રોના જવાબ લખીને પથારીમાં વાંચતાં વાંચતાંજ સુઈ જાઉં છું. નારાજ થવાનો વખત જ ક્યાં છે મને?"

" વારૂ. નારાજ થવાનો પણ વખત તમને નથી?"

" ક્યાં છે બતાવો? તમે કોઈ દિવસ સવારથી આવીને જુઓ તો સાચું કહું છું કે જુઠું તે જણાઈ આવશે."

અપૂર્વના મોંમાંથી અચાનક એક દીર્ઘ નિઃશ્વાસ નીકળી પડયો.

" જોવાની મને જરૂરત શું છે. સ્કુલમાંથી તમને શું પગાર મળે છે?"

"તમે જબરા માણસ છો! પગારની વાત કયાંયકોઇને પુછાય કે? એથી એનું અપમાન નથી થતું?" ભારતીએ હસવું રોકી ગંભીર બની કહ્યું.

"અપમાન કરવાના ઇરાદાથી તો મેં પૂછ્યું નથી. ત્યારે નોકરી શા માટે કરે છો–?" અપૂર્વે ખિન્ન સ્વરે કહ્યું.

"ન કરૂં. તો શું તમારૂં એમ કહેવું છે કે મારે ભૂખે મરવું?" ભારતી વચમાં જ બોલી ઉઠી.

"આ નોકરી છે તે જોતાં તો ભૂખે મરવું જ સારૂં છે." અમારી ઓફીસમાં એક જગ્યા ખાલી છે. પગાર સો રૂપીયા અને એક બે કલાકથી વધુ મહેનત પણ કરવાની નથી."

"મને એ નોકરી કરવાનું કહો છો?"

"એમાં વાંધો શું છે?"

"નહિ. હું નહિ કરૂં. તમે જ એના માલિક છો. કામમાં કાંઇ ભૂલ થઇ ગઇ તો તમે જ લાકડી લઇ દરવાજા બહાર કાઢી મુકો." ભારતીએ ડોક હલાવી કહ્યું.

અપૂર્વે કાંઇ જ જવાબ ન દીધો. તે મનમાં ને મનમાં સમજી ગયો કે ભારતી ફક્ત મજાક કરી રહી છે. વળી તેના એ એક દિવસના આચરણ પર વ્યંગ કરવાથી તેનું મુખ લાલચોળ થઇ ગયું: થોડીકવાર પહેલાથી નીચે જે તર્કવિતર્કનો કોલાહલ સંભળાઇ રહ્યો હતો, એ એકદમ તીવ્ર થઇ ગયો. અપૂર્વે ભલા માણસની માફક કહ્યું:–"તમારી સ્કુલ તો શરૂ થઇ ગઇ, બાળકોએ ભણવામાં ધ્યાન લગાવ્યું છે?"

"ત્યારે તો કંઇક ઓછો શોરબકોર થાય છે. એમના શિક્ષકો-એ વિષય નિર્વાચનની તરફ ધ્યાન દીધું છે." ભારતીએ ગંભીરતા-પૂર્વક કહ્યું.

"તમે નહિ જાઓ?"

"જવું તો જોઈએ પણ તમને છોડીને જવાનું દિલ થતું નથી." આટલું કહી તે જરા હસી પડી; અને અપૂર્વના કાન સુદ્ધાં લાલ થઇ ગયા. તે બીજી તરફ આંખો ફેરવી પડખેની દીવાલ પર લખેલા અક્ષરો એકાએક જોઈ કહેવા લાગ્યો:—"એ શું લખ્યું છે ત્યાં?"

"વાંચોને?"

અપૂર્વ ક્ષણભર ધ્યાનથી વાંચી બોલ્યો "**પથેર દાબી**" એનો અર્થ?"

"એ અમારી સમિતિનું નામ છે. એ અમારો મંત્ર છે, અને એજ અમારી સાધના છે. તમે અમારા સભ્ય થશો?"

"તમે પોતે તો સભ્ય હશો જ, પછી મને બોલાવીને શું કરશો?"

"આપણે બધાય રાહદાર, મુસાફર, પથિક છીએ. મનુષ્યના મનુષ્યતાના રાહ—પથ પર ચાલવાના સર્વ પ્રકારના હક્કનો સ્વીકાર કરીને આપણે બધા આડખીલીઓ, અંતરાયો વિઘ્નોને વિદારતા—રૂંધતા ચાલીશું. આપણા પછી જે લોક આવશે એ કોઇ પણ પ્રકારના ઉપદ્રવ વિના ચાલી શકે, એમની અબાધ ગતિને કોઈ રોકી ન શકે એ અમારા લોકની પ્રતિજ્ઞા છે. તમે અમારા દળમાં જોડાશો?"

"આપણે પરાધીન જાતિના છીએ આપણે અંગ્રેજ નથી, ફ્રેંચ નથી, અમેરિકન નથી—આપણને ક્યાંથી મળશે અબાધ ગતિ? સ્ટેશનમાં એક બેંચ પર બેસવાનો આપણને હક નથી, અપમાનિત બની ફરિયાદ કરવાનો પણ રસ્તો નથી!" કહેતાં કહેતાં જ એ દિવસની બેઈજ્જતી, ફિરંગી છોકરાના બૂટના મારથી માંડીને સ્ટેશન માસ્તર દ્વારા બહાર કાઢી મૂકાયા સુધીનું બધુંય અપમાન અને વેદના

યાદ આવતાં એની બન્ને આંખો સળગી ઉઠી. "આપણા લોકોના બેસવાથી બેંચ અપવિત્ર થઇ જાય છે. આપણા દાખલ થવાથી ઘર-ની હવા ગંદી થઈ જાય છે. આપણા લોક જાણે માણસ જ નહિ! આપણા શરીરમાં જાણે માણસનો જીવ, માણસનું ખૂન જ નહિ! એની વિરૂદ્ધ જો તમારા લોકની સાધના હોય તો હું પણ તમારી સાથે છું."

"તમે પણ શું મનુષ્યની આ જ્વાલાને સાચી માનો છો અપૂર્વ બાબુ? સાચેસાચ શું માણસના અડકવાથી આદમીએ કંઇ આપત્તિ ન કરવી જોઇએ? એકના દેહની હવા લાગવાથી બીજાના ઘરની હવા ગંદી નથી થતી?"

"કદીયે નહિ. મનુષ્યની ચામડીનો રંગ એની મનુષ્યતાનું પ્રમાણપત્ર નથી. કોઇ એક ખાસ દેશમાં પેદા થવું એ એનો અપ-રાધ ન હોઈ શકે? તમે માફ કરજો, જોસેફ સાહેબના ફક્ત ખ્રિસ્તી હોવાના કારણે જ અદાલતે મને વીસ રૂપીઆનો દંડ કર્યો હતો. ધર્મ જુદો હોવાથી શું મનુષ્ય હીન સાબીત થાય છે? એ કયાંનો ન્યાય છે? હું તમને કહું છું કે આ કારણે જ એ લોક કોઈ દિવસ મરી જશે. આજે મનુષ્યને અકારણ ઉંચો અને નીચો સમજવામાં જે ઘૃણા છે જે વિદ્વેષ ભાવ છે એ અપરાધને ભગવાન પણ કોઈ-પણ કાળે માફ નથી કરી શકતો." અપૂર્વે તીવ્ર કંઠે કહ્યું.

વેદના અને બેઇજ્જતીના મુકાબલામાં દુનિયામાં એવી કોઈ ચીજ નથી, જે મનુષ્યના સાચા આત્માને ખેંચી બહાર લાવી શકે. આ કારણથી તે સર્વ કાંઈ ભુલી જઈ અપમાન કરનારાની વિરૂદ્ધ અપમાનિતોની પીડા અને પીડકની વિરૂદ્ધ પીડિતોના મર્માન્તિક અભિયોગથી સહસ્ત્રગણો થઈ ગયો. ભારતી તેના ઉદ્દીપ્ત ચહેરા તરફ જોતી હજુ સુધી ચૂપ બેઠી હતી પરંતુ તેની વાત પૂરી થતાં જ એણે ફક્ત જરા હસીને બીજી તરફ મોં ફેરવી દીધું. અપૂર્વ ચોકી

ગયો, જાણે તેના ચહેરા પર કોઇએ જોરથી તમાચા મારી દીધા હોયને! ભારતીના કોઈ પણ પ્રશ્ન પર હજુ સુધી તેણે ધ્યાન આપ્યું ન હતું પરંતુ હવે એ અગ્નિ રેખાની માફક તેના મગજમાં એવા જોરશોરથી ચક્કર મારવા લાગ્યા કે તેના મોંથી કંઇ વાત જ નીકળી નહિ.

થોડીવાર પછી ભારતીએ મો ફેરવીને જોયું તો તેના હોઠ પર હસવાનું ચિહ્ન સુદ્ધાં ન હતું.

"આજે શનિવારે અમારી સ્કુલ બંધ છે, પણ સમિતિનું કામ થાય છે ચાલોને, નીચે જઇ ડાક્ટર સાથે તમારો પરિચય કરાવી દઉં અને સભ્ય પણ બનાવી લઉં."

"તે શું સભાપતિ છે?"

"સભાપતિ? નહિ, તે અમારા જડ–મૂળ છે. જમીનની નીચે રહે છે, તેમનું કામ આંખોથી નથી દેખાતું."

જડની પ્રતિ અપુર્વને રજમાત્ર કુતૂહલ પેદા ન થયું.

"તમારા સભ્ય કદાચ બધાય ખ્રિસ્તી હશે?"

"નહિ. મારા સિવાય બધા હિન્દુ છે."

"પણ આતો સ્ત્રીઓનો અવાજ પણ સંભળાય છે?" અપૂર્વે આશ્ચર્યચકિત થઇ પુછ્યું.

"તે પણ હિન્દુ છે."

"પરંતુ તે કદાચ જાતિ ભેદ,–એટલે ખાવાપીવામાં અને સ્પર્શાસ્પર્શ આદિનો વિચાર નહિ રાખતી હોય?" અપૂર્વે ક્ષણભર વિચાર કરી પુછ્યું.

"નહિ." ભારતીએ કહ્યું.

"પણ જો કોઇ એવા વિચાર રાખે છે તો એના મોંમાં અમે જબરજસ્તીથી કોઇ ખાવાની ચીજ ઘાલી દેતા નથી. માણસની

વ્યક્તિગત પ્રવૃત્તિનું અમારે ત્યાં સન્માન કરવામાં આવે છે. તમારા માટે ડરવાની કોઈ વાત નથી." ભારતીએ પાછા હસીને કહ્યું.

"ડરવાની વાત શું છે? પણ—વારુ, તમારા જેવી શિક્ષિત સ્ત્રી પણ એમાં હશે?"

"મારા જેવી?" એ હસતાં હસતાં બોલી:—"અમારી જે સભાનેત્રી છે, એમનું નામ છે સુમિત્રા. તે એકલાંજ સારી દુનિયા ઘૂમી આવી છે; ફક્ત એક ડાકટરના સિવાય એમના જેવી વિદુષી કદાચ આ સમિતિમાં બીજું કોઈ નથી."

"અને જેને તમે ડાકટર કહો છો તે?" અપૂર્વે આશ્ચર્યપૂર્વક પુછ્યું.

"ડાક્ટર?" શ્રદ્ધા અને ભક્તિથી ભારતીની આંખો સજળ થઈ ગઈ. એ બોલી:—"એની તો વાત જ જવા દો અપૂર્વ બાબુ! પરિચય કરાવી કદાચ એમને હું નાના કરી નાખીશ."

અપૂર્વે વધુ કોઇ પ્રશ્ન ન કર્યો. તે ચૂપ થઈ ગયો. દેશને પ્યાર કરવાનો નશો તેના ખૂનમાં સમાયો હતો એટલા માટે "પથના રાહદાર" નામની વિચિત્રતા તેને પોતાની તરફ ખેંચવા લાગી. આ સંગીતના બન્ધુહીન વિદેશમાં આટલા અસાધારણ શિક્ષિત સ્ત્રી પુરુષોની આશા અને આકાંક્ષાઓ, પ્રયત્ન અને ઉદ્યમ, એમનો ઇતિહાસ, એમના રહસ્યમય કર્મ-જીવનની અપરિજ્ઞાત પદ્ધતિની—જે એ અદ્ભૂત નામને જકડતી રહી છે, એમની સાથે ઘનિષ્ઠ મિલનના લોભને જીતવો કઠિન છે. પરંતુ વળી કોણ જાણે કેવી એક વિજાતીય ધર્મહીન અસ્વાસ્થ્યકર હવા નીચે ઊછળીને તેના મનને ધીમે ધીમે ગ્લાનિથી ભરી દેવા લાગી.

અવાજ વધતો જ રહ્યો હતો.

"ચાલો."

" ચાલો. " અપૂર્વે હામાં હા મેળવી કહ્યું.

બન્ને નીચે પહોંચી ગયા. ભારતીએ તેને એક નેતરના સોફા પર બેસાડી દીધો અને સ્થાનના અભાવે એ તેની પાસે બેસી ગઈ.

એ સોફા એટલો સાંકડો હતો કે એના પર આટલા માણસોની સામે સભ્યતાનું રક્ષણ કરવા છતાંય બે જણાથી બેસી શકાય તેમ ન હતું. આવું અદ્ભૂત આચરણ ભારતીએ પહેલાં કદીયે નહોતું કર્યું. અપૂર્વને ફક્ત સંકોચ જ ન થયો પણ તે અત્યંત લજ્જા પણ અનુભવવા લાગ્યો. પરંતુ અહીંયા આ બધી વાતો પર ધ્યાન દેવાની પણ કોઇને ફુરસદ ન હોય તેમ માલુમ પડતું હતું. તેનું વળી એક વાત પર ધ્યાન ગયું. પોતાના જેવી અપરિચિત વ્યક્તિને આસન ગ્રહણ કરતો જોઈ લગભગ સર્વેએ એના તરફ જોયું. પરંતુ વાદવિવાદ એવી ઉદ્દામ ગતિથી ચાલી રહ્યા હતો કે એમાં રજમાત્ર પણ વાંધો આવ્યો નહિ. ફક્ત એક જ માણસ જે પોતાની તરફ પીઠ કરીને ટેબલ પર બેસીને કંઈ લખી રહ્યો હતો, એને જ કદાચ અપૂર્વનું આગમન માલમ ન પડયું. અપૂર્વે બધાને ગણીને જોયું તો છ સ્ત્રીઓ, અને આઠ પુરૂષો વાદવિવાદમાં ભાગ લઈ રહ્યા હતા. એમાં બધાય અપરિચિત હતા—ફક્ત એક માણસને જોતાં જ અપૂર્વ ઓળખી ગયો. વેશભૂષામાં કંઈક પરિવર્તન જરૂર થઈ ગયું હતું, પરંતુ એ મૂર્તિને થોડાક દિવસ પહેલાં મિકથિલા રેલ્વે સ્ટેશન પર વગર ટિકીટે મુસાફરી કરવાના ગુન્હા માટે પોલીસના હાથમાં પકડાઇ જતાં બચાવ્યો હતો અને એણે પોતાની ઇચ્છાથી જેમ બને તેમ જલ્દી રૂપીઆ પાછા મોકલી આપવાનું વચન પણ આપ્યું હતું. એણે તેની તરફ જોયું પણ દારૂના નશામાં જેની સામે હાથ લંબાવી ઉપકાર માન્યો હતો એ દારૂ પીધા વિનાની હાલતમાં તેને યાદ કરી શક્યો નહિ. પરંતુ એના કારણથી નહિ પણ ભારતીનો ખ્યાલ કરતાં અપૂર્વના હૃદયમાં એવી સચોટ ચોટ વાગી કે આવા સંસર્ગમાં એ કેમ ફસાઈ ગઈ?

સામે કોઈ ઉભું હતું. એના બેસી જવા પછી ભારતીએ અપૂર્વના કાન પાસે પોતાનું મોં રાખી ધીમેથી કહ્યું:—" એજ મારા પ્રેસિડન્ટ સુમિત્રા."

કહેવાની જરૂર નથી કે અપૂર્વ જોતાંજ સમજી ગયો કે આ દ્વારા જો કોઈ સમિતિનું સંચાલન થઈ શકતું હોય તો એ આજ હોવી જોઈએ. ઉંમર લગભગ ત્રીસ હશે પરંતુ રાજરાણી જેવી હતી. રંગ કાચા સોના જેવો હતો, દક્ષિણીઓની માફક કપડા પહેર્યાં હતાં. હાથમાં ગણતરીની ચાર ચાર સોનાની બંગડીઓ હતી, ડોકમાં સોનાના હારનો થોડોક ભાગ ચમકી રહ્યો હતો. કાનોમાં લીલા નંગ વાળા એરીંગ લટકી રહ્યાં હતાં. લલાટ, ડોક, નાક, આંખ, મોં, ક્યાંય જરાપણ કોઈ ચિહ્ન ન હતું. કેવું સુંદર આશ્ચર્યજનકરૂપ હતું! કાળા બોર્ડ પર એક હાથ ટેકવીને ઉભી હતી. અપૂર્વના પલક પડયા જ નહિ. તે ગણીત શીખીને આટલો મોટો થયો છે, કાવ્યનો તેને બહુજ થોડો પરિચય છે પણ જે લોક કાવ્ય લખી શકે છે, એ દુનિયામાં આટલી ચીજો હોવા છતાંય તરૂણ લતા સાથે નારી દેહની તુલના શા માટે કરે છે એ વાત તેને બહુજ સારી રીતે સમજમાં આવી ગઈ. સામેજ એકવીસ બાવીસ વર્ષની સાધારણ જેવી મહિલા નીચે નજર નાખીને બેઠી હતી. જોતાં જણાતું હતું કે એના અંગેજ આ બધાં વાદવિવાદ અને ચર્ચા ચાલી રહ્યા હતા. એની પાસેજ એક પ્રૌઢ ઉંમરનો માણસ બેઠો હતો. એનો શુદ્ધ વિલાયતી પહેરવેશ જોતાં માલુમ પડયું હતું કે એ પૈસાદાર હતો. સંભવ હતો કે એ પ્રતિવાદી હતો. એ બધાં શું બોલી રહ્યા હતા, એ અપૂર્વને બરાબર સંભળાયું નહિ અને તેણે પણ એના પર ધ્યાન યે દીધું નહિ. તેનું સંપૂર્ણ ચિત્ત સુમિત્રાની તરફ જ એકાગ્ર થઈ રહ્યું હતું. એના સ્વરમાંથી કોણ જાણે કેવુંય વિસ્મય ઝરવા લાગ્યું કે અપૂર્વ એની આશામાં મગ્ન થઈ ગયો હતો. થોડીવાર પહેલાના ક્ષોભનું કારણ તેને યાદ જ ન રહ્યું. સાહેબનો પોશાક પહેરેલા સજ્જનની વાતનો ઉત્તર આપતા

હવે તે બોલી: એમજ હતું. નારીનો સ્વર આનેજ કહેવાય! અપૂર્વ એવી રીતે કાન માંડી એની વાત સાંભળવા લાગ્યો કે જાણે તે એમાંથી એક શબ્દ પણ ખોવા માગતો જ ન હતો.

" મનોહર બાબુ, તમે કોઇ સાચા વકીલ નથી. તમારી દલીલ અસબંધ હશે તો હું મીમાંસા–વિવેચન નહિ કરી શકું." સુમિત્રાએ કહ્યું.

" અસબંધ દલીલ કરવાની મને આવડત જ નથી." મનોહર-બાબુએ ઉત્તર આપ્યો.

" એ જ આશા રાખું છું. એ સારી વાત છે કે તમારૂં વક્તવ્ય સંક્ષેપમાં જ થાય છે. તમે નવતારાના પતિના મિત્ર છો. એ જબરજસ્તીથી પોતાની સ્ત્રીને લઈ જવા માંગે છે, પણ સ્ત્રી પતિની સાથે રહેવા ઇચ્છતી નથી. એ તો દેશની સેવા કરવા માગે છે. આમાં અન્યાયની તો કોઇ વાત દેખાતી નથી." સુમિત્રાએ હસતા ચહેરે કહ્યું.

" પરંતુ પતિના પ્રતિ તો સ્ત્રીનું કોઈ કર્તવ્ય છે ને? 'દેશની સેવા કરીશ' એમ કહેવાથી એનો કાંઈ જવાબ પૂરો થતો નથી."

" જુઓ મનોહરબાબુ, નવતારા શું કામ કરશે, શું નહિ કરે એ વાતનો વિચાર એને કરવાનો છે. પણ એના પતિનું એના પ્રતિ જે કર્તવ્ય હતું એ એણે કદીયે કર્યું નથી એ વાતને તમે બધાય જાણો છો. કર્તવ્ય કંઈ એક તરફનું હોતું નથી?"

" પરંતુ એનો અર્થ એ નથી કે સ્ત્રીને પણ અસતી થઈ જવું જોઇએ! એ કોઈ યુક્તિ થઈ શકતી નથી. આ ઉંમરમાં અને આ દળમાં રહેવા છતાંય એ સતીત્વ કાયમ રાખી દેશની સેવા કરી શકશે એ વાત દાવાની સાથે કોઈપણ રીતે કહી શકાતી નથી."

સુમિત્રાના ચહેરા પર કંઇક લાલાશ આવી ગઈ; છતાંય સ્વાભાવિક ભાવ ધારણ કરી એણે કહ્યું:–" દાવા સાથે કંઇ પણ કહેવું એ ઉચિત

પણ નથી. પરંતુ અમે લોકોએ જોયું છે કે નવતારામાં હૃદય છે, જીવન છે, સાહસ છે, અને સૌથી અધિક ધર્મજ્ઞાન છે. દેશની સેવાના માટે આટલું હોવું એ અમારી દૃષ્ટિમાં પૂરતું છે. પરંતુ હા, જેને તમે સતીત્વ કહો છો, એને કાયમ રાખવું એના માટે સહજ થશે કે નહિ એ તો તે જાણે."

"ભારે ઊંચુ ધર્મજ્ઞાન છે! દેશની સેવા કરતાં કરતાં એ એ શિક્ષણ દેશની સ્ત્રીઓને આપતી ફરશે!" મનોહરે નવતારાના નીચા નમેલા ચહેરા તરફ કટાક્ષથી જોતાં વ્યંગભર્યા સ્વરે કહ્યું.

"એની જવાબદારી, એના જ્ઞાન પર અમો લોકોને વિશ્વાસ છે. વ્યક્તિ વિશેષના ચરિત્રની આલોચના કરવાનો અમારો નિયમ નથી. પરંતુ જે પતિને એ સન્માનપૂર્વક પ્રેમ નહિ કરી શકી, એને બીજા એક મોટા કામને માટે છોડી આવવામાં એને અન્યાય નથી લાગ્યો. આવું શિક્ષણ એ દેશના મહિલા સમાજને આપવા માગે તો અમારા તરફથી એના પર કોઈપણ જાતની જબરદસ્તી થશે નહિ."

"અમારા આ સીતા–સાવિત્રીના દેશમાં આવું શિક્ષણ એ સ્ત્રીઓને આપશે?"

"ઉચિત તો એજ છે. સ્ત્રીઓ સમક્ષ અર્થહીન બોલ ન ઉચ્ચારતા નવતારા જો કહે કે–આ દેશમાં સીતાએ એક દિન આત્મ સન્માનના રક્ષણને માટે પતિનો ત્યાગ કરી પાતાળમાં પ્રવેશ કર્યો હતો અને રાજકન્યા સાવિત્રીએ દરિદ્ર સત્યવાન પર વિવાહ પહેલા એટલો પ્રેમ કર્યો હતો કે અત્યંત અલ્પાયુ જાણવા છતાંય એની સાથે વિવાહ કરવામાં એણે જરા પણ પાછી પાની કરી ન હતી. હું પોતે પણ મારા દુરાચારી પતિ પર પ્રેમ કરી શકી નથી, એવા મારા જેવી સ્થિતિમાં તમે પણ એવું જ કરવું. એવા પ્રકારનું શિક્ષણ આપવાથી દેશની મહિલાઓનું કલ્યાણ જ થશે મનોહરબાબુ!" સુમિત્રાએ સમર્થન કરતાં કહ્યું.

મનોહરના હોઠ ભારે ક્રોધથી કંપવા લાગ્યા. પહેલાં તો એના મોંમાંથી વાત જ ન નીકળી, પણ પાછળથી આવેશમાં આવી એ બોલ્યોઃ–"તો દેશ જહન્નમમાં જશે!" વળી પાછો એકાએક હાથ જોડી એ કહેવા લાગ્યોઃ–"મારી પ્રાર્થના છે કે તમે મનમાં આવે તે કરો, પણ બીજાને આવું શિક્ષણ ન આપો. વિલાયતી સભ્યતાના આગમનથી આપણને પૂરેપૂરું નુકશાન થયું છે. પણ હવે સ્ત્રીઓમાં પણ એનો પ્રચાર કરીને સારાયે ભારતવર્ષને રસાતલે ન પહોંચાડો."

સુમિત્રાના ચહેરા પર વિરક્તિ અને ક્લાંતિ બન્ને એકી સાથે છૂટ્યાં.

"રસાતલમાંથી બચવાનો જો કોઇ રસ્તો હોય તો આ જ છે. અલબત્ત વિલાયતી સભ્યતાની બાબતમાં તમને વિશેષ કંઇ જ્ઞાન જ નથી, એટલે આ બાબતમાં ચર્ચા કરવાથી ફક્ત વખત બરબાદ થશે. ઘણો વખત થઇ ગયો છે, અમારે બીજું કામ પણ કરવું છે."

"મને પણ વખત નથી. તો નવતારા નહિ જાય?" મનોહર બાબુએ યથાસાધ્ય ક્રોધનું દમન કરી કહ્યું.

નવતારાએ હજુ સુધી મોં ઊંચું કરીને જોયું ન હતું. એણે માથું હલાવી કહ્યુંઃ–"નહિ."

"તો એની જવાબદારી તમે લોકોએ લઇ લીધી છે?" મનોહરે સુમિત્રાને પુછ્યું.

"મારી જવાબદારી હું પોતે જ લઇ શકીશ. તમે ચિંતા ન કરો." નવતારાએ એનો જવાબ દીધો.

"તમને હું પૂછું છું કે પતિના ઘરે વિવાહિત જીવન વીતાવવા કરતાં સ્ત્રીને માટે શું બીજી કોઇ ગૌરવની ચીજ છે? તમે બતાવી શકો છો?" મનોહરે વક્રદ્રષ્ટિથી નવતારા તરફ જોઇને પછી સુમિત્રાને પ્રશ્ન કર્યો.

"બીજાની બાબતમાં અમે તે હો પરંતુ ક્રમમાં ક્રમ નવતારાના વિષયમાં આટલું કહી શકું છું કે એના પતિના ઘરના વિવાહિત જીવનને હું ગૌરવનું જીવન નથી કહી શકતી."

આ ઉત્તરથી મનોહર બાબુ પોતાને સંભાળી ન શક્યો.

"પરંતુ હવે ઘર બહારના એના અસતિ જીવનને ક્યારે ગૌરવનું જીવન કહી શકશો?" અત્યંત કટુ કંઠે એ બોલી ઉઠયો.

પણ આશ્ચર્ય હતું કે આવા ભારે બીભત્સ વ્યંગથી પણ કોઇના ચહેરા પર જરાકે ચાંચલ્ય દેખાયું નહિ.

"મનોહરબાબુ, અમારી સમિતિમાં સંયમપૂર્વક વાત કરવાનો નિયમ છે!" સુમિત્રાએ શાંત સ્વરે કહ્યું.

"અને એ નિયમને જો હું ન માની શકું તો?"

"તો તમને બહાર કાઢી મૂકવામાં આવશે."

મનોહરબાબુ આ શબ્દો સાંભળી પાગલ જેવો થઇ ગયો. ધનુષ્યની દોરીથી છૂટેલા તીરની માફક સણુણુ થઇ એ બોલ્યો:– "વારૂ ત્યારે હું જાઉં છું! ગુડબાઇ!" આટલું કહી બારણે જઇ પહોંચતાં જ એનો ઉન્મત્ત ક્રોધ સહસ્ત્ર ધારાઓએ વહેવા માંડયો. હાથ પગ પછાડતા જોરથી બૂમ મારતા એ કહેવા લાગ્યો. "હું તમારા લોકોના બધાય હાલ જાણું છું અંગ્રેજી રાજ્યને તમે લોકો ઉખેડીને ફેંકી દેવા માંગો છો. પણ એ ખ્યાલ ન કરો! હું કોઇ ગમાર કિસાન નથી, એક એડવૉકેટ છું! વારૂ જોઇ લઇશ!" વારૂ. જોઇ લઇશ!" કહેતો જ એ અંધારામાં છુપાતો ચાલ્યો ગયો.

જાણે એક ગંભીર બનાવ બની ગયો હોય એમ એકાએક જણાયું. કોઇએ ઉત્તેજના પ્રકટ ન કરી, પણ બધાગના ચહેરા પર જાણે એક ગંભીર છાયા પથરાઇ રહી. ફક્ત એક જ માણસ જે

ખુણામાં બેસી આ બાજુ પીઠ રાખી લખી રહ્યો હતો. એણે આ તરફ જોયું પણ નહિ. અપૂર્વને માલુમ પડ્યું કે એ કાં તો બિલકુલ બહેરો અગર તો એકદમ પત્થરની માફક નિરાકુળ, નિર્વિકાર હતો. ભારતીનો ચહેરો જોવાની તેણે ઇચ્છા કરી પણ એય જાણી બુઝીને બીજી તરફ ડોક ફેરવીને બેસી રહી હતી. મનોહર ગમે તેવો માણસ હોય પણ આ સમિતિની વિરૂદ્ધ જે વાત બોલી ગયો હતો એ અત્યંત સંદેહજનક હતી. આટલા આશ્ચર્યપૂર્ણ સ્ત્રીપુરૂષ ક્યાંથી આવ્યા અને કેવી રીતે લોકોએ આ સમિતિનું સંગઠન કર્યું; એનો સાચો ઉદ્દેશ્ય શું હતો, એકાએક ભારતી એમાં ક્યાંથી ભેળાઇ ગઇ, અને એ જે એક દિવસ ટિકીટ લેવાને બદલે દારૂ પી ગયો હતો અને પોતાની નજર સામે પકડાઇ ગયો હતો અને સૌથી વધુ અજાયબ એ નવતારા અહીંયા ક્યાંથી આવી ચઢી? પતિનો ત્યાગ કરી દેશની સેવા કરવા આવી હતી? સતીત્વના રક્ષણની વાત પર વિચાર કરવા જેટલીયે એને ફુરસદ ન હતી! અને મજા તો એ હતી કે એ લોક આટલા મોટા અન્યાયનું સમર્થન જ ન કરતા એને વધારી રહ્યા હતા અને જે એ બધાની સંચાલિકા હતી એ સ્ત્રી હોવા છતાંય ખુલ્લી સભામાં આટલા પુરૂષોની સામે સતી ધર્મ પ્રતિ પોતાની એકાંત અવજ્ઞા નિઃસંકોચ ભાવે પ્રગટ કરવામાં જરા લજ્જા પણ પામી નહિ! આખરે આ છે શું?

થોડીવાર સુધી ઓરડામાં એકદમ સનસનાટી દેખાઇ રહી. બહાર અંધારૂ હતું અને સડક પણ સૂનસાન હતી. ન જાણે કોઈ એક ઉદ્વિગ્ન આશંકાથી અપૂર્વનું ચિત્ત અંદરથી એકદમ ભારે થઇ ગયું.

"અપૂર્વ બાબુ!" એકાએક સુમિત્રાનાં અવાજનો પડઘો પડ્યો.

અપૂર્વે ચોંકી જઇ મોં ઉચું કરી એની તરફ જોયું.

"તમે તો અમને ઓળખતા નથી, પરંતુ ભારતીના દ્વારા અમે બધાય તમને ઓળખીએ છીએ. સાંભળ્યું છે કે તમે અમારી સમિતિના સભ્ય થવા ઇચ્છો છો, સાચું છે?" સુમિત્રાએ કહ્યું.

અપૂર્વ ના ન કહી શક્યો. ડોક હલાવી તેણે સંમતિ આપી દીધી. જે માણસ ખુણામાં બેસી એકાગ્ર ચિત્તથી લખી રહ્યો હતો, એની તરફ લક્ષ્ય કરી સુમિત્રાએ કહ્યું:–"ડાક્ટર, અપૂર્વ બાબુનું નામ લખી લેજો" વળી એ અપૂર્વ તરફ હસીને બોલી:–"અમારે અહીંયા કોઇ જાતની ફી આપવી પડતી નથી. એ અમારી સમિતિની એક ખાસ વિશેષતા છે."

પ્રત્યુત્તરમાં અપૂર્વે જરા હસવાની કોશિશ કરી પણ હસી ન શક્યો. એક મોટા રજીસ્ટરમાં સાથોસાથ જ્યારે તેનું નામ લખી લેવાયાથી અંદર ને અંદર તેનું મન ચંચળ થઈ જવાથી તે ચૂપ રહી શક્યો નહિ.

"પણ ઉદ્દેશ શું છે? મારે શું કરવું પડશે? એની તો મને કંઇ ખબર નથી?"

"ભારતીએ શું તમને કંઇ સમજાવ્યું નથી?"

"થોડુંક સમજાવ્યું તો છે પણ એક વાત હું તમને પુછું છું કે નવતારાના આચરણને શું તમારી સમિતિ ખરેખર અન્યાય નથી સમજતી?"

"હું પોતે તો નથી સમજતી. કારણ કે દેશથી અધિક મારા માટે અન્ય કાંઇ પણ નથી."

"દેશને તો હું પણ પ્રાણથી અધિક પ્યાર કરું છું અને માનું છું કે દેશની સેવા કરવાનો અધિકાર સ્ત્રી પુરુષ બન્નેને સમાન છે, છતાંય બન્નેનું કાર્યક્ષેત્ર એક નથી. અમે પુરુષ બહાર પડી કામ કરશું, સ્ત્રીઓ ઘરમાં રહી, શુદ્ધ અન્તઃપુરમાં પતિ–પુત્રની સેવામાં

રહી પોતાને સાર્થક બનાવશે આ વાસ્તવિક કલ્યાણથી દેશનું જેટલું સ[illegible] કામ થશે એટલું કામ પુરુષોની સાથે ભીડ કરીને ઉભા થઇ જવાથી નહિ થઇ શકે."

સુમિત્રા હસી પડી. અપૂર્વે ચારે તરફ જોયું તો તેને જણાયું કે લગભગ બધાય પોતાની તરફ મીટ માંડીને હસી રહ્યા હતા.

"અપૂર્વ બાબુ. આ જમાનાજૂની અને અનેક મુખથી બોલાયેલી વાત છે. એ વાતનો અસ્વીકાર કરી શકાય તેમ નથી. પરંતુ તમે જાણો છો કે કોઇ વાત ઘણા દિવસોથી અનેક માણસો કહેતા આવ્યા હોય એટલે જ એ સાચી થઇ જતી નથી. એની અંદર પોલ છે જે લોકોએ કદીયે કોઇપણ દિવસ દેશનું કામ કર્યું નથી એમની કહેલી એ વાત છે. દેશના કરતાં પોતાનો સ્વાર્થ જેમને માટે મોટો છે એ કામ કરે છે પણ એમાં જરાકે સત્ય નથી. તમે પોતે જ જ્યારે કામમાં લાગી જશો ત્યારે આ સત્યનો અનુભવ કરવા લાગશો અને જેને તમે સ્ત્રીઓનું બહાર પડી પુરૂષોમાં ભીડ કરવાનું કહો છો, એ જો કોઇ દિવસ થઇ શકે તો સાચો સાચ દેશનું કામ થશે: નહિ તો ફકત પુરૂષોની ભીડ સુકી રેતીની ભીંતની માફક પડી જશે. કોઇ દિવસ પણ જામી જઇને એ પાકી નહિ થાય."

"પણ એથી શું અનીતિ નહિ વધે? ચરિત્ર કલુષિત થવાનો ભય નહિ રહે?" અપૂર્વ મનમાં ને મનમાં લજ્જિત થઇ બોલ્યો.

"ભય શું અંદર રહેવા છતાંય કમી થાય છે? ઘરની અંદર શું અનીતિ થતી નથી? અપૂર્વબાબુ, એ બહાર આવવાનો દોષ નથી. દોષ વિધાતાનો છે કે જેણે નર નારીની સૃષ્ટિ રચી છે, એમાં જે અનુરાગ ભરી દીધો છે એનો. અપૂર્વબાબુ! મનમાં જરા વિનય રાખી દુનિયા અને દેશ તરફ તો જુઓ!"

આ મંતવ્યને સાંભળી અપૂર્વ ખુશ ન થઈ શકયો બલ્કે કંઇક વધુ તીવ્રતાપૂર્વક તે કહેવા લાગ્યો:—"અન્ય દેશોની વાત અન્ય દેશો

વિચારે, આપણે આપણી કલ્યાણની વાત વિચારી શકીએ એ જ આપણા માટે પુરતું છે. તમે મને ક્ષમા કરજો. અહીંયા હું એક વાત પર ધ્યાન આપ્યા વગર રહી શકતો નથી કે વિવાહિત જીવન પર તમારા લોકોને આસ્થા નથી. બીજું નારીત્વનું જે પરમ ઉત્કર્ષ છે એ સતીત્વ અને પાતિવ્રત્ય ધર્મને પણ તમે લોકો ઉપેક્ષાની દૃષ્ટિથી જુઓ છો. એથી કલ્યાણ થઇ શકે છે?"

સુમિત્રા થોડીક વાર સુધી તેના ચહેરા તરફ જોઇ કૌતુકભર્યો સ્નિગ્ધ કંઠે બોલીઃ–" અપૂર્વબાબુ, તમે જરા નારાજીથી બોલી રહ્યા છો; નહિ તો બરોબર એ ભાવ તો મેં પ્રકટ કર્યો નથી. વળી પહેલાંથી છેવટ સુધી તમે સમજવામાં ભૂલ કરી છે એમ પણ નથી. જે સમાજમાં કેવળ 'પુત્રાર્થે'જ ભાર્યા ગ્રહણ કરવાની વિધિ છે, સ્ત્રી હોવાના કારણે એ વિધિને તો હું શ્રદ્ધાની દ્રષ્ટિથી નથી દેખી શકતી. તમે સતીત્વના પરમ ઉત્કર્ષની બડાઇ કરી રહ્યા હતા, પણ જે દેશમાં આવી વિવાહની વ્યવસ્થા છે, એ દેશમાં એ ચીજ મોટી નથી થઈ શકતી, નાની જ થાય છે. સતીત્વ કાંઇ કેવળ દેહમાં જ મર્યાદિત નથી અપૂર્વબાબુ, એ મનથી તો પણ થવું જોઇએ. મન, વચન, કાયાથી પ્રેમ ઉપજ્યા સિવાય ઉચ્ચ કક્ષાએ પહોંચવાનો સંભવ નથી. તમે શું ખરેખર એમ સમજો છો કે મંત્ર ભણીને વિવાહ થઈ જવાથી કોઇપણ ભારતીય સ્ત્રી કોઇપણ ભારતીય પુરૂષને પ્રેમ કરી શકે છે? એ શું તળાવનું પાણી છે કે જે કોઈપણ પાત્રમાં ભરી મોં બંધ કરી દેવાથી કામ ચાલી શકે?"

અપૂર્વને એકદમ ઉત્તર આપવો–વિચાર કરવા છતાંય ન સૂઝયો.

"પણ લાંબા કાળથી ચાલતું તો આવે છે ને?" અપૂર્વે આખરે જવાબ આપ્યો!

"એ તો ચાલતું જ આવે છે." સુમિત્રાએ તેની વાત સાંભળી હસતાં હસતાં અને માથું હલાવતાં કહેવા માંડ્યું. "પ્રાણનાથ" "પ્રાણાધિક"

લખવામાં એને કોઈ કચવાટ ઉપજતો નથી, કર્તવ્યની દ્રષ્ટિએ શ્રદ્ધા-ભક્તિ કરવામાં પણ એને સંકોચ નથી. વળી વાસ્તવમાં ઘરના કામમાં એથી વધુ જરૂરત પણ નથી હોતી. તમે એ કથા તો વાંચી પણ હશે કે કોઈ એક ઋષિપુત્ર દૂધના બદલે ભાતનું ઓસામણ પીને જ રહેતો હતો. પણ આરામ ગમે એવો હોય, જે ચીજ નથી એની કલ્પના કરીને ગર્વ તો કરી શકાતો નથી?"

આ આલોચના અપૂર્વને બહુજ વાહિયાત માલુમ પડી. પરંતુ આ વખતે પણ તે કંઇ જવાબ આપી ન શકવાને લીધે કહેવા લાગ્યો:—"તમે શું એમ કહેવા માગો છો કે એથી અધિક કોઈના ભાગ્યમાં કંઈ લખાયું જ નથી?"

"નહિ! એમ હું કહી જ શકું નહિ, કારણ કે દુનિયામાં 'ક્વચિત' 'કદી' નામના શબ્દો પણ મોજુદ છે."

"વારૂ, ક્વચિત, કદી, પણ તમારી વાત સાચી હોય તોય હું એમ કહું છું કે સમાજના હિતની ખાતર અને ઉત્તર પુરૂષના કલ્યાણ માટે એ સારૂં છે."

"નહિ અપૂર્વબાબુ!" સુમિત્રાએ એ રીતે શાંત પણ દ્રઢ સ્વરે કહેવા માંડયું. "સમાજ અને તમારા ઉત્તર પુરૂષ એમાંથી કોઈનું પણ કલ્યાણ નહિ થાય. સમાજ અને વંશના નામ પર વ્યક્તિઓને અત્યાર સુધી બલિ કરાતા આવ્યા છે પણ એનું પરિણામ કંઈ સારૂં નથી આવ્યું. આજે એ ચાલી શકે તેમ નથી. પ્રેમની સૌથી ભારે આવશ્યકતા ઉત્તર પુરૂષના માટે ન હોત તો આવી જબરદસ્ત સ્નેહની વ્યવસ્થા એની અંદર ટકી જ શકત નહિ. વિવાહિત જીવનના આ વ્યર્થ મોહની માયાથી સ્ત્રીઓએ અલગ થવું જ પડશે. એણે સમજવું જ પડશે કે એમાં એના માટે લજ્જાની વાત છે, ગૌરવની નહિ."

"પરંતુ તમે જરા વિચારો તો ખરા કે તમારા આ બધા

શિક્ષણથી અમારા સમાજમાં અશાંતિ અને વિદ્રોહ ફેલાઈ જશે!" અપૂર્વે વ્યાકુળ બની કહ્યું.

"ફેલાવા દો. અશાંતિ અને વિદ્રોહનો અર્થ અકલ્યાણ તો નથી અપૂર્વબાબુ! જે રોગી છે, કમજોર છે, એ તો પોતાને ઉત્કંઠિત સાવધાનતાપૂર્વક બચાવતો રહે છે કે કોઇ તરફથી એને ધક્કો લાગી ન જાય. રાત દિવસ, ક્ષણેક્ષણ એ ડરથી એ સુકાઈ જાય છે. જરા હાલવા ચાલવામાં જ એનો જીવ મુઠ્ઠીમાં જ આવી જાય છે. વળી જો સમાજની એવી જ હાલત થઇ ગઇ હોય તો થવા દો. આ પાર કે પેલે પાર. બે દિવસ આગળ પાછળ થવામાં વધુ નુકશાન શું છે?"

આ વાતનો અપૂર્વે કંઇ જવાબ ન દીધો. તે ચૂપ જ બેસી રહ્યો. સુમિત્રા પણ થોડીકવાર મૌન જ રહી.

"ઋષિ પુત્રની ઉપમા દઇ મેં કદાચ તમારા મનને દુઃખાવ્યું છે પરંતુ કરૂં શું? આટલું દુઃખ જે તમને થયું છે એથી હું તમને બચાવી પણ કેવી રીતે શક્તી હતી?" સુમિત્રા પાછી બોલી.

એની અંતિમ વાત અપૂર્વના સમજવામાં ન આવી, પરંતુ તેનું વિરક્તિનું પાત્ર છલોછલ ભરાઇ ચૂક્યું હતું. એથી ઉત્તરમાં કહી બેઠો:—" જગન્નાથજીના રસ્તામાં ઉભા રહીને મિશનરીઓ જાત્રાળુઓને પુરેપુરા સતાવે છે છતાંય પણ એ લોકો જગન્નાથને છોડીને ઇસુ ખ્રિસ્તને નથી ભજતા. આશ્ચર્ય છે કે એમ કરવાથી એમનું કામ તો ચાલી જ જાય છે.

સુમિત્રા ગુસ્સે ન થતાં હસીને જ બોલી " દુનિયામાં આશ્ચર્ય છે, એથી તો માણસનું જીવવું અસંભવીત નથી થઇ જતું અપૂર્વ બાબુ! ઝાડના પાંદડાના રંગ બધાયને લીલા દેખાતા નથી. એ એને માલુમ નથી. એમ છતાંય લોક એને લીલા જ કહે છે એ શું થોડું આશ્ચર્ય છે? અતીતનું સાચું મૂલ્ય જાણવાથી શું—"

" સુમિત્રા!" જે આદમી અત્યાર સુધી ચૂપચાપ લખી રહ્યો

હતો એ ઉઠીને ઉભો થઈ ગયો. બધાય એની સાથે ઉઠીને ઉભા થયા.

અપૂર્વે જોયું: ગિરીશ મહાપાત્ર છે!

"એ જ અમારા ડાકટર છે. ઉભા થઇ જાઓ" ભારતીએ તેના કાનમાં કહ્યું.

લાકડાના પુતળાની માફક અપૂર્વ ઉઠીને ઉભો થઈ ગયો પરંતુ ક્ષણમાં ક્રોધે ભરાયેલા મનોહર બાબુના છેલ્લા શબ્દો યાદ આવતાં જ તેનું આખુંયે મોઢું બરફ જેવું ઠંડુ થઇ ગયું. ગિરીશે તેની પાસે આવી કહ્યું.

"તમે કદાચ મને ભૂલ્યા નહિ હો. મને આ બધા માણસો ડાકટર કહે છે." આટલું જ કહેતા એ હસી ગયો. અપૂર્વ હસી ન શકયો.

"મારા કાકાની નોટ બુકમાં કોઈ એક—એક ભયાનક નામ લખ્યું છે."

ગિરીશે એકાએક તેના બન્ને હાથ પોતાના હાથમાં લઈ ધીમેથી કહ્યું:—"સવ્યસાચી ને?" વળી પાછાં હસીને કહ્યું—"પણ હવે રાત થઇ ગઇ છે અપૂર્વ બાબુ. ચાલો તમને જરા દૂર પહોંચાડી દઉં. રસ્તો સારો નથી. પઠાણ વર્કમેનોને દારૂ પીધા પછી કંઇ હોશ-કોશ નથી રહેતો. ચાલો." આટલું કહી ડાકટર લગભગ જબર-જસ્તીથી જ તેને ઘરમાંથી બહાર લઇ ગયા.

અપૂર્વ સુમિત્રાને નમસ્કાર પણ ન કરી શકયો. ભારતી સાથે એક વાત પણ કરી ન શકયો પણ સૌથી મોટી ચીજ જે તેના હૃદય પર ધક્કા મારવા લાગી એ હતું મોટું રજીસ્ટર કે જેમાં તેનું નામ લખાઇ ગયું હતું!

આપનું શરીર અસ્વસ્થ અને કમજોર છે. હવે લાંબે આવવાની જરૂર નથી. રસ્તો સીધો છે, મોટી સડક પર આસાનીથી પહોંચી જઇશ. આપ હવે રહેવા દો." થોડેક દૂર ગયા પછી અપૂર્વે સૌજન્ય દાખવતાં કહ્યું.

"આસાનીથી આવવાથી શું આસાનીથી જઇ શકાય છે અપૂર્વ બાબુ? ત્યારે સાંજના વખતે જે રસ્તો સીધો હતો, એને આટલી રાત જતાં પઠાણ અને બેકાર કાફ્રિઓએ ટોળે મળીને કદાચ વાંકો બનાવી દીધો હશે. ચાલો, ઉભા ન રહો." ડાકટરે ચાલતાં ચાલતાં હસીને કહ્યું.

"એ લોક શું કરે છે? મારપીટ પણ કરે છે?" અપૂર્વે ઇશારો સમજવા છતાંય પુછ્યું.

"કરતા શું નથી? દારૂ પીવાનો ખર્ચ બીજાને માથે નાખવો, એ કામને હજુય એ છોડી શક્યા નથી. માનો કે તમારી પાસે સોનાની ઘડીઆળ છે, એ બીજાના ખીસ્સામાં જવા લાગે તો તમને દુ:ખ થશે. વળી એ પછીની ઘટના તો અત્યંત સ્વાભાવિક છે. બરોબર છે ને?" સવ્યસાચીએ હસતાં હસતાં કહ્યું.

"બરોબર તો છે, પરંતુ આ તો મારા પિતાજીની ઘડીઆળ છે." અપૂર્વે ડોક હલાવતાં કહ્યું.

"પરંતુ એ કાંઇ એ લોકો સમજતા નથી! તો પણ આજ વગર સમજ્યે કામ નહિ ચાલે" ડાકટરે કહ્યું.

"એટલે?"

"એટલે આજે એના વગર એમને દારૂ પીવા નહિ મળી શકે."

"ત્યારે ચાલો, બીજા કોઈ રસ્તેથી ફરીને નીકળી જઈએ." અપૂર્વે ક્ષણુસર મૌન રહી સંદિગ્ધ સ્વરે કહ્યું.

ડાક્ટર તેના ચહેરા તરફ જોઇ ખડખડ હસી પડયા. એ લગભગ સ્ત્રીઓનું સ્નિગ્ધ સકૌતુક હાસ્ય હતું. "ફરીને? આટલી મોડી રાતના વખતે? નહિ, નહિ એમ કરવાની કાંઈ જરૂર નથી. ચાલો." કહી એણે પોતાના કમજોર દુબળા હાથે અપૂર્વનો જમણો હાથ ખેંચીને એવો દબાવ્યો કે અપૂર્વના ઘણા દિવસો સુધી જીમ્નાસ્ટિક, ક્રિકેટ અને હોકી રમેલા હાથની અંદરના હાડકા સુધાં ખટખટી ગયા.

અપૂર્વે પોતાનો હાથ છોડાવી કહ્યું:–"ચાલો, સમજી ગયો."

વળી પાછા તેણે પોતે જરા હસવાની કોશિશ કરતાં કહ્યું:– "કાકાએ એક દિવસે આપની બાબતમાં મશ્કરીમાં કહ્યું હતું કે 'એ મહાપુરૂષના સ્વાગત માટે જ આટલા માણસોનો બંદોબસ્ત શું કરવામાં આવ્યો છે? અમારા લોકોના ગુપ્ત રજીસ્ટરમાં લખ્યું છે કે એ કૃપા કરે તો પાંચ, સાત, દસ પોલીસમેનોની જીંદગી ફક્ત તમાચા મારીને જ ખત્મ કરી શકે છે!' કાકાના એ કહેવા પર અમારા લોકોને એ દિવસે ખૂબ જ હસવું આવ્યું હતું, પણ હવે માલુમ પડે છે કે એ હસવું બરોબર ન હતું. આપ ચાહો તો એ પણ કરી શકો છો!"

"કાકાની એ અતિશયોક્તિ હતી પણ 'અમે લોક' કોણ કોણ?" ડાક્ટરે ચહેરાનો ભાવ બદલી કહેવા માંડયું.

"એ અને એમના એ ચાર સહકાર્યકર્તાઓ."

"વારૂ, એ લોક!" કહી એણે એક દમ ભર્યો. અપૂર્વ એનો અર્થ સમજી ગયો પણ કંઈ વાર સુધી તેને કોઈ વાત જ ન સુજી. સીધો રસ્તો આજે સીધો જ હતો, કોઇ પણ કારણુથી, રૂપીઆ પૈસા ઝૂંટવી લેનારા ત્યાં કોઇ હાજર જ ન હતા! નિર્જન સુનસાન ગલી વટાવીને મોટી સડક પર જઇ પહોંચ્યાં પછી અપૂર્વ એકદમ બોલી

ઉઠયોઃ "હવે હું બેધડક જઈ શકીશ ઉપકાર થયો."

"કદાચ જઇ શકશો." ઉત્તરમાં ડાકટરે થોડાક અજવાળાવાળી સામેની પહોળી સડક પર દૂર નજર નાખીને ધીમેથી કહ્યું.

અપૂર્વે નમસ્કાર કરી વિદાય થતી વખતે પોતાના અંદરનાં કુતૂહલને કોઇ રીતે દબાવી ન શકી કહ્યું:–"વારૂ, સવ્ય–"

"નહિ, નહિ, સવ્ય નહિ.–ડાકટર બાબુ!"

"વારૂ ડાકટર બાબુ, આપણા સૌભાગ્ય છે કે રસ્તામાં કોઇ ન હતું. પણ માનો કે જો એ અધિક સંખ્યામાં હોત તો પણ શું કોઈ ડર નહતો?" અપૂર્વે જરાક લજ્જિત થઈ કહ્યું.

"ટોળામાં તેઓ બે, ચાર, દસથી કદીયે વધુ હોતા નથી."

"બે, ચાર, દસ જ! જાણે બે માણસ હોય તોય ડર નહિ અને દસ હોય તોય શું ડર નહિ?"

"નહિ." ડાકટરે હસીને કહ્યું.

એ પછી થોડોક વખત બન્ને ચૂપચાપ ચાલવા લાગ્યા. થોડી જ વારે મોટી સડકના નાકે બન્ને જઇ પહોંચ્યા

"વારૂ, ખરેખર શું આપની પિસ્તોલનું નિશાન કદીયે અફર જતું નથી?" અપૂર્વે પાછું બોલવા માંડયું.

"નહિ, પણ આ પ્રશ્ન કેમ? મારી સાથે તો પિસ્તોલ જ નથી." ડાકટરે પહેલાંની માફક હસતાં અને ડોક હલાવતાં કહ્યું.

"લીધા વગર જ નીકળી પડયા છો એ આશ્ચર્ય છે! ગાઢ અંધારી રાત ભેંકાર બની રહી છે. રસ્તામાં ન તો કોઇ આદમી છે ન તો કોઈ પોલીસ છે. વળી બત્તીઓ રણ છે–ન હોય એવી જ. વારૂ ડાકટરબાબુ. મારૂં મકાન અહીંયાથી લગભગ માઇલ દૂર હશે કેમ?" સુનસાન લાંબા રસ્તાની તરફ જોઇને અપૂર્વ બોલ્યો.

"હા, એટલું તો હશે!"

"વારૂ ત્યારે નમસ્કાર, આપને ઘણી તકલીફ આપી."

અપૂર્વે એકલા ઘરે જવાને તૈયાર થઈ કહેવા માંડયુ "વારૂ, એમ પણ હોઈ શકે કે આજે એ લોક કોઈ બીજા રસ્તા પર ઉભા હશે "

"એમાં કોઈ આશ્ચર્ય નથી." ડાકટરે અનુમોદન કરતાં કહ્યું.

"આશ્ચર્ય શું છે! હોવા જ જોઈએ! વારૂ નમસ્કાર! પણ મજાની વાત જોઈ! જ્યાં ખાસ જરૂર છે ત્યાં તો પોલીસની છાયા પણ દેખાતી નથી! આવું તો છે એમનું કર્તવ્યજ્ઞાન! વળી એમના માટે આપણે લોકો ટેક્સ ભરીભરીને મરી જઈએ! એ બધુંય બંધ કરી દેવું જોઈએ કેમ, બરોબર છે ને?"

"એમાં શક શું છે?" કહી ડાકટર ખડખડ હસી પડયો. એ હસવું કોમળ અને મીઠું હતું.

"ચાલો, વાત કરતા કરતા વળી થોડેક દૂર પહોંચાડી દઉં." ડાકટરે કહ્યું.

અપૂર્વ શરમનો માર્યો એકદમ ઝાંખો પડી ગયો.

"હું ભારે ડરપોક માણસ છું ડાકટર બાબુ. મારામાં જરા પણ સાહસ નથી બીજું કોઈ હોત તો ભારે આસાનીથી ચાલી ગયો હોત અને આટલી રાતે આપને તકલીફ પણ ન દેત." ક્ષણભર જમીન તરફ જોઈ ધીરેથી અપૂર્વે કહ્યું.

તેની આ વિનમ્ર અને નિરભિમાની સાચી વાતથી ડાકટર પોતાના હસવા પર કંઈક લજ્જિત થઈ ગયા. સ્નેહથી તેના ખભા પર હાથ રાખી એ બોલ્યાઃ—"સાથે ચાલવા માટે જ હું આવ્યો છું, અપૂર્વ બાબુ. નહિ તો પ્રેસિડન્ટ આ ચીજ મારા હાથમાં ન દેત" આમ બોલીને એણે પોતાના જમણા હાથમાંની કાળી જેવી મોટી ચીજ બતાવી.

"સુમિત્રાએ? તો શું એ આપના પર હુકમ ચલાવી શકે છે?" અપૂર્વે ચોંકી જઈ પૂછયું.

"કેમ નહિ ?"

"પણ એ બીજા કોઇ માણસને સાથે મોકલી શકત ?"

"એનો અર્થ એમ થાય કે બધાયને એકી સાથે મોકલવા. એ કરતાં આ વ્યવસ્થા જ સારી હતી અપૂર્વબાબુ."

ચાલતાં ચાલતાં વાતો થઇ રહી હતી.

"સુમિત્રા અમારા દળની સંચાલિકા છે. એને ચારે તરફ નજર રાખીને ચાલવું પડે છે. જ્યાં ખંજર અને છરા ઉડવાની કે ખૂન-જખમ વગેરે થવાની સંભાવના હોય ત્યાં તો અમે એને મોકલી શકાતું નથી. હું ન હોત તો આજે તમારે ત્યાં જ રહેવું પડત—એ કોઇ રીતે જવા જ દેત નહિ." ડોક્ટરે પાછું બોલવા માંડ્યું.

આ સુનસાન અંધારા રસ્તામાં ખંજર—છરાના નામથી અપૂર્વના રૂંવાટા ઉભાં થઇ ગયાં.

"પણ આ રસ્તે આપને તો એકલા જ પાછા જવું પડશેને ?" અપૂર્વે ધીમેથી પુછ્યું.

"જવું તો પડશે જ ને."

અપૂર્વે ફરી કોઇ પ્રશ્ન જ કર્યો નહિ. પોતાના ખુલ્લા વાર્તાલાપથી કદાચ કોઇ અવાંછિત વ્યક્તિ ખેંચાઇ ન આવે એ વાતનો ખ્યાલ તેના મનમાં મોજુદ હતો. તે પોતાની આંખ, કાન, અને મનને એકી સાથે રસ્તાની જમણી, ડાબી અને સામી બાજુએ નિયુક્ત કરી પગ દબાવીને ઝડપથી ચાલવા લાગ્યો. લગભગ પંદર મિનીટ સુધી આ પ્રમાણે ચાલી, શહેરનું પહેલું પોલીસ સ્ટેશન વટાવી. વસ્તીમાં દાખલ થયા પછી અપૂર્વે પાછી વાત કરવા માંડી.

"ડાક્ટર બાબુ મારૂં ઘર હવે દૂર નથી ચાલો જઇએ. આજ રાત ત્યાં રહી જાઓ તો શું વાંધો છે ?"

"વાંધો તો ઘણીયે વાતોમાં નથી હોતો અપૂર્વ બાબુ ! પણ વિના જરૂર કોઈ કામ કરવાની અમારે ત્યાં મનાઇ છે. ફક્ત જરૂર

ન હોવાના કારણે જ મારે પાછા જવું પડશે." ડાક્ટરે તેના મનની વાત સમજી જતાં હસીને કહ્યું.

"આપ લોકો શું વિના જરૂર દુનિયામાં કોઈ કામ કાજ જ નથી કરતા?"

"કરવાની મનાઈ છે, હવે હું જાઉં અપૂર્વ બાબુ!"

પાછળના આખાયે અંધારા રસ્તા તરફ જોઈને અને આ માણસ એકલો પાછો જશે એની કલ્પના કરતાં જ અપૂર્વના રૂંવાટા ઉભા થઈ ગયા.

"ડાક્ટર બાબુ! માણસની આબરૂ રાખવાની પણ આપને ત્યાં મનાઈ છે?"

"અચાનક આવી વાત કેમ?" ડાક્ટરે આશ્ચર્યપૂર્વક પૂછ્યું

"એ સિવાય બીજું શું હોઈ શકે છે કહો? હું ડરપોક માણસ છું. ગુંડાઓની વચ્ચે થઈ હું એકલો જઈ શકું તેમ નથી વળી મને સહિસલામત પહોંચાડી દઈ એ વિપત્તિની અંદર થઈ આપ જો એકલા પાછા જાઓ તો પછી હું શું મોં દેખાડવાને લાયક રહીશ?" અપૂર્વ હણાયેલા અભિમાનના સ્વરે બોલ્યો.

"વારૂ તો ચાલો, આજે રાતે તમારે ત્યાંજ અતિથિ થઈ રહીશ. પણ આવી ઉપાધી શા માટે તમારે પોતાની ઉપર લેવી જોઈએ ભાઈ?" ડાક્ટરે સ્નેહપૂર્વક તેના બન્ને હાથ પકડી લીધાં અને પછી કહ્યું.

અપૂર્વ વાતને બરોબર સમજી ન શકયો પરંતુ થોડાક પગલા આગળ વધતા જ જ્યારે તેના હાથ ખેંચાવા લાગ્યા ત્યારે તેણે ફરીને જોયું તો ડાક્ટર લંગડાતા જણાયા.

"આપને જોડામાં કંઈક વાગતું હોય એમ જણાય છે. આપ કેમ લંગડાતા ચાલો છો?"

"કંઇ નથી. વસ્તીમાં આવતાં જ મારા પગ આમ જ લંગડાવા લાગે છે. ગિરિશ મહાપાત્રની ચાલ યાદ આવે છે?" ડાક્ટરે સ્મિત હાસ્ય કરી કહ્યું.

અપૂર્વ એકાએક ઉભો રહી ગયો.

"ત્યારે હવે આપને આવવાની જરૂર નથી ડાક્ટર બાબુ."

"પણ તમારી આબરૂ?" ડાક્ટરે પહેલાંની માફક હસીને કહ્યું.

"આપની પાસે મારી આબરૂ કેવી? પગની ધૂળ બરોબર નહિ. આપના સિવાય દુનિયામાં શું બીજા કોઇને આટલી હિંમત હોઇ શકે છે?" અપૂર્વે કહ્યું.

આ ડાક્ટર નામધારી વ્યક્તિના જીવન ઇતિહાસનો અપૂર્વને પ્રત્યક્ષ જરાકે પરિચય થયો ન હતો. અને જો હોત તો તે આવી અત્યંત તુચ્છ વાત પર આટલો નિસાસો નાખવાને શરમનો માર્યો બેવડ થઇ જાત. સમુદ્ર આગળના ગાયની ભરી જેવા આ રસ્તે એકલા પસાર થવું આ માણસને માટે શું ભારે હતું? પોલીસના માણસ જેને સવ્યસાચીના રૂપે ઓળખે છે, એનો રસ્તો દસબાર ગુંડાઓ ભેગા થઇને કેમ રોકી શકે?

ડાક્ટરે મોં ફેરવી હસવું છુપાવતા છુપાવતા બરાબર ભલા માણસની માફક કહ્યું—"વારૂ, એથી એ સારૂં છે કે ચાલો આપણે બન્ને જણા એકી સાથે પાછા વળીએ. હું એકલો જ હોઇશ તો વળી કોઇ હુમલો કરવાની હિંમત પણ કરશે, પણ તમે સાથે હશો તો એમ થવાની સંભાવના રહેશે નહિ."

"પાછા ફરૂં?" અપૂર્વે અનિશ્ચિત સ્વરથી કહ્યું.

"વાંધો શું છે? પાછા તો મારે એકલા જવાના કોઇ ભયની કોઇ શંકા જ રહેશે નહિ."

"ક્યાં રહીશ?"

" મારી પાસે. "

ઓપીસથી આવ્યા પછી અપૂર્વે ખાધું ન હતું એટલે તેને બહુજ ભૂખ લાગી હતી. " જુઓ મેં પણ હજુ સુધી ખાધું પીધું નથી, નહિ તો આજ–" તે જરા લજ્જિત બનીને બોલ્યો.

" ચાલોને, ભાગ્યની પરીક્ષા જ આજે થઇ રહી છે. પરંતુ એક વાત છે. મહારાજ બિચારો ભારે ફિકર કરી રહ્યો હશે." ડાક્ટરે હસતા ચહેરે કહ્યું.

મહારાજનું નામ સાંભળતાં જ અપૂર્વના મનમાં એક તરફની મદદો લેવાની ભાવના જાગી ઉઠી.

" મરવા દો એને,–આપ ચાલો." ગુસ્સે થઈ આટલું બોલી તે એક પ્રકારની જબરદસ્તીથી એને સાથે લઈ એ અંધારા–અજવાળા વાળા રસ્તે પાછો ફરવા લાગ્યો. ડરની વાત તેને યાદ જ ન રહી. પોલીસ સ્ટેશન વટાવી આગળ જતાં તેણે એકાએક પૂછ્યું:– "વારુ, ડાક્ટર બાબુ, આપ શું એનાર્કિસ્ટ છો ?"

" તમારા કાકાનો શું અભિપ્રાય છે ?" ડાક્ટરે અંધારામાં તેના ચહેરા પર તીક્ષ્ણ દ્રષ્ટિ નાખતાં પૂછ્યું

" એમનું તો કહેવું છે કે આપ એક જબરજસ્ત એનાર્કિસ્ટ છો."

" તો હું જ સવ્યસાચી છું એ વિષયમાં તમને શું કંઇ સંદેહ જ નથી ?"

" નહિ. "

" એનાર્કિસ્ટનો તમે શું અર્થ સમજો છો ?"

અપૂર્વથી આ પ્રશ્નનો જવાબ એકદમ ન આપી શકાયો.

" એટલે રાજદ્રોહી–જે રાજાનો શત્રુ હોય તે " જરા વિચાર કરી તેણે જવાબ આપ્યો.

" આપણા રાજા આ દેશમાં નથી રહેતા–વિલાયતમાં રહે છે.

લોકો કહે છે કે એ બહુ જ ભલા માણસ છે. ન તો મેં એમને મારી આંખે જોયા છે કે ન તો એમણે મારું રજ માત્ર નુકશાન પણ કર્યું છે. આમ હોવાથી એમની સાથે મારો વેરભાવ જ કેવી રીતે હોઈ શકે, અપૂર્વ બાબુ!"

"જેમને હોય છે એમને કેવી રીતે થાય છે એ કહો જોઈએ? એમનું પણ એમણે અનિષ્ટ નથી કર્યું?"

"બરોબર છે. તમે કહો છો એવું કોઈ આ દેશમાં નથી, તદ્દન જુઠ્ઠી વાત છે." ડાકટરે જોરથી માથું હલાવતાં કહ્યું.

ડાકટરના કંઠ સ્વરની પ્રબળતા અને અસ્વીકાર કરવાની તીવ્રતાથી તે ચોંકી પડયો. અવિશ્વાસ કરવાની તેને હિંમત ન થઈ. આમ છતાંય દેશમાં કંઈ ને કંઈ તો છે જ. બચપણમાં જ પોતાના દેહને પણ એની આંચ લાગી ચૂકી હતી અને પિતા ડેપ્યુટી માજીસ્ટ્રેટ ન હોત તો કયાંનું પાણી કયાં જઈને મરત એ વાતનો તેણે મોટા થતાં પગલે પગલે અનુભવ કર્યો હતો.

"રાજાની નહિ પણ રાજકર્મચારીઓની વિરૂદ્ધ તો કોઈને કોઈ ષડ્યંત્ર ચાલી રહ્યું છે એ તો જુઠું નથી ડાકટર બાબુ?" જરા વિચાર કરી અપૂર્વે કહ્યું.

ડાકટરે લાંબો વખત કોઈ ઉત્તર ન આપ્યો.

રાજકર્મચારી રાજાના નોકર છે. પગાર ખાય છે, હુકમનો અમલ કરે છે. એક જાય છે અને બીજો આવે છે. આ સહજ અને મોટી વાત છે. પરંતુ માણસ જ્યારે આ સહજ ને જટિલ અને મોટી વાતને નિરર્થક ને નાની કરી જવા માગે છે ત્યારે એ સૌથી મોટી ભૂલ કરે છે. એથી એ એના પર હુમલો કરવાને રાજશક્તિના મૂળમાં ઘા કરવા બરોબર સમજી આત્મવંચના કરે છે. આનાથી ભારે ઘાતક વ્યર્થતા બીજી હોઈ શકે નહિ."

"પણ એવા વ્યર્થ કામ કરનારા શું હિંદુસ્તાનમાં નથી?" અપૂર્વ જરા ચૂપ રહી બોલ્યો.

"હોઇ શકે છે" ડાક્ટરે શાંત ભાવે કહ્યું.

પરંતુ અપૂર્વ એકાએક આગ્રહાન્વિત થઈ ગયો.

"વારૂ ડાક્ટરબાબુ, એ લોક બધા રહે છે કયાં અને કરે છે શું?"

અપૂર્વની ઉત્સુકતા અને વ્યગ્રતા જોઈ ડાક્ટરબાબુ જરા હસી પડયા.

"આપ કેમ હસવા લાગ્યા?"

"તમારા પેલા કાકા હોત તો એ સમજી જાત. તમારી માન્યતા છે કે હું એક એનાર્કિસ્ટોનો નાયક છું, તો મારા મોંથી શું એના જવાબની આશા કરવી એ તમારા માટે સારૂં છે અપૂર્વ બાબુ?" ડાક્ટરે પહેલાંની માફકજ હસીને કહ્યું.

પોતાની મુર્ખાઇને સાફ ઇશારો થયેલો જોઇ અપૂર્વ શર્મિન્દો થઈ ગયો, મનમાં ને મનમાં નારાજ પણ થયો.

"અગર જો હું તમારા દળમાં ન ભળ્યો હોત તો આશા કરવી તદ્દન અનુચિત જ હોત. આપ એ વાતને અસ્વીકાર ન કરશો કે સભ્યોને આ બધું ય જાણવાનો અધિકાર છે. આ કાંઈ બાળકનો ખેલ નથી, જબરજસ્ત જુમ્મેદારી પણ છે."

"છે તો ખરા" કહી ડાક્ટર બાબુ હસી પડયા. આ મીઠું હાસ્ય અને નિરાતંક સહજ વાત અપૂર્વના કાનોમાં ઠીક વ્યંગોક્તિની માફક ખટકી રહ્યા. વિદ્રોહી દળના પાકા રજીસ્ટરમાં જેનું નામ લખાઈ લેવાયું છે, તેનાં પ્રશ્નનો શું આ જ ઉત્તર હોવો જોઇએ કે? એથી અધિક જાણવાની તેને આવશ્યકતા જ નહિ? મનમાં ને મનમાં ક્રોધે ભરાઇને આ માણસને આજ તેણે ખોટો સમજી લીધો. પરંતુ

પાછીથી એ ભૂલને સુધારી તેને અનેકવાર જોવું પડ્યું કે કોઇપણ હાલતમાં અને કોઈપણ કારણથી એના મોંનું હાસ્ય ઉદ્વેગથી અને ગળાનો સ્વર ઉત્તેજનાથી ચંચળ થયો જ હતો.

નિઃશબ્દ ગંભીરતાપૂર્વક ડાક્ટરના એ સાધારણ સંક્ષિપ્ત જવાબનો પ્રતિકાર કરવાની ઇચ્છાથી તે ચૂપચાપ રસ્તે ચાલવા લાગ્યો પણ લાંબો વખત એમ તેનાથી રહેવાયું નહિ, એ નાની શી વાતની તીક્ષ્ણતા તીરની માફક તેની છાતીને છેદવા લાગી. "કોઈ દળના રજીસ્ટરમાં નામ લખી લેવાથી જ કામ નથી ચાલતું. એનું ફલાફલ પણ સમજાવી દેવું પડે છે." તે તીખા સ્વરે બોલ્યો.

"પરંતુ એ લોકોએ શું એમ નથી કર્યું?"

"ક્યાં? કંઇપણ નથી કર્યું! 'પથ કે દાવેદાર!'—પણ દાવાનો અર્થ આટલો જ હશે એ કોણ જાણતું હતું? વળી આપ પણ હાજર હતા. નામ લખવાની પહેલા જાણવું તો જોઈતું હતું કે મારો યથાર્થ મત શું છે?"

"છોકરીઓએ એ બધું કર્યું છે. એઓ જ જાણે કે કોને મેમ્બર બનાવવો અને કોને નહિ. હું તો અચાનક આવી ગયો છું. વાસ્તવમાં આ સભાની બાબતમાં હું કાંઈ વિશેષ જાણ પિછાણ રાખતો નથી." ડાક્ટર બાબુએ જરા લજ્જિત થઇ કહ્યું.

અપૂર્વ સમજ્યો કે આ પણ મજાક છે. ઉત્કંઠા અને આશંકાથી આખી યે વાત તેને બનાવટી લાગી. પોતાને પાછો તે સંભાળી ન શક્યો. બળતો જળતો ને કહેવા લાગ્યો—"શા માટે બનાવટ કરી રહ્યા છો ડાક્ટર બાબુ? ભમે તો સુમિત્રાને પ્રેસિડન્ટ બનાવો કે બીજા કોઇને. પણ દળ તો આપનું જ છે અને આપ જ એના સર્વેસર્વા છો એમાં મને રજ માત્ર પણ સંદેહ નથી. પોલીસની આંખમાં ધૂળ નાખી શકો છો પણ મારી આંખને આપ ધોખો નહિ દઈ શકો એ આપ નિશ્ચયપૂર્વક સમજી લેજો."

આ વખતે તે દુબળા પાતળા રહસ્યપ્રિય માણસે અકૃત્રિમ વિસ્મયથી બન્ને આંખો ફાડીને અપૂર્વના ચહેરા તરફ જોઈને કહ્યું: —"મારું દળ એ એનાર્કિસ્ટ દળ છે એમ તમારું કહેવું છે? તમે નિરર્થક શંકિત થઈ રહ્યા છો અપૂર્વબાબુ! તમે પહેલાંથી છેવટ સુધી ભૂલ કરી છે. એમનો રહ્યો જીવન મરણનો ખેલ. એ ભલા તમારા જેવા ડરપોક આદમીને શામિલ કરે કે? શું એ પાગલ છે?"

અપૂર્વ શરમનો માર્યો ચૂપ થઈ ગયો; પણ તેની છાતી પરથી એક ભારે પત્થર જાણે નીચે ઉતરી પડયો.

"પથેર દાબી" નામ આપી સુમિત્રાએ આ નાની શી સમિતિની પ્રતિષ્ઠા કરી છે; માણસ ભૂલી ગયા છે કે જીવન–પથપર સ્વેચ્છાનુસાર નિર્વિઘ્ને ચાલવાનો મનુષ્યનો દાવો–હક્ક કેટલો મહાન અને કેટલો પવિત્ર છે. તમે લોક એટલે કે જેઓ એ સમિતિના સભ્યો છે તેઓ પોતાના સંપૂર્ણ જીવન અર્પી માણસને એ વાતની યાદ અપાવવા ઇચ્છો છો. સુમિત્રાએ મને અનુરોધ કર્યો છે કે હું જેટલા દિવસ અહીંયા છું ત્યાં સુધીમાં એની સમિતિનું મારે સંગઠન કરી દેવું. હું રાજી થઈ ગયો–બસ. એ સિવાય તમારા લોકોની સાથે મારો કોઈ સબંધ નથી. તમે લોક રહ્યા સમાજ સુધારક, પણ મને સમાજ સુધારા કરતા ફરવાની તો ફુરસદ નથી કે નથી એટલું ધૈર્ય. સંભવ છે કે હું કેટલાક દિવસ રહેવ નો છું; અને એ પણ નક્કી છે કે મારે કાલે પણ અહીંયાથી ચાલ્યા જવું પડે અને કદાચ જીંદગીભર પાછી મુલાકાત પણ ન થાય. જાણતો છું કે નહિ એ ખબર પણ કદાચ તમો લોકોના કાન સુધી નહિ પહોંચે." ડાકટરે કહ્યું.

એની વાત શાંત અને ધીર હતી. ઉચ્છ્વાસ કે આવેગની રજ પણ એમાં ન હતી. આ વ્યક્તિ ગમે તે હોય પરંતુ સવ્યસાચીના જે લક્ષણ અપૂર્વે પોતાના કાકા પાસેથી સાંભળી રાખ્યા હતા એ એકદમ તેની યાદમાં આવી ગયા અને ત્યારે તેની છાતીમાં જાણે

થઈ ભોંકાઈ ગયા; પરંતુ એ વખતે તેને એ પણ ખ્યાલ આવી ગયો કે એ પાષાણ છે, એના માટે આ વેદનાની અનુભૂતિ શા માટે? ક્ષણભર પછી તેણે પૂછયું:–" ડાકટર બાબુ, સુમિત્રા કોણ છે? આપને એનો પરિચય કેમ થયો?"

ઉત્તરમાં ડાકટર માત્ર જરા હસી પડયા. જવાબ ન મળવાથી અપૂર્વ પોતે જ સમજી ગયો કે આવું પૂછવું ઠીક ન હતું. આટલા થોડાજ વખતમાં તે આ રહસ્યમય વિચિત્ર સમાજના આચરણની વિશિષ્ટતા પર વિચાર કરવા લાગ્યો હતો એથી તે ભારતીના સંબંધમાં પણ પોતાના કુતૂહલને દબાવી ચૂપ રહ્યો.

પાંચ છ મિનીટ આ રીતે ચૂપચાપ વીતી ગયા પછી ડાકટરે પહેલાં વાત છેડીને કહ્યું:–" તમારા ભાગ્યથી જ કદાચ આજે રસ્તો બિલકુલ સાફ હતો. આવો કદીયે જોવામાં નથી આવતો. પણ તમે વિચારી શું રહ્યા છો, એ તો કહો?"

" વિચારી તો ઘણું રહ્યો છું. પણ જવા દો એ વાતને!– વારૂ આપે કહ્યું ને કે મનુષ્યનો જીવન–પથ પર નિર્વિઘ્ન ચાલવાનો દાવો છે–હક્ક છે. જેમ આપણે આજે નિર્વિઘ્ન ચાલી રહ્યાં છીએ, બરોબર એજ પ્રમાણે ને?"

" એ પ્રમાણે જ હશે કદાચ." ડાકટરે હસીને કહ્યું.

" પરંતુ એ જે સ્ત્રી પતિને છોડીને 'પથેર દાબી' સમિતિની સભ્ય બનવા આવી હતી એને તો હું બરોબર સમજી જ ન શક્યો!"

" હું પણ બરોબર સમજી ગયો છું એમ કહી શકતો નથી. આ બધી વાતોને સુમિત્રા જ બરોબર સમજે છે"

" એને કદાચ પતિ ન હોય?"

ડાકટર ચૂપ રહ્યા. અપૂર્વને લજ્જા અને ક્ષોભની સાથે પાછું યાદ કરવું પડયું કે પોતાના અકારણ ઔત્સુકયનો એ જવાબ નહિ

આપે. વળી આ વાતની ખાત્રી કરવા માટે જ્યારે તેણે આ સાથીના ચહેરા તરફ જોયું તો તે એક વાર આશ્ચર્યચકિત થઇ ગયો. તેને એવું માલમ પડયું કે જાણે આ આશ્ચર્યજનક માણસના અપરિચિત જીવનનો એક છુપાયેલો ખુણો દેખાઈ ગયો. ત્યાં શું હતું એ તો કહેવું મુશ્કેલ છે પરંતુ અત્યાર સુધી જે કંઈ તે જાણી શકયો હતો કે એનાથી એ અલગ ચીજ હતી. જાણે એનું મન કોઇ સુદૂર પ્રાંતમાં ચાલી ગયું હતું, આસપાસ કંઇ પણ ન હતું. પાસેના એક લેમ્પપોરટનો ક્ષીણ પ્રકાશ એના ચહેરા પર પડી રહ્યો હતો. પડખે ચાલતી વખતે અપૂર્વે સ્પષ્ટ જોયું કે આ સદા સાવધાન વ્યક્તિની આંખો પર ઝાંખ વળી રહી હતી, ક્ષણભર માટે જાણે એ મનમાં ને મનમાં કોઇ ચીજને શોધી રહ્યો હતો.

અપૂર્વે ફરી કોઇ પ્રશ્ન ન કર્યો પણ ચાલતો જ ગયો. એ પછી બે જ મિનીટ બાદ અકસ્માત, અકારણ જ તેઓ હસીને બોલ્યાઃ—"જુઓ અપૂર્વબાબુ, તમને હું સાચું કહું છું કે સ્ત્રીઓની એ સર્વ પ્રણય-ઘટિત માન-અભિમાનની વાતો મારા સમજવામાં જ કદીયે આવતી નથી. સમજવાની કોશિશ પણ કરૂં તો નિરર્થક બહુજ અધિક સમય બરબાદ જાય છે, વળી એટલો સમય પણ કયાંથી મળે?"

અપૂર્વના પ્રશ્નનો આ ઉત્તર ન હતો. તે ચૂપ જ રહ્યો.

"મોટી મુશ્કેલી છે. એના વગર કામ પણ નથી ચાલતું અને સામેલ કરવાથી બખેડા ઉભા થાય છે." ડાકટરે કહેવા માંડયું,

આ મંતવ્ય પણ અસમ્બદ્ધ હતું. અપૂર્વે કંઇ જવાબ ન દીધો.

"શું થયું? તમે તો કંઈ બોલતા જ નથી!"

"શું બોલુ કહો?"

"જે તબિયતમાં આવે તે. જૂવો અપૂર્વબાબુ, એ ભારતી ઘણી સારી છોકરી છે. જેવી બુદ્ધિ મતિ છે એવી જ કામગાર અને ભલી છે."

આ પણ ફાલતુ વાત હતી. પરંતુ પ્રત્યુત્તરમાં અપૂર્વે એ પ્રશ્ન જાણી બુઝીને જ નહોતો કર્યો કે આપે ભારતીને કેટલા દિવસથી અને કયી રીતે ઓળખી ? ફક્ત તે બોલ્યો "હા." પરંતુ ડાકટરનું જો આ બાજુ જરા પણ ધ્યાન હોત તો અપૂર્વના મોંમાંથી નીકળેલા આ એક અક્ષરના જવાબથી એ આશ્ચર્યચકિત જ થઇ ગયા હોત. પરંતુ એ કંઇક અન્યમનસ્ક બની વાત કરી રહ્યા હતા. એ વાત અપૂર્વને પહેલાંથીજ માલુમ હતી. ડાકટરે કદાચ પોતાના અંતિમ શબ્દોના અનુસંધાનમાં જ કહ્યું:–"તમારી બાબતમાં એ કહેતી હતી કે 'તમે ભારે કટ્ટર હિન્દુ છો અને મેં એવા ભારે કટ્ટર હિન્દુ બ્રાહ્મણની નાત જાત ખલાસ કરી દીધી!"

"બની શકે છે." અપૂર્વે કહ્યું. એ અત્યંત અન્યમનસ્ક માણસની સાથે વાતચીત કરવાની તેની તબિયત જ ન થઈ. મોટી સડક લગભગ પુરી થવા આવી હતી, ગલીના નાકે સામ સામેની એ બત્તીઓ સામે જ દેખાઈ રહી હતી. દસેક મિનિટ વધુ ચાલતાં ઘર આવી જાય તેમ હતું. એટલામાં ડાકટરે સુતેલા મનને એકાએક ફટકારી એકદમ જાગ્રત બની કહ્યું:–"અપૂર્વ બાબુ!"

"બોલો?" અપૂર્વ એના સ્વરની તીક્ષ્ણતાથી સચેત થઈ બોલ્યો.

"આ દેશમાં જ્યાં સુધી હું છું ત્યાં સુધી તો જરૂર નથી; પરંતુ મારા ચાલ્યા ગયા પછી તમે નિઃસંકોચ ભાવે સુમિત્રાને સહાયતા પહોંચાડતા રહેજો. એવી સ્ત્રી તમે દુનિયાભરમાં ફરી આવો તોય ક્યાંય જોશો નહિ. એની આ સમિતિ અનાદરથી કે બેપરવાઈથી સુકાઈ ન જાય. એક આવડા મોટા આઇડિયલને શું ફક્ત એ ગણી ગાંઠી સ્ત્રીઓ સાર્થક કરી શકે છે? તમારી એકનિષ્ઠ સેવાની આવશ્યકતા છે." ડાકટરે કહ્યું.

આ વ્યક્તિની ધારણા અનુસાર ખરેખર એ એવડી મોટી સ્ત્રી છે એ વાત પર અપૂર્વને વિશ્વાસ ન થયો.

"વળી આવડા મોટા 'આઇડિયલ'ને છોડીને આપ પોતે શા માટે ચાલ્યા જવા ઇચ્છો છો?" અપૂર્વે પૂછ્યું.

"અપૂર્વબાબુ, જ્યાં છોડી જવું મંગલજનક છે ત્યાં પકડાઇ રહેવું અકલ્યાણકારક જ થાય છે. મારી સહાયતાની તમો લોકોને આવશ્યકતા નથી. તમે લોકો પોતે જ એને બનાવી નાખો. સંભવ છે કે એના દ્વારા દેશની સૌથી મોટી સેવા થઇ જશે." ડાક્ટરે સ્મિત હાસ્ય કરતાં કહ્યું.

"નવતારાની બાબતમાં તો હું વિશ્વાસ નથી કરી શકતો— ડાક્ટર બાબુ!"

"પરંતુ સુમિત્રા પર વિશ્વાસ કરશો ને! વિશ્વાસ કરવાનું આવડું મોટું ઠેકાણું તમને બીજે ક્યાંય નહિ મળે અપૂર્વબાબુ!" ડાક્ટરે કહ્યું અને ચૂપ થઈ ગયા.

પાછા થોડી વાર પછી એણે કહ્યું:—"તમને તો હું પહેલાં જ કહી ચૂકયો છું કે સ્ત્રીઓની બાબતમાં મારી માહિતી ઘણીજ ઓછી છે, પણ સુમિત્રા જ્યારે કહે છે કે જીવન–પથમાં મનુષ્યને ચાલવાનો બાધા–બંધનહીન અધિકાર છે તો એના એ દાવાને કોઈપણ યુક્તિથી અમાન્ય કરી શકતો નથી. ફકત મનોહરની જ વાત નથી–ઘણુંયે માણસો એ નિર્દિષ્ટ કરેલા માર્ગ પર ચાલવાથી નવતારાનું જીવન નિર્વિઘ્ન થાય એ વાતને હું સમજું છું તેમજ એમ પણ માનું છું કે જે રસ્તો એણે પોતે જ પોતાના માટે પસંદ કર્યો છે એ નિરાપદ તો નથીજ. પરંતુ સ્વયં વિપત્તિઓમાં ડુબેલો હું એનો વિચાર કેમ કરી શકું એ બતાવો? સુમિત્રાનું કહેવાનું છે કે આ જીવનને નિર્વિઘ્ન વીતાવી શકવું એ જ મનુષ્યનો પરમ ઉદ્ધાર છે. મનુષ્યના વિચાર જ એના કાર્યોને નિયંત્રિત કરે છે. પરંતુ બીજાઓના વિચાર દ્વારા નિર્ધારિત કાર્યો જ્યારે આપણા સ્વાધીન વિચારોનું મોં બંધ કરી દે છે, ત્યારે એથી અધિક આત્મહત્યા મારી સમજમાં આપણા માટે

બીજી કોઈ હોઈ જ નથી શકતી! આ વાતનો તો કોઈ જવાબ મને શોધવા છતાં નથી મળતો અપૂર્વ બાબુ!"

"પણ સર્વ લોક જો પોતાના વિચાર અનુસાર—"

ડાક્ટર વચ્ચમાં જ બોલી ઉઠ્યા–"એટલે સર્વ જો પોતપોતાના ખ્યાલ અનુસાર કામ કરવા ઇચ્છે–એમ ને?" વળી જરા એ હસી પડયા અને પછી બોલ્યા "ત્યારે વળી કેવી દુર્ઘટનાઓ થાય છે, એ તમે સુમિત્રાને જરા પૂછી લેજો."

અપૂર્વ પોતાના પ્રશ્નને ભૂલભરેલો સમજી લજ્જાપૂર્વક એનું સંશોધન કરવા ઇચ્છતો હતો પણ એના માટે સમય જ ન મળ્યો. ડાક્ટર વચ્ચમાં જ બોલી ઉઠ્યાઃ–"હવે ચર્ચા કરવી બંધ કરો, અપૂર્વ બાબુ, આપણે પહોંચી ગયા છીએ. ખેર, બીજા કોઇ દિવસે આ આલોચના પૂરી કરીશું."

અપૂર્વે સામે મોં ઉંચું કરી જોયું. એજ લાલ રંગનું રકુલવાળું મકાન હતું. ભારતીના બીજા માળના ઓરડામાંથી બત્તીનો પ્રકાશ બહાર પડી રહ્યો હતો.

"ભારતી!" ડાક્ટરે બૂમ મારી.

ભારતીએ બારીમાંથી મોં બહાર કાઢી વ્યગ્ર સ્વરે કહ્યું:— "વિજયની સાથે આપની મુલાકાત થઈ હતી ડાકટરબાબુ? તમને એ બોલાવવા ગયો છે."

"તમારા પ્રેસિડન્ટના હુકમથીને? પણ કોઈ પણ હુકમથી આટલી રાતે કોઈને એ રસ્તે મોકલી નહિ શકાય પરંતુ કોને પાછો લઈ આવ્યો છું જોયું?"

ભારતીએ બારીક નજરે જોયું અને અંધારામાં પણ પિછાણી લીધું કે એ અપૂર્વબાબુ હતા.

"સારું ન કર્યું, પણ આપ જલ્દી જાઓ. નરહરિએ દારૂ પીને

કોદાળીથી પોતાની સ્ત્રીનું શિર ફોડી નાખ્યું છે. બચશે કે નહિ એ સંદેહ છે. સુમિત્રા બ્હેન ત્યાં ગયાં છે." ભારતીએ કહ્યું.

"સારું જ કર્યું છે. મરતી હોય તો મરવા દો. હા, મારા અતિથિનું શું થશે?"

"સ્ત્રીઓ પર તો આપનો અસીમ અનુગ્રહ છે. જો એ એની સ્ત્રી ન હોત ને, ખૂદ નરહરિ હોત તો અત્યારે પાછા પગે ક્યારનાય ત્યાં દોડીને પહોંચી ગયા હોત!"

"ખેર, તારા કહેવાથી જ પાછા પગે જ દોડતો જઈશ–પણ અતિથિ?"

"હું આવું છું." કહી ભારતી બત્તી હાથમાં લઈ તુરત જ નીચે ઉતરી આવી અને દરવાજો ખોલી બોલી:–"ખરેખર હવે વિલંબ ન કરો ડાક્ટર બાબુ, જાઓ. પણ ખ્રિસ્તીના આતિથ્યનો શું તે સ્વીકાર કરશે?"

"એને છોડીને હું જઈ પણ કેમ શકું ભારતી? હોસ્પીટાલમાં મોકલવાનો બંદોબસ્ત શું ન કર્યો?" ડાક્ટર મનમાં જરા ધુંધવાઈને બોલ્યા.

"જે કરવું હોય એ આપ કરજો ડાક્ટરબાબુ. આપના પગે પડું છું. મોડું ન કરો, હું આમને સંભાળી લઈશ. આપ કૃપા કરી જલ્દી જાઓ." ભારતીએ ગુસ્સે થઈ કહ્યું.

અપૂર્વ અત્યાર સુધી ચૂપ ઉભો હતો; પરંતુ પોતાની ખાતર એક માણસની જાન જાય એમ તો હરગિજ નહિ જ થવું જોઈએ, એમ વિચારી તે કંઈક કહેવા ઇચ્છતો હતો એ પહેલા તો ડાક્ટર સાહેબ ઝડપથી ચાલ્યા ગયા અને અંધકારમાં અદૃશ્ય થઈ ગયા.

❦

## ૧૩

ભારતી નીચેનું બારણું બંધ કરવાને સાંકળ વાસવા રોકાઈ. અપૂર્વ સીડી પર ચઢી ભારતીના ઓરડામાં જઈ પહોંચ્યો અને એક સરસ આરામ ખુરશીને રૂમાલ વતી ખંખેરી એના પર હાથ પગ લાંબા કરી સૂતો. આંખો મીંચી એક લાંબો નિઃશ્વાસ નાખી તે 'આહ' બોલ્યો. પોતાના અત્યંત થાકનો તેને હવે અનુભવ થયો.

કેટલીક મિનિટ પછી ભારતી ઉપર જઇ હાથમાંની બત્તી ટિપાઈ પર રાખવા ગઈ તે અપૂર્વને જણાઈ ગયું. પરંતુ એકાએક એવી શરમ લાગી કે ક્ષણભરમાં સુઈ જવાના અત્યંત અસંભવ બહાનાના સિવાય બીજું કાંઈ સૂઝ્યું નહિ. વાસ્તવમાં આ કાંઇ તેના માટે નવી નાત ન હતી. આ પહેલાં પણ આ બન્નેએ એક જ ઓરડામાં રાત વીતાવી હતી અને ત્યારે શરમની હવા પણ તેના મનને સ્પર્શી ન હતી. મનમાં ને મનમાં એનું કારણ શોધતા શોધતા તેને મહા રાજની યાદ આવી ગઈ. ત્યારે એ મરણોન્મુખ હતો, એને શુદ્ધિ ન હતી. ત્યારે એ જાણે હતો નહિ એવું હતું. અત્યારે પણ એ ઉપલક્ષ્યનું કારણ માની તેને શાંતિ થઈ ગઈ. ભારતીએ ઓરડામાં આવી તેના તરફ જોયું અને પછી પોતાના હાથનું અધુરૂં કામ પુરૂં કરવા લાગી ગઈ. તેની કપટનિદ્રા ભંગ કરવાની એણે કોશિશ જ કરી નહિ. પરંતુ એ જુના મકાનના જુના બારણાં બંધ કરવામાં અને સાંકળ વાસવામાં જે ખખડાટ ભભડાટ થયો એ સાચે સાચી ઉંઘ ઉડાડવાને પણ પૂરતો હતો. અપૂર્વ ઉઠીને બેસી ગયો. આંખો ચોળતા બગાસાં ખાતા તે બોલ્યોઃ—" ઓહ, આટલી રાતે વળી પાછા આવવું પડ્યું."

ભારતી ખેંચી ખેંચીને સાંકળ બંધ કરી રહી હતી.

" જતી વખતે કહેતા કેમ ન ગયા? સરકાર મહારાજ પાસેથી તમારા માટે જમવાનું તો મંગાવી રાખત." ભારતી બોલી.

આ શબ્દો સાંભળી ઉંઘમાંથી ઉઠવાથી અપૂર્વનું ભારે ગળું એકાએક તીક્ષ્ણ થઇ ગયું.

" એટલે? પાછા આવવું પડશે એની મને શું ખબર હતી?"

" મારીજ ભૂલ થઇ. જમવાનું મોકલવાની વાત એ વખતે જ એને કહેવરાવી દેવી જોઇતી હતી. આટલી રાતે ખટખટ કરવી ન પડત. અત્યાર સુધી તમે બન્ને ક્યાં બેસી રહ્યા હતા?" ભારતી લોઢાની આંકડી દબાવીને બંધ કરતી સ્વાભાવિક સ્વરે બોલી.

" એમને જ પૂછી લેજો. બે ત્રણ માઇલ ચાલવાનું નામ બેસી રહેવાનું કહેવાય કે નહિ એ મને માલુમ નથી."

બારણું બંધ કરવાનું ભારતીનું કામ હજુ સુધી પુરૂં નહોતું થયું. એ ચોર સાંકળ વાસી રહી હતી. આ કામ કરતાં કરતાં એ વિસ્મય પ્રકટ કરતા બોલી:–" અહો હો! ત્યારે એમ કેમ નથી કહેતા કે ગોરખધંધામાં ફસી ગયા હતા? પગપાળે જતાં આ સાર જ કાઢયો!" એમ કહી એ ઉપર આવી ઉભી અને જરા હસીને પાછી બોલી: " સંધ્યા પૂજા કરવાની બલા હજુ લાગી રહી છે કે છૂટી ગઇ છે? હજુયે લાગી રહી હોય તો ધોતીયું કાઢી દઉં, કપડાં બદલી નાખો." આટલું કહી એ સાડીના છેડે બાંધેલી ચાવીનો ઝુડો હાથમાં લઇ આલમારી ખોલતાં બોલી:–" મહારાજ બિચારો ફિકરનો માર્યો મરી રહ્યો હશે. આજ તો ઓફીસથી પાછા ફરી ઘરે જવાનો પણ વખત મળ્યો નથી લાગતો?"

" એ હું જાણું છું કે તમને ઘણી યે એવી વાત માલુમ પડી જાય છે જેની મને ખબર પણ હોતી નથી; પણ ધોતીયું કાઢવાની

જરૂર નથી. સંધ્યા પૂજાની બલા હજુ મારી દૂર નથી થઈ અને આ જન્મમાં દૂર થશે પણ નહિ. પણ તમારૂં આપેલું ધોતીયું મારે કામ નહિ આવે. રહેવા દો, તકલીફ ન લેતા." ગુસ્સો દબાવીને અપૂર્વે કહ્યું.

"જુઓ તો ખરા હું શું આપું છું—"

"મને માલુમ છે કે ટસરનું કે રેશમી દેશો, પણ મને જરૂર નથી. તમે ન કાઢતા." અપૂર્વ વચ્ચમાંજ બોલી ઉઠયો.

"સંધ્યા પૂજા નહિ કરો ?"

"નહિ."

"સુશો શું પહેરી? શું ઓફીસના કોટપાટલુન પહેરીને સુશો?"

"હા."

"ભોજન નહિ કરો ?"

"નહિ"

"ખરેખર ?"

અપૂર્વના સ્વરમાં ઘણા વખતથી સ્વાભાવિકતા ન હતી. "તમે શું મજાક કરો છો?" સાચો સાચ નારાજ થઈને તે બોલ્યો.

"મજાક તો તમે કરો છો. ખાધા પીધા વગર ઉપવાસ કરવાની શું તમારી ઇચ્છા છે ?" ભારતીએ મોં ઉંચું કરી તેના ચહેરા તરફ જોઈ કહ્યું,

આટલું કહીને એણે આલમારીમાંથી એક સુંદર રેશમી સાડી કાઢી.

"બિલકુલ પવિત્ર છે. મેં કદીયે પહેરી પણ નથી. પેલી ઓરડીમાં જઈ કપડા ઉતારીને એ પહેરી લો. નીચે નળ છે. હું બત્તી બતાવું છું. તમે હાથ ધોઈ મનમાં ને મનમાં સંધ્યા કરી લો.

આપત્તિના વખતે આમ કરવાની વ્યવસ્થા શાસ્ત્રે પણ દાખવી છે. કોઈ મોટું પાપ નહિ થાય. "

એકાએક ભારતીના ગળાનો શબ્દ અને વાતચીતનો ઢંગ એવો બદલાઈ ગયો કે અપૂર્વ મૂંઢ બની ગયો. એને એકદમ યાદ આવી ગયું કે એ દિવસે સવારે પણ બરોબર આજ પ્રમાણે વાત કહીને એ પોતાના ઘરથી ચાલી ગઈ હતી.

" લાવો. હું પોતેજ બત્તી લઈને નીચે જાઉં છું પણ હું બીજા કોઈના હાથની રસોઈ નથી જમતો. " અપૂર્વે હાથ લાંબો કરી ધોતીયું માંગતા કહ્યું.

" સરકાર મહારાજ બહુજ સારો બ્રાહ્મણ છે. ગરીબ માણસ છે. હોટલ ખોલી છે પણ એ અનાચારી નથી. પોતે જ રસોઇ બનાવે છે. સર્વ કોઈ એના હાથનું ખાય છે. કોઈ વાંધો ઉઠાવતું નથી. અમારા ડાકટર બાબુના માટે પણ એના ત્યાંથી જ જમવાનું આવે છે " ભારતીએ નરમ થઈ કહ્યું.

આમ છતાંય અપૂર્વનો સંકોચ દૂર ન થયો.

" ગમે એવી રસોઈ ખાવામાં મને તો ઘૃણા ઉપજે છે. " અપૂર્વે વિરસ મુખે કહ્યું.

" ગમે એવી રસોઈ શું હું આપને ખવરાવીશ ? હું પોતે ઉભી રહીને એની પાસે બધું સારૂં સેવરાવીશ. પછી તો તમને વાંધો નહિ રહેને ? " આમ કહીને ભારતી હસી પડી.

અપૂર્વે વધારે કોઇ વાંધો ન ઉઠાવ્યો. બત્તી અને ધોતીયું લઇ તે નીચે ચાલ્યો ગયો. પરંતુ તેનો ચહેરો જોઈ ભારતીને સમજતાં વાર ન લાગી કે તે હોટલનું જમવાને અત્યંત સંકોચ અને વિઘ્ન અનુભવી રહ્યો છે.

થોડીક વાર પછી અપૂર્વ જ્યારે રેશમી સાડીને ધોતીયાને

બદલે પહેરીને એક લાકડાની બેંચ પર બેઠો હતો, ત્યારે ભારતી એકલી જ બારણું ખોલી અંધારામાં બહાર ચાલી ગઈ. જતાં જતાં એ કહેતી ગઈ કે "સરકાર મહારાજને લઈને હું જલ્દી જ આવું છું, તમે નીચે જ રહેજો. વાસ્તવમાં પાછા આવતા વાર ન લાગી. હજુ હમણા જ અપૂર્વની સંધ્યા પૂજા પુરી થઈ હતી ત્યાં તો ભારતી હાથમાં બત્તી લઈને સાવધાનીથી અંદર દાખલ થઈ. સાથે સરકાર મહારાજ હતો. એના હાથમાં પીત્તળના ઢાંકણથી ઢાંકેલી થાળી હતી. અને એની પાછળ પાછળ એક માણસ પાણીનો ગ્લાસ અને આસનીયું લઈ આવ્યો હતો. એણે ભારતીના કહેવા મુજબ ઓરડાના એક ભાગ પર પાણી છાંટી ચોકો કરી આસનીયું પાથર્યું, અને સરકાર મહારાજે ત્યાં થાળી રાખી દીધી. એ બન્નેના ચાલ્યા ગયા પછી ભારતીએ કમાડ બંધ કર્યા અને ગળામાં સાડીનો છેડો નાખી હાથ જોડી સવિનય નિવેદન કરતાં કહ્યું–" આ મ્લેચ્છનું અન્ન નથી. સર્વ ખર્ચ ડાક્ટરબાબુનું છે. તમે વિના સંકોચે આતિથ્યનો સ્વીકાર કરી શકો છો."

પરંતુ એના આ સકૌતુક પરિહાસને અપૂર્વ પ્રસન્ન ચિત્તે ગ્રહણ કરી ન શક્યો. એનો એ અર્થ હતો કે તે નાતજાતને માનતો હતો, હરકોઈનું એંઠું ખાતો ન હતો, હોટલની બનેલી રસોઈ ખાવામાં તેને રુચિ ન હતી પરંતુ એનો એ અર્થ ન હતો કે તેને એ પણ વિચાર હતો કે એના પૈસા મ્લેચ્છે દીધા છે કે અધ્યાપક બ્રાહ્મણે! મોટા ભાઈઓએ તેની શુદ્ધાચારિણી માને બહુજ દુઃખ દીધું છે. સારી હો કે બુરી હો પણ માની આજ્ઞા અને એના હૃદયની ઇચ્છા ઉલ્લંઘન કરવામાં તેને ક્લેશ થતો હતો. આ વાત ભારતી બિલકુલ જાણતી જ ન હતી એમ પણ ન હતું. આમ છતાંય જ્યારે એણે આ આચાર વિચાર પર વ્યંગ કરીને ઉપહાસ કરવાની કોશિશ કરી ત્યારે તે અત્યંત બળી જળી ગયો. પણ કંઈ જવાબ ન આપતાં તે આસન પર બેસી ગયો અને ઢાંકણુ ઉઘાડી જમવા

લાગ્યો. ભારતી સાવધાનીપૂર્વક દરેક પ્રકારની આભડછેટ બચાવતી દૂર જમીન પર જઈ બેઠી; અને થાળીમાંના ભોજનને આમથી તેમ તેને મુકતાં જોઇ મનમાં ને મનમાં સંકુચિત અને અત્યંત ઉદ્વિગ્ન થઇ ગઈ. પોતે ખ્રિસ્તી છે એટલે હોટલના રસોડામાં દાખલ થઇ શકી ન હતી અને એ વાતનો એને વિચાર પણ નહોતો થયો કે સરકાર મહારાજ પાછળ વધેલી વસ્તુ ભેગી કરીને થાળી પીરસી લાવ્યો હતો. ઓરડામાં પૂરતું અજવાળું ન હતું છતાંય ઢાંકણું ખુલતાં જ ભોજન સામગ્રી નજરે પડતાં ભારતી અવાક્ થઈ ગઈ. અનેક વખત એણે પોતાના ઉપરના ઓરડાના છિદ્રમાંથી છુપાઇને અપૂર્વની ભોજન સામગ્રી અને ખાવાની રીત જોઈ હતી મહારાજની નાની મોટી ભૂલથી આ વહેમી માણસનું ખાવાનું અટકતું એણે કેટલીયેવાર પોતાની આંખોએ દેખ્યું હતું. એ અપૂર્વ આજે ચૂપચાપ મ્લાન મુખે આ વાહિયાત ભોજન ખાવા લાગ્યો ત્યારે એનાથી રહેવાયું નહિ. એ વ્યાકુળ બની બોલી ઉઠી:—"રહેવા દો, એ ખાવાની જરૂર નથી એ તમે નહિ ખાઈ શકો."

"ખાઈ નહિ શકું ? કેમ ?" અપૂર્વે વિસ્મિત થઈ મોં ઊંચું કરી કહ્યું.

"નહિ, નહિ ખાઇ શકો." ભારતીએ ફક્ત માથું હલાવી કહ્યું.

"નહિ, મજાથી હું ખાઇશ." આટલું કહી જેવો તે કોળિયો ભરવા ગયો ત્યાં ભારતી ઉઠીને બિલકુલ પાસે આવી ઉભી, અને બોલી: "તમે ખાઈ શકો પણ હું નહિ ખાવા દઉં. જબરજસ્તીથી ખાઈ બિમાર પડશો તો આ પરદેશમાં આખરે ભોગવવું તો મારે જ પડશે! ઉઠો, ઉભા થાવ."

"તો ખાઉં શું ? આજ તલવરકર પણ ઑફીસમાં કંઈ ટીફીન લાવ્યો ન હતો. થોડુંક તો ખાઈ લેવા દો, શું કહો છો ?"

આમ કહી તેણે એવા ઢંગથી ભારતીના મોઢા સામું જોયું કે તેની અસીમ ભૂખ જાણવામાં સામાવાળાને જરાકે વાર ન લાગી.

ભારતી ઉદાસ ચહેરે હસી પડી.

"જીવ જશે તોય હું તમને આ કચરો ખાવા નહિ દઉં અપૂર્વ બાબુ! હાથ ધોઈ ઉપર ચાલો; હું કાંઇ બીજો બંદોબસ્ત કરી દઉં છું." ભારતીએ માથું હલાવી કહ્યું.

અનુરોધ કે આદેશાનુસાર અપૂર્વ શાંત બાળકની માફક હાથ ધોઈ ઉપર ચાલ્યો ગયો. દસ મિનિટ પછી રસોઇ એ સરકાર મહારાજે અને એના સાથે એ આવી દર્શન દીધા. આ વખતે દાળભાતના બદલે એકના હાથમાં મમરા અને દૂધનો ગ્લાસ હતો અને બીજાના હાથમાં થોડાક ફળ અને પાણીનો લોટો હતો. આ વ્યવસ્થા જોઈ અપૂર્વ મનમાં ને મનમાં ખુશી થયો. આટલા થોડાજ વખતમાં આવી સુવ્યવસ્થા થવાની તેણે કલ્પના પણ કરી નહોતી. એ બન્નેના ચાલ્યા ગયા પછી અપૂર્વે પ્રસન્ન ચિત્તે જમવામાં મન પરોવ્યું. કમાડની બહાર સીડી પાસે ઊભી રહીને ભારતી જોઇ રહી હતી.

"તમે અંદર આવીને બેસો. લાકડાની ફરસમાં દોષ માનોને તો આ બર્મામાં રહેવું મુશ્કેલ થઇ પડે." અપૂર્વે ભારતીને કહ્યું.

"કહો છો શું? તમારી માન્યતા તો એકદમ ઉદાર થતી જતી લાગે છે." ભારતીએ ત્યાં બેઠાં બેઠાં હસીને કહ્યું.

"નહિ. એમાં ખરેખર કંઈજ દોષ નથી. ડાક્ટરબાબુએ કહ્યું કે ચાલો પાછા. તો હું પણ ચાલ્યો આવ્યો. અહીંયા દારૂડીઆઓના ઉધામાથી ભારે ખૂન ખરાબીઓ સુધી થાય છે એ કોણ જાણતું હતું!"

"જાણતા હોત તો શું કરત?"

"જાણતો હોત તો ! જો હું જાણતો હોત કે મારા માટે તમને આટલી તકલીફ ઉઠાવવી પડત તો હું હરગીજ પાછો આવવાને રાજી ન થાત."

"હા, જરૂર ન થાત. પણ હું તો એમ સમજી હતી કે તમે પોતે જ તમારી મેળે પાછા આવ્યા છો !"

અપૂર્વનું મોં લાલચોળ થઇ ગયું.

"કદાપિ નહિ, જરાકે નહિ. કાલે ડાક્ટર બાબુને પૂછી જોજો." તેણે મોઢું મરડીને જોરથી પ્રતિવાદ કરતાં કહ્યું.

"એમાં પૂછતા કરવાની શું જરૂર છે ? તમારી વાત પર શું હું વિશ્વાસ નથી કરતી ?" ભારતીએ શાંત ભાવે કહ્યું.

એના સ્વરની કોમળતા જોઇ અપૂર્વના દેહમાં જાણે આગ લાગી ગઇ. પોતાના પાછા આવ્યા પર ભારતીએ જે મંતવ્ય પ્રકટ કર્યું હતું, એ યાદ કરીને તે ગરમ થઇ બોલ્યો—"મને જુઠું બોલવાની આદત નથી. પછી તમે વિશ્વાસ કરો કે ન કરો એ વાત જ જુદી છે."

"હું વિશ્વાસ કેમ ન કરૂં ?"

"એ મને ખબર નથી. જેનો જેવો સ્વભાવ" એમ કહી અપૂર્વ નીચું માથું કરી ખાવા લાગ્યો.

"તમે ખોટી રીતે ગુસ્સે થઇ રહ્યા છો. હું તો ફકત એટલું જ કહી રહી હતી કે જો ડાકટરના કહેવાથી પાછા આવવાને બદલે તમે પોતાની જ ઇચ્છાથી આવ્યા હોત તો પણ એમાં વાંધો શું છે ? જેમ સાંજે તમે તમારી ઇચ્છાથી પત્તો કાઢીને મારે ત્યાં આવ્યા તો એમાં શું કંઇ ખરાબ થઇ ગયું હતું ?" ભારતીએ ક્ષણભર મૌન રહ્યા પછી ધીમેથી કહ્યું.

"સાંજે તો ખબર કાઢવા આવવું અને અડધી રાતે વિના

કારણ આવવું, એ બન્ને બરાબર એક વાત તો નથી ?" અપૂર્વ થાળી પરથી મોઢું ઉંચું કર્યા સિવાય બોલ્યો.

"એમ તો નથી. એથી જ હું તમને કહી રહી હતી કે જતી વખતે જરા કહેતા ગયા હોત તો આટલી તકલીફ ન પડત. બધુંય ઠીક ઠીક કરી રાખી શકાયું હોત." ભારતીએ કહ્યું.

અપૂર્વ ચૂપચાપ ખાવા લાગ્યો. કંઇ જવાબ આપી શક્યો નહિ. ખાવાનું લગભગ પુરૂં થઇ ગયું ત્યારે એકાએક તેણે મોઢું ઉંચું કરી જોયું કે ભારતી સ્નિગ્ધ સકૌતુક દ્રષ્ટિથી પોતાના તરફ ટીકી ટીકીને જોઇ રહી હતી.

"જુઓને, ખાવાની કેટલી તકલીફ થઇ!" ભારતી બોલી.

"આજ તમને શું થઇ ગયું છે એ કાંઇ સમજાતું નથી. બિલકુલ સીધી વાત પણ સમજી શકતા નથી." અપૂર્વે ગંભીર બની કહ્યું.

"એમ પણ હોઇ શકે કે બિલકુલ સીધી ન હોવાના કારણે જ સમજી શકતી ન હોઉં!" બોલતાં જ એ ખડખડ હસી પડી.

એને હસતી જોઇ અપૂર્વ પોતે પણ હસી પડયો અને તેને શક ગયો કે કદાચ અત્યાર સુધી ભારતી પોતાને ખોટી રીતે તંગ કરી રહી હતી. નાની વાતોમાં એ ખ્રિસ્તી છોકરી પોતાને શરૂથી છેડવાની કોશિશ કરતી આવી છે. એમ છતાંય એમાં વિદ્વેષ ન હતો કારણ કે કોઇપણ આપદ્‌વિપદ્‌માં તેના માટે આટલી બધી નિઃસંશય નિર્ભર જગ્યા આ પરદેશમાં બીજી કોઇ ન હતી, એ સત્યનો સ્વતઃ સિદ્ધની માફક તેના હૃદયે હંમેશના માટે સ્વીકાર કરી લીધો હતો.

ગ્લાસમાંનું પાણી તે પી ગયો હતો. અપૂર્વે પાણી પીવા ગ્લાસ ઉઠાવ્યો એટલે ભારતી ગભરાઇને બોલી:—"ઓહ, હવે ?"

"બીજું પાણી નથી ?"

"છે તો!" ભારતીએ ગુસ્સે થઇ કહ્યું:—"આટલો નશો

કરવાથી શું માણસોને કોઇ વાતની હોશ રહે છે? પાણીનો લોટો શિવુ નીચે સ્ટુલ પર મૂકી ગયો છે. મારૂં પણ ફૂટલું નસીબ કે એ તરફ નજર પણ ન ગઇ હવે તો કોઇ ઉપાય નથી. હવે ખાધા પછી આચમન કરતી વખતે જ પીજો, શું કહો છો? પણ નારાજ ન થતા—હું કહી દઉં છું :"

"એમાં નારાજ થવાની શી વાત છે?" અપૂર્વે હસીને કહ્યું.

"કેમ નથી? ખાતી વખતે પીવાનું પાણી ન મળે તો ઘણી અતૃપ્તિ માલમ પડે છે. એમ જણાય છે કે જાણે પેટ જ નથી ભરાયું. પણ અધુરૂં ખાવું મૂકીને ભૂખ્યા ઉઠવાનું પણ ચાલે નહિ. વારૂ, ઝટ જઇને હું શિવુને બોલાવી લાઉં છું." ભારતીએ આંતરિક અનુતાપથી કહ્યું.

"એના માટે આટલી અંધારી રાતે શિવુને બોલાવવા જશો? મને શું તમે બિલકુલ એવો જ સમજી રાખ્યો છે?" અપૂર્વે એના મોં તરફ જોઇ હસતા હસતા કહ્યું.

અપૂર્વનું પેટ ભરાઈ ગયું હતું છતાંય તે બે ચાર કોળીયા જબરજસ્તીથી ખાઇ ગયો અને છેવટે ઉઠીને ઉભો થયો તો તેને બહુ શરમ આવી.

"હું તમને સાચું કહું છું કે મને જરાકે વાંધો નથી આવ્યો. હું હાથ મોં ધોઇને જ પાણી પીશ. તમે નકામા દુ:ખી ન થાઓ."

"દુ:ખી કેમ થાઉં? કદીયે નહિ. હું જાણું છું કે દુ:ખી થવું મારે માટે કંઇ જ નથી." આટલું કહી એણે બત્તી ઉપાડી બીજી તરફ મોં ફેરવી લીધું.

"હું બત્તી બતાવું છું. નીચે જઇ હાથ મોં ધોઈ આવો. પાણીનો લોટો સામે જ રાખ્યો છે. ભૂલતા નહિ." ભારતીએ પાછું કહ્યું.

અપૂર્વ નીચે ચાલ્યો ગયો. થોડીવાર પછી ઉપર આવી જોયું કે ભારતીએ પોતાની એઠી થાળી વિગેરે ઉપાડી લઈ જગ્યા બિલકુલ સાફ કરી નાખી હતી અને ચોકા માટે જે સામાન આઘો ખસેડયો હતો, એ બધો જ્યાંનો ત્યાં ગોઠવી દીધો હતો. એ સિવાય જે પર તે પહેલા આવીને બેઠો હતો, એ આરામ ખુરસીની પાસે એક ટિપાઈ પર રકાબીમાં સોપારી, એલાયચી વગેરે મૂકી રાખ્યાં હતાં. ભારતીના હાથમાંનો નેપકીન લઈ હાથ મોં લૂછી નાખ્યા અને પછી સોપારી, એલાયચી વગેરે મોંમાં નાંખી એ આરામ ખુરસી પર બેસી, પીઠ ટેકવી આરામથી તૃપ્તિનો ઉચ્છવાસ લેતાં લેતાં તેણે કહ્યું:—" આહ, હવે જરા દેહમાં દમ આવ્યો. કેવી જોરથી ભૂખ લાગી હતી ! "

ભારતી તેની આંખોની સામેથી બત્તી ઉઠાવી એક બાજુ મૂકી રહી હતી ત્યારે એના અજવાળામાં એના ચહેરા તરફ જોઈને અપૂર્વ ઉઠીને બેઠા થતા બોલ્યો:—" તમને તો ચરી લાગી ગઇ હોય એમ લાગે છે. "

" ના, ના. " ભારતીએ ઝટપટ બત્તિ મૂકતાં કહ્યું.

" નહિ કેમ ! ગળું ભારે છે, આંખો કુલીફાલી થઇ રહી છે. બરોબર ઠંડી લાગી ગઇ છે. અત્યાર સુધી કંઈ ખ્યાલ જ નહોતો આવ્યો ! "

ભારતીએ કંઈ જવાબ આપ્યો નહિ.

" ઠંડીનો પણ કંઈ વાંક છે ! આટલી રાતે કેટલી દોડધામ કરવી પડી છે. "

ભારતીએ એનો પણ જવાબ ન દીધો.

" પાછા આવીને નકામી તમને તકલીફ આપી. પણ એ કોણ જાણતું હતું કે ડાકટરબાબુ મને પાછો લાવીને છેવટે તમારા પરજ

ભાર મુકી પોતે ખસી જશે? ભોગવવું પડશું તો બધું તમારે ?" અપૂર્વે ખિન્ન કંઠે કહ્યું.

ભારતી બારી પાસે આ તરફ પીઠ કરી કંઇક કરી રહી હતી.

"એ તો ભોગવવું પડશું. પણ ભગવાન જ ભાર મૂકી દે તો ફરિયાદ કોની વિરૂદ્ધ કરાય, કહો જોઇએ ?" ભારતી બોલી.

"એટલે ?" અપૂર્વે આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

"એટલે શું એ હું રાખ જાણું છું !" ભારતીએ પહેલાની માફક કામ કરતાં કરતાં કહેવા માંડ્યું:—"પણ હું જોઇ રહી છું કે બમીમાં જ્યારથી તમે પગલાં માંડયા છે ત્યારથી બોજો ખેંચવો પડયો છે ફક્ત મારે જ. પિતાજીની સાથે લડી પડયા તમો અને દંડ ભર્યો મેં. ઘરની સંભાળ માટે રાખ્યો તમે મહારાજને અને એની સેવા કરવી પડી મ્હારે. બોલાવી લાવ્યા ડાકટરબાબુ અને હવે ખટપટ કરવી પડી મારે ! મને તો ડર છે કે કંઈ જીંદગીભર મારે તમારો ભાર વેઠવો ન પડે. પણ હવે રાત બહુ થોડી રહી છે. ક્યાં સુશો કહો જોઇએ ?"

"વાહ, એ હું શું જાણું ?" અપૂર્વે વિસ્મિત બની કહ્યું.

"હોટલમાં ડાકટર બાબુની ઓરડીમાં તમારા માટે પથારી કરવાનું કહી આવી છું. કદાચ બધો બંદોબસ્ત થઈ ગયો હશે."

"કોણ લઇ જશે ત્યાં સુધી ? મેં તો એ હોટલ જોઇ નથી."

"હું જ લઇ જઇશ. ચાલો, બૂમ મારીને એમને ઉઠાડીએ."

"ચાલો." કહીને અપૂર્વ એકાએક ઉભો થઈ ગયો.

"પણ તમારા ઓશિકું અને ઓછાડ તો હું લઈ જઇશ. એ વગર મને નહિ ચાલે. બીજાની પથારી પર તો જાન જાય તોય હું નહિ સુઈ શકું." આમ કહી તે પલંગ પરથી એનું ઓશિકું અને ઓછાડ લેવા જતો હતો, ત્યાં ભારતીએ તેને અટકાવ્યો. એનું મલિન

ગંભીર મુખ સ્નિગ્ધ કોમલ હાસ્યથી ઝળકી ઉઠયું પણ એ તેનાથી છુપાવવા મોં ફેરવી ધીમેથી બોલી:—" આ પણ બીજાની જ પથારી છે અપૂર્વબાબુ. વાંધો ન આવે એ તો ભારે આશ્ચર્યની વાત છે! પણ જો એવી જ વાત છે તો તમારે હોટલમાં સુવા જવાની જરૂર નથી. તમે આ પલંગ પર સુઈ રહેજો." કલાક પહેલાં જ પોતાના આપેલા વસ્ત્રથી ભગવાનની ઉપાસના કરવામાં પણ તમને વાંધા જેવું જણાયું હતું. એ વાત ભારતીએ જાણી બુઝીને ન કહી.

અપૂર્વ વધુ સંકુચિત બની ગયો.

" પણ તમે ક્યાં સુશો? તમને તકલીફ નહિ થાય?"

" જરા પણ નહિ " ભારતીએ ડોક હલાવી કહ્યું.

આંગળીથી બતાવતા ભારતીએ પાછું કહ્યું:—" પેલી નાની ઓરડીમાં કોઈ પણ ચાજ પાથરી હું આરામથી સુઇ રહીશ. કંઇપણ પાથર્યા વગર ફક્ત લાકડાની ફરશ પર મહારાજની પાસે કેટલીય રાતો વીતાવી દીધી છે; પણ એ તો આપે જોયું નથી."

" એક રાતે મેં પણ જોયું છે. બિલકુલ જોયું નથી એમ તો નથી." અપૂર્વે મહિના પહેલાની વાત યાદ કરી કહ્યું.

" એ રાતની તમને યાદ છે? વારૂ, એ માફક એક રાત વળી જોઈ લો." ભારતીએ હસતા ચહેરે કહ્યું.

અપૂર્વ થોડીકવાર નીચી નજર કરી બેસી રહ્યો.

" એ સમયે તો મહારાજ બિમાર હતો; પણ અત્યારે લોક શું સમજશે!" અપૂર્વ પાછો બોલ્યો.

" કંઇપણ નહિ સમજે, કારણ કે બીજાની વાત પર નિરર્થક ખ્યાલ કરવાનું નાનું મન અહીંયા કોઇને પણ નથી."

" નીચેની બેંચ પર પણ બિસ્તરો પાથરી આસાનીથી હું સુઇ શકીશ."

"તમે તો સુઇ શકો પણ હું સુવા ન દઇ શકું! એની કાંઇ જરૂર નથી. હું તમારા માટે અસ્પૃશ્ય છું એટલે તમારા દ્વારા મને કાંઇ નુકશાન થશે એવો ડર તો મને છે જ નહિ."

"મારા દ્વારા તમારું રજ માત્ર પણ અનિષ્ટ થઇ શકતું હોય એવી વાતનો મને પણ કોઇ ડર નથી. પરંતુ તમે તમારી જાતને અસ્પૃશ્ય કહો છો તેથી મને ઘણું દુઃખ થાય છે. અસ્પૃશ્ય શબ્દમાં ઘૃણાનો ભાવ છે પણ તમારા પ્રત્યે તો હું ઘૃણા નથી કરતો. અમારી જાત જુદી છે, તમારું અડકેલું અમે ખાઇ શકતા નથી; પરંતુ એનું કારણ શું ઘૃણા છે? આટલી ભારે જુદી વાત બીજી કોઈ હોઈ શકે નહિ. બલ્કે એ કારણથી તમે જ અંદરખાનેથી મારા પ્રત્યે ઘૃણા કરો છો. એ દિવસે સવારે તમે મને અપાર સમુદ્રમાં છોડીને ચાલ્યા ગયા ત્યારનો તમારો ચહેરો મને આજે પણ યાદ છે, એ હું જીંદગી-ભર ભુલી નહિ શકું!" અપૂર્વે આવેગપૂર્વક કહ્યું.

"મારી અમે તે વાતમાં ભૂલ થાય એના અપરાધને તમે નથી ભૂલી શકતા?"

"કદાપિ નહિ."

"મારા એ ચહેરા પર શું હતું? ઘૃણા?"

"જરૂર."

ભારતી તેના ચહેરા તરફ જોઈ હસી પડી.

"એટલે માણસના મનને સમજવાની તમારી બુદ્ધિ બહુ જ ઝીણી છે, એમજ ને? પરંતુ એ બધું આજે રહેવા દો, તમે સુઇ જાઓ. મને તો રાતે જાગવાની આદત છે પણ તમે વધારે જાગશો તો કદાચ મારી જ આફત વધી જશે." આટલું કહી ઉત્તરની પ્રતીક્ષા કર્યા સિવાય ભારતી રેક પરથી બે કામળા ઉંચકી પડખેની ઓરડી-માં ચાલી ગઇ.

થોડીવાર પછી ભારતી પાછી આવી અને અપૂર્વના પલંગની ચારે બાજુ મચ્છરદાની બરોબર દબાવીને સુવા ચાલી ગઇ. પરંતુ અપૂર્વની મીચેલી આંખમાં ઉંઘની છાયા યે ન પડી. ઓરડાના એક ખુણામાં રાખેલી બત્તી ટમટમ્ બળી રહી હતી, બહાર ગાઢ અંધાર હતું, રાત પુરેપુરી જામી હતી તેના સિવાય બીજું કોઇપણ જાગતું ન હતું. ક્યારે ઉંઘ આવશે એનું પણ કોઇ ઠેકાણું ન હતું, છતાંય આ જાગરણમાં તેણે નિદ્રાવિહીનતાનું રજમાત્ર કષ્ટ અનુભવ્યું નહિ. આખુંય શરીર અને મન અક્ષરશઃ અનુભવ કરવા લાગ્યા કે એ ઘરમાં, એ પલંગ પર, એ નવીન અંધારી રાતમાં બસ આ રીત ચૂપચાપ સુઇ રહેવા સમાન સુંદર અને મધુર બીજી વસ્તુ ત્રિભુવનમા ન હતી. તેને એવું માલુમ પડવા લાગ્યું કે આવો એકાન્ત, ચિંતા-શૂન્ય નિશ્ચિંત વિશ્રામનો આનંદ તેને જાણે પહેલી કદીયે મળ્યો ન હતો.

સવારે ભારતીએ બોલાવવાથી તેની ઉંઘ ઉડી. આંખો ખોલી તેણે જોયું કે સામે પલંગની પાંગત પાસે ભારતી ઉભી હતી પૂર્વની બારીમાંથી પ્રભાત સૂર્યનો રંગીન પ્રકાશ એના તુરત જ સ્નાન કરવાથી ભીંજાયેલા બાલો પર, એની સફેદ રેશમી સાડીની લાલ કિનારી પર અને એના સુંદર મુખના સ્નિગ્ધ શ્યામ રંગ પર પડી રહ્યો હતો. એનું એ અપૂર્વ સૌન્દર્ય અપૂર્વની દૃષ્ટિમાં આવી સમાયું.

"ઉઠો ઑફીસે તો જવું છે ને?"

"હા જવું તો છે." કહેતો જ અપૂર્વ ઉઠી બેઠો થયો.

"તમે તો ન્હાઈ ધોઇ પણ રહ્યા?" અપૂર્વે પૂછ્યું.

"તમારે પણ ઝટપટ નહાઇ ધોઈ તૈયાર થઇ જવું પડશે. કાલ રાતે અતિથિ સત્કારમાં ઘણી ત્રુટિઓ રહી ગઇ છે. આજે અમારી સભાનેત્રીની આજ્ઞા છે કે તમને અચ્છી તરેહથી ખવરાવ્યા પીવરાવ્યા વગર કોઇ રીતે જવા જ ન દેવા."

" કાલવાળી પેલી સ્ત્રી બચી ગઈ ? "

" એને હોસ્પીટાલમાં મોકલી દીધી છે, જીવી જાય એવી આશા છે. "

એ સ્ત્રીને અપૂર્વે કદીયે આંખોથી જોઈ પણ ન હતી, છતાંય એના સારા સમાચારથી તેણે જાણે પરમ લાભ માન્યો. આજે તેને એવું માલુમ પડયું કે હવે પોતાથી કોઈનું પણ અકલ્યાણ સહ્યું નહિ જવાય.

સ્નાન સંધ્યાદિ કરી કપડાં પહેરી તે ઉપર ગયો ત્યારે લગભગ નવ વાગ્યા હતા. દરમ્યાનમાં ચોકો કરી સરકાર મહારાજ થાળી બાળી બધુંય રાખી ગયો હતો. અપૂર્વે આસન પર બેસતાં જ પુછયું:- " કેમ, તમારા પ્રેસિડન્ટ સાથે મુલાકાત તો ન થઇ. એમના અતિથિ સત્કારની કદાચ આ રીત હશે ? "

" તમારા જવા પહેલાં જરૂર મુલાકાત થઇ જશે. એમને તમારી સાથે કંઈક કામ પણ છે."

" અને ડાકટરબાબુ, જે મને બોલાવી લાવ્યા હતા ? હજુયે કદાચ એ પથારીમાં જ પડયા હશે. " કહી અપૂર્વ હસવા લાગ્યો.

ભારતીએ એ હસવામાં ભાગ ન લીધો.

" પથારીમાં પડયા રહેવાનો એમને વખત જ નથી મળ્યો. હજુ હમણાં તો હોસ્પીટાલથી આવ્યા. સુવા, ન સુવાનાં એમને કાંઈ કિંમત જ નથી. "

આ સાંભળીને અપૂર્વને આશ્ચર્ય થયું.

" એથી એ બિમાર નથી પડતા ? "

" કદીયે જોયા તો નથી. બિમારી અને તન્દુરસ્તી બન્ને એમનાથી પરાજીત થઈ ભાગી ગયા છે. માણસની સાથે એમની બરાબરી જ થઈ શકતી નથી."

અપૂર્વને કાલ રાતની ઘણી યે વાતો યાદ આવી ગઇ.

"તમે બધાય એમની પ્રતિ અત્યંત શ્રદ્ધાની દૃષ્ટિથી જુઓ છો?" અપૂર્વ મુગ્ધ કંઠે બોલ્યો.

"શ્રદ્ધા? શ્રદ્ધા તો ઘણાયે લોકો ઘણાની કરે છે." કહેતાં કહેતાં ભારતીનો સ્વર ગાઢો થઈ ગયો.

"એમના ચાલ્યા ગયા પછી એમ જણાય છે કે અમો સર્વ રસ્તાની ધૂળમાં આડા પડીએ અને એ અમારા ઉપરથી ભલે ચાલ્યા જાય. આમ કરતાં ય અમારી આશા નહિ પૂરી થાય અપૂર્વબાબુ!" કહી એણે મોં ફેરવી આંખો લૂછી નાખી.

અપૂર્વે પછી કાંઇ ન પૂછ્યું. નીચી નજર કરી તે ભોજન કરવા લાગ્યો. તેને ઘડી ઘડી એ ખ્યાલ આવવા લાગ્યો કે સુમિત્રા અને ભારતી જેવી આટલી બધી શિક્ષિત અને બુદ્ધિમતી સ્ત્રીઓના હૃદયમાં જેણે પોતાનું આટલું ઊંચુ સિંહાસન જમાવ્યું છે, કોણ જાણે ભગવાને એને કંઈ ધાતુથી ઘડીને આ દુનિયામાં મોકલેલ છે અને કયા અસાધારણ કામ એની દ્વારા કરાવવા ઇચ્છે છે.

દૂર દરવાજાની પાસે ભારતી ચૂપચાપ બેસી રહી. અપૂર્વ પોતે પણ વિશેષ કાંઈ બોલ્યો નહિ. એ પછી એક પ્રકારે ચૂપચાપ તેનું જમવું પૂરું થયું. અત્યાર સુધીમાં કોઇ અપ્રીતિકર વાત નહોતી થઈ છતાંય આજના આનંદથી શરૂ થયેલા પ્રભાત પર અકારણ કોણ જાણે ક્યાંથી એક છાયા આવી પડી.

"ચાલો, ડાક્ટર બાબુને મળી આવીએ." ઑફીસના કપડાં પહેરી તૈયાર થઇ અપૂર્વે ભારતીએ કહ્યું.

"ચાલો, એમણે તમને બોલાવ્યા પણ છે." ભારતીએ કહ્યું.

સરકાર મહાશયની જુની ખંડિયેર જેવી હોટલમાં, એકદમ પાછળની બાજુની એક ઓરડીમાં ડાક્ટર બાબુ રહેતા હતા. ત્યાં અજવાળું ન હતું, હવા ન હતી, આસપાસ ગંદુ પાણી જમા થયું

હતું અને એમાંથી બદબો આવી રહી હતી. બહુજ જુના લાકડાની ફરસ હતી. પગ મુકતાં જ ડર લાગતો હતો કે કયાંય એ તૂટી ન જાય. આવી ગંદી ઓરડીમાં ભારતી તેને લઈ ગઇ ત્યારે તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. ઓરડીમાં દાખલ થયા પછી થોડીક વાર તો તેનાથી બરોબર કંઇ દેખી શકાયું પણ નહિ.

" આવો અપૂર્વબાબુ " ડાક્ટર બાબુએ આવકાર આપતાં કહ્યું.

" ઓહ,–કેવી ભીષણ ઓરડી આપે આપના માટે પસંદ કરી છે ડાક્ટરબાબુ ! "

" પણ કેટલી સસ્તી છે એ તો કહો ? મહિને દસ આના જ ભાડું છે ! "

" વધુ છે, વધુ. બહુ જ વધુ છે. દસ પૈસા પણ હોવા ન જોઇએ." અપૂર્વે કહ્યું.

" અમે બધા દુઃખી માણસો કેવી રીતે રહીએ છીએ એ તમારે તમારી આંખે જોવું તો જોઇએ. ઘણાઓ માટે તો આ રાજમહેલ છે ! "

" તો આવા મહેલથી ભગવાન મને હમેશાં વંચિત રાખે ! બાપરે બાપ ! "

" સાંભળ્યું છે કે કાલે રાતે તમને ભારે તકલીફ પડી, મને માફ કરજો. "

" માફ ત્યારે કરીશ કે જ્યારે આપ આ ઓરડી છોડી દેશો. એના પહેલાં નહિ."

" વારૂ, એમ કરજો. " ઉત્તરમાં ડાક્ટરે ફક્ત જરા હસીને કહ્યું.

હજુ સુધી અપૂર્વે જોયું ન હતું પણ એકાએક અત્યંત આશ્ચર્ય સાથે હવે તેણે જોયું કે દીવાલની પાસે એક ખુરશી પર સુમિત્રા બેઠી હતી.

"આપ અહીંયા છો? મને માફ કરશો, મેં બિલકુલ જોયા ન હતા."

"એમાં તમારી કસુર નથી અપૂર્વબાબુ; અંધારાનો વાંક છે."

સુમિત્રાનો સ્વર સાંભળ્યો ત્યારે અપૂર્વના આશ્ચર્યની સીમા ન રહી. એ સ્વર જેટલો કરૂણ હતો એટલો જ ખિન્ન હતો. એમ માલુમ પડયું કે જાણે હમણાં જ કોઈ દુર્ઘટના બની ગઈ છે અને એથી એ ડરી ગયેલ છે. બરોબર જોઈ કરીને તેણે ધીમેથી પૂછયું:—"ડાક્ટરબાબુ, આજ આ આપનો કેવો પોશાક છે? કયાંય જઈ રહ્યા છો શું?"

ડાકટરના માથા પર પાઘડી, અંગ પર લાંબો કોટ, ઢીલો પાયજામો અને પગમાં સલીમશાહી જોડા હતા. એક ચામડાના સૂટકેસમાં કંઇક બંડલ જેવું બાંધ્યું હતું.

"હું તો હમણા ચાલ્યો જાઉં છું અપૂર્વબાબુ. આ બધાની તમારે દેખરેખ કરવી પડશે તમને એથી અધિક કહેવાની મને જરૂર નથી લાગતી." ડાકટરે કહ્યું

"અચાનક કેમ ચાલ્યા જવાનું થયું? કયાં જાઓ છો?" અપૂર્વ દંગ થઇ જઇ બોલ્યો.

ડાકટરના સ્વરમાં કદીયે પરિવર્તન નહોતું થતું. એ પહેલાંની માફક જ સ્વાભાવિક શાંત સ્વરે બોલ્યા:—"અમારા કોશમાં શું 'અચાનક' શબ્દ હોય છે અપૂર્વબાબુ? અત્યારે હું બામોના રસ્તે, આગળ કંઇક ઉત્તર તરફ જાઉં છું. થોડોક સાચો જરીનો માલ છે. સિપાઇઓમાં એ સારા દામે વેચાઈ જાય છે." આટલું કહી વળી પાછા જરા હસી પડયા.

સુમિત્રા અત્યાર સુધી કંઇ બોલી ન હતી. એ એકાએક કહેવા લાગી:—" એમને પેશાવરથી એકદમ બામો લાવવામાં આવ્યા છે. જાણો છો એમના પર આજકાલ કેવી કરડી નજર રાખવામાં

આવે છે? તમને પણ ઘણાઓ ઓળખે છે એમ કદીયે ન ધારતા કે બધાયની આંખમાં તમે ધૂળ નાખી શકશો. હમણાં થોડાક દિવસ ન જાત તો શું થઇ જાત?" આમ કહેતા કહેતા અંતમાં એનો સ્વર કંઇક અદ્દભુત થઇ ગયો.

"તમે તો જાણો છો કે ગયા વગર કામ ચાલી શકે તેમ નથી" ડાક્ટરે સ્મિત કરતાં કહ્યું.

સુમિત્રાએ વધુ કાંઇ ન કહ્યું. પરંતુ અપૂર્વ બધોય મામલો સમજી ગયો. તેની આંખો અને બન્ને કાન ગરમ થઇ ગયા અને આખાયે અંગમાંથી આગ ઝરવા લાગી. આખરે કોઇ રીતે તેણે પૂછ્યું:—"માનો કે કોઇએ ઓળખી લીધા? અને કદાચ પકડી લીધા?"

"પકડી લીધો તો ફાંસીએ ચઢાવી દેશે. પણ દસ વાગ્યાની ગાડીને હવે વાર નથી અપૂર્વબાબુ! હવે હું જાઉં છું." એમ કહી એમણે સ્ટ્રેપમાં બાંધેલો ભારે બોજો મહા મહેનતે ઉંચકી પીઠ પર નાખ્યો અને ચામડાની બેગ હાથમાં લટકાવી લીધી.

ભારતી અત્યાર સુધી એક પણ શબ્દ બોલી ન હતી કે ન તો એણે કંઈ વાત કરી હતી; ફક્ત પગમાં શીર ઝૂકાવીને એણે પ્રણામ કરી લીધા. સુમિત્રાએ પણ પ્રણામ કર્યાં, પગ પાસે નહિ પણ એકદમ પગ પર પડીને. એમ માલુમ પડ્યું કે કદાચ એ ઉઠશે જ નહિ, એમ પડી જ રહેશે. લગભગ એક મિનિટ પછી એ ચૂપચાપ ઉઠીને ઉભી થઈ, ત્યારે એ સ્વલ્પ આલોકિત ઓરડીમાં એના પડી ગયેલો ચહેરો કોઈના જોવામાં આવ્યો નહિ.

ડાક્ટરે ઓરડી બહાર આવી કાલ રાતની માફક અપૂર્વનો હાથ પોતાની મુઠ્ઠીમાં દબાવી કહ્યું:—"ચાલો હું જાઉં છું અપૂર્વ-બાબુ! હું જ સવ્યસાચી છું"

અપૂર્વના મુખનો અંદરનો ભાગ સુકાઈને મરૂભૂમિ જેવો થઈ ગયો. તેના ગળામાંથી અવાજ જ ન નીકળ્યો, પરંતુ તેણે એ

ક્ષણે ઘુટણુ પડી પેલી સ્ત્રીઓની માફક જમીન સરસું માથું નમાવી નમસ્કાર કર્યા. ડાક્ટરે તેના માથા પર હાથ મૂકયો અને એક હાથ ભારતીના માથા પર મૂકી અસ્ફુટ સ્વરે શું કહ્યું એ કંઈ સંભળાયું નહિ. એ પછી જલ્દી જલ્દી પગલા ભરતાં એ બહાર ચાલ્યા ગયા.

અપૂર્વે ઉઠીને ઉભા થઇ જોયું તો ભારતીની પાસે તે એકલો જ ઉભો હતો અને પાછળ એ તૂટીફુટી ઓરડીના બંધ દરવાજાની અંદર એ કર્તવ્ય કઠોર અશેષ બુદ્ધિશાલિની પથેરદાબી સમિતિની ભયશૂન્ય તેજસ્વિની સભાનેત્રી શું કરી રહી હતી એ કાંઈ માલુમ પડયું નહિ.



## ૧૪

ભારતી અને અપૂર્વ બન્નેએ પાછળના બંધ બારણાં તરફ જોયું, પરંતુ કોઈ કાંઇ બોલ્યું નહિ. અપૂર્વ વિના સમજે ઘણું એટલું સમજી ગયો કે આ પ્રમાણે જે વ્યકિતએ પોતાને સ્વેચ્છાથી કેદ કરી રાખેલ છે, એના સબંધમાં કુતુહલ જ થવું જોઈએ નહિ. બન્ને હોટલની બહાર નીકળી આવ્યા પછી ભારતીએ કહ્યું:—“ચાલો અપૂર્વબાબુ, આપણે જઇએ.”

“પણ મારો તો ઓફીસનો વખત થઇ ગયો છે.”

“રવિવારે પણ ઓફીસ છે?”

“રવિવાર છે? ઓહ, મને ખ્યાલ જ ન હતો.” અપૂર્વે ખુશ થઈ કહેવા માંડયું:—“આ વાતની સવારે જ યાદ આવી હોત તો

ન્હાવા ધોવામાં ને ખાવા પીવામાં આટલી ઉતાવળ કરવી પડત નહિ. તમને તો બધીયે વાત યાદ રહે છે છતાંય આટલી વાત ભૂલી ગયા હતા ?"

"બની શકે છે. પણ કાલ રાતે તમે ખાધું ન હતું એ વાત ભૂલી ગઈ ન હતી."

"પણ હવે હું મોડું નહિ કરી શકું. મહારાજ બિચારો ફિકરમાં ને ફિકરમાં મરી રહ્યો હશે." અપૂર્વ એકદમ ઉભો થઇને બોલ્યો.

"કંઈ મરી રહ્યો નથી. એથી તો તમે જાગ્યા પહેલાં જ મેં ખબર મોકલી દીધી છે કે તમે ખુશીમાં છો."

"એને ખબર છે કે હું તમારા ત્યાં છું."

"હા, ખબર છે. સવારે જ મેં માણસ મોકલી આપ્યો છે." ભારતીએ ડોક હલાવી કહ્યું.

આ સમાચાર સાંભળી અપૂર્વ કેવળ નિશ્ચિંત જ ન થયો બલ્કે તેના મન પરથી એક જાણે ભાર ઉતરી ગયો. કાલે રાતે પાછા ફરતી વખતે, ખાતા વખતે, સૂતા વખતે, બધાય કામમાં તેને એ વાતની ચિંતા થઈ રહી હતી કે કોણ જાણે કાલ સવારે મહારાજ પોતાની વાત પર વિશ્વાસ કરશે કે નહિ. આ બર્મા દેશની કેટલીક વાતો પ્રસિદ્ધ છે. કદાચ માને કાગળમાં કંઈ અગડમ બગડમ લખી નાખે કે પાછા ઘરે જઈ કંઈ ઉંધુચત્તું મારી દે તો પાકી શાહીની માફક કાળાશ લાગી જાય તો પછી ગમે એટલું લૂછવા છતાંયે એનો ડાઘ નહિ જાય. એ નાનામાં નાની વાત પણ કાંટાની માફક તેના પગમાં હર પગલે ખૂંચી રહી હતી. આટલા વખત પછી હવે તે નિર્ભય થઈ ચાલવા લાગ્યો. મહારાજ ભલે ગમે એ કરે પણ ભારતીની વાત પર જાન જવાં છતાંય એ અવિશ્વાસ કરી શકતો ન હતો. જે ફારગતી ભારતીએ લખી દીધી હતી, એથી અપૂર્વ સારી રીતે જાણતો

હતો કે એનાથી અધિક નિષ્કલંકતાની ભારે દલીલ મહારાજના માટે બીજી કોઇ ન હતી.

"તમારી ચારે તરફ નજર રહે છે." અપૂર્વ પુલકિત ચિત્તે બોલ્યો:—"ઘર પર મેં મારી ભાભીઓને જોઇ છે અને બીજી સ્ત્રીઓને જોઈ છે, માને પણ જોયાં છે પણ આ પ્રમાણે ચારે તરફ નજર રાખતાં મેં કોઇને જોયાં નથી. સાચું કહું છું કે તમે જે ઘરના ગૃહિણી બનશો એ ઘરના લોક મજાથી આંખો મીંચી દિવસો વીતાવ્યા કરશે–કદીયે કોઈને તકલીફ ઉઠાવવી નહિ પડે આટલું હું લખી દઇ શકું છું."

ભારતીના ચહેરાની સામે થઇ જાણે એકાએક વીજળી ચમકી ગઈ. પણ અપૂર્વને એની કાંઇ ખબર ન રહી તે પાછળ પાછળ ચાલી રહ્યો હતો.

"આ પરદેશમાં તમે ન હોત તો મારું શું થાત કહો જોઇએ?" પાછળથી તે પાછો બોલ્યો. "બધુંય ચોરાઈ જાત, મહારાજ કદાચ ઘરમાં મરી ગયેલો મળત, બ્રાહ્મણના છોકરાને ભંગીઓ ઘસડીને લઇ જાત–" આવી ભયંકર સંભવનાથી તેના રૂંવાડા ઉભા થઈ ગયા. જરા ઉભા રહીને પાછો કહેવા લાગ્યો:—"તો પછી હું શું રહી શકત? નોકરી છોડીને ચાલ્યા જવું પડત અને ત્યાં પાછા જવાને તત્પર થઇ જાત. ભાભીઓની રોજ વાતો સાંભળત અને માના આંસુ દેખત. તમે તો સર્વ કાંઈ છો. તમે તો બધુંય બચાવી લીધું."

"છતાંય મારા સાથે ઝઘડી રહ્યા હતા!"

"એ બધો દોષ એ નાલાયક મહારાજનો છે. પણ મા આ બધી વાત સાંભળશે તો તમને કેટલી આશિષ દેશે એ તમે જાણતા નથી" અપૂર્વ લજ્જિત થઈ બોલ્યો.

"કેમ જાણું? મા અહીંયા આવે તો એમના મોઢેથી સાંભળી શકું ને?"

"મા અમી આવશે? તમે શું કહો છો?" અપૂર્વે આશ્ચર્ય-પૂર્વક કહ્યું.

"કેમ નહિ આવે? કેટલાઓની મા તો દરરોજ આવે છે. અહીયા આવવાથી કોઈની નાત જાત થોડીક જ નાશ પામે છે?" ભારતીએ ભારપૂર્વક કહ્યું.

વાત કરતાં કરતાં બન્ને ઉપરના ઓરડે જઈ પહોંચ્યા. અપૂર્વ ઓરડામાં દાખલ થઈને પાછો પેલી આરામ ખુરશી પર બેસી ગયો. પડખેની બારીમાંથી તડકો આવીને તેના મોં પર પડતો જોઈ ભારતીએ એ બારી બંધ કરી દીધી

"તમારી ભાભીઓ માની સેવા નથી કરતી અને તમારે હમેશાં પરદેશમાં નોકરી કરવી પડશે તો આ ઉંમરમાં એની સેવા કોણ કરશે કહો જોઈએ?" ભારતીએ કહ્યું.

"મા કહે છે કે નાની વહુ આવી મારી સેવા કરશે."

"અને એ સેવા નહિ કરે તો? તમે રહેશો પરદેશમાં, અને જેઠાણીઓની દેખાદેખી જોઈ એ પણ એમના જેવી થઈ જાય અને માની સેવા કરવાને બદલે ઉલ્ટી એમને તકલીફ દેવા લાગશે તો પછી તમે શું કરશો, કહો જોઈએ?"

અપૂર્વ ડરી ગયો.

"એમ કદી નહિ બની શકે. ધર્માત્મા ઘરની છોકરી માને કોઈ રીતે કષ્ટ આપી શકે નહિ એ તમે નિશ્ચિંત સમજો."

"ધર્માત્મા બ્રાહ્મણ ઘર?" કહી ભારતી હસી પડી. વળી પાછી એ બોલી:—"રહેવા દોને હવે! જરૂર પડે એનો કિસ્સો તમને વળી સંભળાવીશ" પાછી થોડીકવાર ચૂપ રહી બોલી "તમે માત્ર માની સેવા માટે જ વિવાહ કરી એને ત્યાં છોડી આવશો તો શું એ એના પર ભારે અન્યાય નહિ થાય?"

"હા, એ તો થશે." અપૂર્વે એના ચહેરા તરફ જોઇ કહ્યું.

"અને એ અન્યાયના બદલામાં તમે એની પાસે સુવિચારની આશા રાખશો?"

"પણ એ સિવાય બીજો ઉપાય જ શું છે, ભારતી?" અપૂર્વ થોડીક વાર ચૂપ બેસી રહ્યા પછી આસ્તેથી બોલ્યો.

"ઉપાય ભલે ન હોય પરંતુ આટલી અસંભવ આશા તમે મોટામાં મોટા ધર્માત્મા ઘરની છોકરી પાસે પણ રાખી શકો નહિ. જેનું પરિણામ કદીયે સારૂં આવતું નથી. તમારા નિષ્ઠુરતાના બદલામાં જેટલું એ પોતાનું કર્તવ્યપાલન કરશે એટલા જ તમે એની દૃષ્ટિમાં નાનાં થતા જશો. વળી સ્ત્રીની દૃષ્ટિમાં અશ્રદ્ધેય અને હીન થવા જેવું અધિક દુર્ભાગ્ય દુનિયામાં બીજું કોઈ નથી, અપૂર્વબાબુ!"

વાત એટલી બધી સાચી હતી કે અપૂર્વ નિરૂત્તર થઈ રહ્યો. શાસ્ત્રાનુસાર સ્ત્રીનું શું કર્તવ્ય છે, પતિવ્રતા કોને કહે છે, સાસુની નિઃસ્વાર્થ સેવાનું કેટલું મહત્વ છે, પતિની ઇચ્છા માત્રનું પાલન કરવામાં કેટલું પુણ્ય છે, ઇત્યાદિ અનેક પૌરાણિક કથાઓ તેણે પ્રમાણભૂત પુરૂષ પ્રમાણે પોતાના મિત્રોની સમક્ષ રજુ કરી હતી આધુનિકતાની વિરૂદ્ધ તે પુરેપુરો લડયો—ઝગડયો હતો અને પોતાની વાતોથી મિત્રોને તેણે દંગ કરી દીધા હતા, પરંતુ આ ખ્રિસ્તી છોકરીની સામે એનો આભાસ માત્ર પણ તેનાં મોંથી ન નીકળ્યો. થોડીક વાર પછી તે મનમાં ને મનમાં બડબડયોઃ—"ખરેખર, આજકાલના જમાનામાં આવી છોકરી કદાચ કોઈ હશે જ નહિ."

"કદાચ કોઈ જ હશે નહિ એમ કેમ કહી શકો છો?" અપૂર્વનો બડબડાટ સાંભળી જઈ ભારતીએ હસીને કહ્યું "ધર્માત્મા ઘરમાં નહિ હોય તો બીજે ક્યાંય હશે જે તમને સંપૂર્ણપણે જલાંજલી અર્પી શકશે. પરંતુ એને તમે શોધી કેમ કાઢશો?"

અપૂર્વ પોતાની જ ચિંતામાં હતો. ભારતીની વાત પર તેનું ધ્યાન જ ન ગયું.

"એમ તો છે" અપૂર્વે એમને એમ ઉત્તર આપી દીધો.

"તમે દેશમાં ક્યારે જશો? :'

"શી ખબર મા ક્યારે કાગળ લખી બોલાવી લેશે?" અપૂર્વે અન્યમનસ્કની માફક જવાબ દીધો. પાછો થોડીક વાર એકદમ ચૂપ થઈ ગયો.

"પિતાજીની સાથે મન ન મળવાથી મારી મા જીવનમાં કદીયે સુખી નથી થઈ. એવી માને એકલી મૂકી આવવાને જીવ કદીયે ચાલતો ન હતો. શી ખબર, આ વખતે ગયા પછી એ પાછી આવવા દેશે કે નહિ" પાછા એકાએક ભારતીના ચહેરા તરફ મીટ માંડીને જોઈ તે કહેવા લાગ્યો;–"જુઓ ભારતી, બહારથી દેખાવામાં અમારા ઘરની હાલત ભલે સારી માલુમ પડતી હોય પણ અંદરખાનેથી ખૂબ જ કઢંગી છે. શહેરના મોટા ભાગના ગૃહસ્થોની આવી જ દશા છે. ભાભીઓ ગમે તે દિવસે અમને જુદા કરી શકે તેમ છે. જો અહીંયા પાછો નોકરી પર આવી ન શક્યો તો અમારા કષ્ટોની કોઈ સીમા જ રહેશે નહિ."

"તમારે પાછા આવવું જ પડશે."

"માથી હમેશાં જુદો જ રહીશ?"

"એમને રાજી કરીને સાથે લેતા આવજો. હું નિશ્ચિત જાણું છું કે એ જરૂર આવશે."

"કદીયે નહિ. માને તમે ઓળખતા નથી. વારુ, માની લો કે એ આવી ગઈ તો એને સંભાળનારૂ અહીંયા કોણ છે?" અપૂર્વે હસતાં હસતાં કહ્યું.

"હું સંભાળીશ." ભારતીએ પણ હસતાં હસતાં કહ્યું.

" તમે ? તમે ઘરમાં આવતાં જ મા હાંડલા તોલડા ફેંકાવી દેશે. "

" કેટલીવાર ફેંકાવી દેશે ? હું રોજ રોજ ઘરમાં ઘુસી જાયા કરીશ. "

આ વાત પર બન્ને હસી પડયા.

" તમે પોતે પણ એ હાંડલાં તોલડાં ફેંકી દેવાવાળા દળના જ છો. પણ હાડલાં તોલડાં ફેંકી દેવાથી જ જો બધોય ઝઘડો મટી જતો હોય તો દુનિયાની અનેક સમસ્યાઓ બહુજ સરળ થઇ જાય. વિશ્વાસ ન હોય તો મહારાજને પૂછી જોજો." ભારતીએ એકાએક ગંભીર બની કહ્યું.

" બરોબર છે. એ બિચારો હાંડલા તોલડાં જરૂર ફેંકી દેશે પણ સાથો સાથ એની આંખોમાંથી આંસું પણ પડશે. તમારી તો એ એટલી ભક્તિ કરે છે કે જરા પટાવી લેવાતાં એ ખ્રિસ્તી બનવાને રાજી પણ થઇ જાય તો તાજ્જુબી નથી, કંઇ કહી શકાય નહિ. " અપૂર્વે ભારતીના કહેવાનો સ્વીકાર કરતાં કહ્યું.

" દુનિયામાં કહ્યું કંઇ પણ થઇ શકતું નથી, પછી ન નોકરના બાબતમાં કે ન માલિકોની બાબતમાં." આટલું કહી ભારતીએ હસવું છુપાવવા મોં નીચું કરી નાખ્યું. અપૂર્વનો ચહેરો લાલચોળ થઇ ગયો.

" પરંતુ દુનિયામાં આટલું તો કહી શકાય છે કે નોકર અને માલિકની બુદ્ધિમાં તારતમ્ય હોય છે ? " અપૂર્વ બોલ્યો.

" એ તો છે. એટલા માટે જ એના રાજી થવામાં વાર લાગે છે પણ માલિકને વાર નહિ લાગે." કહેતાં કહેતાં એની દ્રષ્ટિ દબાવેલાં હાસ્યના વેગથી ચંચળ થઇ રહી. અપૂર્વ એ મજાકને સમજી ખુશ થયો અને બોલ્યોઃ—" ખરેખર, મજાક નહિ, શું તમે મારા ધર્મ છોડવાની કલ્પના કરી શકો છો ? "

" હા, કરી શકું છું."

" ખરેખર કરી શકો છો ? "

" ખરેખર કરી શકું છું."

" પણ હું તો એ જાન જાય તોય કરી શકતો નથી."

" જાન જેવી શું ચીજ છે એ તો તમે જાણતા નથી; મહારાજ જાણે છે. પરંતુ આ વિષય પર ચર્ચા કરવાથી લાભ શું ? તમારા જેવા અંધકારમાં ભટકનારાઓને પ્રકાશમાં લાવવા કરતાં અધિક જરૂરી કામ મારે કરવાનું છે હવે તમે જરા સુઈ જાઓ."

" દિવસે હું નથી સુતો. પણ તમારે જરૂરી શું કામ કરવાનું છે ?"

" તમારી વેઠ કરવી એ શું મારા માટે એક માત્ર જરૂરી કામ છે ? મારે પણ થોડું ઘણું રાંધી કરી ખાવું પડે છે. સુવું ન હોય તો ચાલો મારી સાથે, નીચે આવી બેસો. મારા હાથનું જ્યારે કોઇને કોઈ દિવસ ખાવું જ છે તો એથી બિલકુલ અનભિજ્ઞ રહેવું ઠીક નથી." આટલું કહી એ ખડખડ હસી પડી.

" મરી જાઉં પણ તમારા હાથનું હું ખાઈ શકીશ નહિ."

" પણ હું જીવતા ગ્હોને ખાવાની વાત કરી રહી છું !" કહેતી હસતી હસતી નીચે ચાલી ગઈ.

અપૂર્વે એને બોલાવતાં કહ્યું:—" તો હવે હું ઘરે જાઉં છું. મહારાજ બિચારો ફિકર કરતો હશે." થોડીક વાર તે જવાબ માટે કાન માંડીને ઉભો. આખરે પીઠ ટેકવી સુઈ ગયો. ભારતીએ કદાચ સાંભળ્યું નહિ અગર તો સાંભળ્યા છતાંય ઉત્તર ન દીધો. પરંતુ એ કાંઈ ભારી સમસ્યા ન હતી. પણ ભારે સમસ્યા તો એ હતી કે પોતાને જલ્દી ઘર જવું જ જોઇએ કોઇપણ બહાને હવે મોડું કરવું સારૂં નહોતું લાગતું. પણ અંદરખાનેથી જવાની તાકીદ જેટલી વધુ જણાવા લાગી એટલું જ એનું અંગ આળસથી શિથિલ થઇ જવા લાગ્યું. છેવટે તે પેલી મોટી ખુરશી પર જ હાથ પર મોં રાખી સુઈ ગયો.

## ૧૫

"કેટલા વાગી ગયા? ઉઠીને જુઓ તો ખરા?" અપૂર્વ આંખો ચોળતો ઉઠીને બેઠો થઈ ગયો. દીવાલ પરની ઘડીયાળ તરફ જોઈને બોલ્યોઃ–"અરે! ત્રણ ચાર કલાકથી ઓછું નહિ સુતો હોઉં! મને કેમ જગાડયો નહિ?–વાહ, માથા નીચે આ ઓશિકું ક્યારે રાખી દીધું! એ હોવા પછી શું કોઇની ઉંઘ ઉડી જાય છે?"

"ઉંઘ ઉડવાની હોત તો ત્યારે જ ઉડી જત. એ ન રાખી હોત તો ડોકમાં વળી કંઇક નકામું દર્દ થઇ જાત. જાઓ, હાથ મોં ધોઇ આવો. સરકાર મહારાજ જળપાન લઇને ઉભો છે. એને બહુ જ કામ છે, જરા જલ્દી રજા આપી દો."

બારણાની બહાર સરકાર ઉભો હતો. મોં મરડી એણે પણ જલ્દી વિદાય લેવાનો ઇશારો કર્યો.

નીચેથી હાથ મોં ધોઇ આવી અપૂર્વે જળપાન કર્યું અને સોપારી–એલાયચી ખાતા ખાતા પ્રસન્ન ચિત્તે કહ્યુંઃ–"હવે મને રજા આપો, હું ઘરે જાઉં."

"એમ નહિ બની શકે. મહારાજને ખબર કહેવરાવી મોકલ્યા છે કે કાલે ઑફીસથી પાછા ફરતી વખતે જ તમે ઘરે આવશો. અને એ પણ સમાચાર મંગાવી લીધા છે કે તમારો મહારાજ સ્વસ્થ શરીર, મસ્ત તબીયતથી ઘરની સંભાળ રાખી રહ્યો છે. તમે જરા પણ ચિંતા ન કરો."

"પણ એમ શા માટે?"

"કારણ કે આજકાલ તમે અમારા અભિભાવક–રક્ષક છો, આજે સુમિત્રા બ્હેર અસ્વસ્થ છે, નવતારા મન્મથ બાબુને લઇને પે'લે પાર ગઇ છે અને તમારે મારી સાથે આવવાનું છે. તમારા માટે પ્રેસિડન્ટનો આ આદેશ છે. પે'લું ધોતીયું લાવી રાખ્યું છે, એ પહેરીને ચાલો."

"ક્યાં જવું છે?"

"મજુરોની ચાલીઓમાં. એટલે મોટા મોટા કારખાનાઓના કરોડપતિ માલિકોએ પોતાના મજુરો માટે જે પંક્તિબંધ નરકકુંડો બંધાવી રાખ્યા છે એ જોવાને. આજે રજાના દિવસે ત્યાં કામ છે."

"ત્યાં શા માટે?"

"નહિ તો પથેરદાબી સમિતિનું કામ શું ઘરે બેઠાં થઇ શકે છે?" ફરી જરા હસીને તે બોલી:–"તમે આ સમિતિના વિશેષ સભ્ય છો, ખાસ મોકા પર ગયા વગર તો તમે બધી વાત સમજી ન શકશો અપૂર્વબાબુ!"

"ચાલો." કહી અપૂર્વ ઓફીસનો પોશાક બદલી નાખીને પાંચેક મિનીટમાં તૈયાર થઈ ગયો.

ભારતીને આલમારી ઉઘાડીને કોઈ એક ચીજ છુપાવીને ખીસ્સામાં રાખતી જોઈ અપૂર્વે પૂછ્યું:–"એ તમે શું લીધું?"

"ભરેલી પિસ્તોલ"

"પિસ્તોલ? પિસ્તોલ શા માટે?"

"આત્મરક્ષા માટે"

"એનો પરવાનો છે?"

"નહિ."

"જો કોઇ પોલીસ પકડી લે તો આત્મરક્ષા બન્નેની થઈ જશે. કેટલા સાલની થશે, ખબર છે?"

"નહિ થાય–ચાલો"

"દુર્ગા! શ્રી હરિ! –ચાલો." અપૂર્વે દીર્ઘ નિઃશ્વાસ છોડતાં કહ્યું.

મોટી સડકથી ઉત્તરની બાજુ બર્મી અને ચીનિઓની વસ્તી વટાવીને બજાર પડખે થઈ લગભગ માઈલ ભરનો રસ્તો ચાલ્યા પછી બન્ને એક મોટા કારખાનાની સામે જઈ પહોંચ્યા અને બંધ ફાટક-ની નાની બારીમાં થઈ અંદર દાખલ થઈ ચાલ્યા ગયા. જમણી બાજુ કોરૂગેટેડ ટીનના પતરાંઓના ગોદામોની કતાર હતી અને એની બીજી બાજુ કારીગર અને મજુરોને રહેવા માટે ગ્યાસલેટના ખોખા અને જુના ટીનના પતરાંની બાંધેલી પંક્તિવાર ઓરડીઓ હતી. સામેની બાજુએ એક કતારમાં પાણીના નળ હતા અને પાછલી બાજુએ ટીનના પાયખાના હતા. શરૂ શરૂમાં કમાડ હતા, પણ અત્યારે તૂટેલા ચોકઠા નકુચા પર ઝૂલી રહ્યા હતા. આ હિન્દીઓની 'કુલીલાઈન' હતી. એમાં પંજાબી, મદ્રાસી, બર્મી, બંગાલી, મરાઠી, ગુજરાતી, બિહારી, વ્રજવાસી,–હિન્દુ, મુસલમાન,–સ્ત્રી અને પુરૂષ મળી લગભગ એક હજાર પ્રાણી દિન પર દિન, મહિના પર મહિના અને વર્ષ પર વર્ષ વીતાવતા આવ્યા હતા.

"આજે કામનો દિવસ નથી, છુટ્ટી છે, નહિ તો આ પાણીના નળ પર ખૂન–ખરાબી થતી દેખાઈ આવત." ભારતીએ કહ્યું.

"છુટ્ટીના દિવસની ભીડ જોતાં પણ એનો અંદાજ કાઢી શકાય છે." અપૂર્વે ડોક હલાવતાં કહ્યું.

આટલા માણસોની સામે જ એક મદ્રાસી સ્ત્રી વાંસનો પડદો ખસેડી પાયખાનામાં જઈ રહી હતી. પડદાની હાલત જોઈને અપૂર્વ-નો ચહેરો લાલ થઈ ગયો.

"પથેર દાબી સમિતિનું કામ કરવું હોય તો બીજે ક્યાંક ચાલો, અહીંયા તો હું ઉભો પણ નથી રહી શકતો." અપૂર્વે કહ્યું.

ભારતી પોતે પણ આ વાતનો વિચાર કરી રહી હતી. પરંતુ

ઉત્તરમાં એ ફક્ત જરા હસી,—એટલે કે મનુષ્યના દરજ્જાથી ઉતરી જેમણે પશુ બનાવી દીધા છે તેમને માટે આ બધી ખટખટ ની શી જરૂરત છે?

એ પછી બન્ને ચાલીને એક બંગાલી મીસ્ત્રીના ઘરમાં ગયા. આધેડ ઉંમર હતી. કારખાનામાં પીત્તળ ઢાળવાનું કામ કરતો હતો. દારૂ પી પાટીઆની ફરશ પર પડયો પડયો કોઇને ભુંડી ભુંડી ગાળો દઈ રહ્યો હતો.

"માણેક, કોના પર ગુસ્સે થઈ રહ્યો છું? સુશીલા કયાં છે? આજે બે દિવસથી એ ભણવા કેમ નથી આવતી?" ભારતીએ બૂમ મારી કહ્યું.

માણેક કોઈ રીતે હાથ પગનો ટેકો દઈ ઉઠીને બેઠો થયો અને બારીક નજરથી જોઈ ઓળખી લીધા પછી બોલ્યો:—"બ્હેન છે? આવો, બેસો. સુશીલા તમારી સ્કુલમાં કેમ આવે બતાવો? રસોઈ બનાવવી, વાસણ બાસણ માંજવા, છોકરાંને સંભાળવા—બધું તો એને જ કરવું પડે છે,—છાતી ફાટી જાય છે બ્હેન! મોટા સાહેબને એવી અરજી કરીશ કે સાળાની નોકરી જ તૂટી જાય!"

"એ તો દઈ દેવી. અને કહે તો, સુમિત્રા બ્હેનને કહીને હું જ તારી અરજી લખાવી દઉં પણ કાલે આપણા લોકોની સભા છે— ફયારના મેદાનમાં, એ યાદ છે ને?" ભારતીએ હસતાં હસતાં કહ્યું.

એટલામાં એક દસ અગિયાર વર્ષની છોકરી ત્યાં આવી પહોંચી. એણે પોતાનાં સાડીના છેડામાંથી એક બોટલ બહાર કાઢી સાવધાનીથી રાખતા કહ્યું:—"બાપુજી, થોડામાંકો દારૂ ન મળ્યો, ટોપી મારી લઈ આવી છું. ચાર પૈસા બાકી રહ્યા છે. રામૈયો દારૂ પીને ચકચૂર બની શું કહી રહ્યો હતો, કહું?"

ઉત્તરમાં પિતાએ રામૈયાને એક ભુંડી ગાળ દીધી

"એવી જગ્યાએ તું હવે ન જતી. વારુ, તારી મા ક્યાં છે સુશીલા?" ભારતી બોલી.

"મા? મા તો પરમ દિવસે જદુ કાકાની સાથે ચાલી ગઈ છે. લાઈનની બહાર ઘર ભાડે લઈ રહે છે."

છોકરી વળી કંઈક કહેવા જતી હતી એટલામાં બાપ ગરજી ઉઠયો. "ત્યાં હું એને રહેવા દઉં! પરણેલી સ્ત્રી છે, કોઈ બજારની વેશ્યા નથી!" અનિશ્ચિત કાંપતા હાથથી સ્ક્રુના અભાવે તુટી ગયેલી કાચલી વતી એ નવી બાટલીનો બુચ ખોલવા લાગી ગયો.

ભારતીએ એકાએક પાછળથી પોતાની સાડીનો છેડો ખેંચાતો જોઈ મોં ફેરવી જોયું તો અપૂર્વનો ચહેરો બિલકુલ સફેદ પુણી જેવો થઈ ગયેલો જણાયો. તે કદીયે ભારતીને અડકયો ન હતો પણ અત્યારે તેને એની કાંઈ શુદ્ધિ ન રહી.

"ચાલો અહીંયાથી" અપૂર્વે કહ્યું.

"જરા ઉભા રહો."

"નહિ, એક મિનિટ પણ નહિ." આમ કહી તે એક પ્રકારે જબરજસ્તીથી એને બહાર લઈ ગયો. ઘરની અંદર માણેક બોટલ અને કાચલી માટે વીરદર્પથી ગરજતો રહ્યો—"ભલે કતલ કરીને ફાંસી પર ચઢવું ન પડે!—હું દાસ ગુન્ડાનો છોકરો છું, જેલ અને ફાંસી—બાંસીની હું પરવાહ નથી કરતો."

બહાર આવીને અપૂર્વ જાણે આગની માફક ભભૂકી ઉઠયો:— "હરામજાદા, બદમાશ, દારૂડીઓ, પાજી કેવો! રાક્ષસોના નરક-કુંડો જાણે બંધાવ્યા છે! અહીંયા પગ મુકતા તમને શું ઘૃણા નથી થતી."

"નહિ, કારણ કે આ નરક-કુંડ એના બનાવેલા નથી. એ

તો કેવળ બીજાઓના કાર્યનું પ્રાયશ્ચિત કરી રહ્યા છો." ભારતીએ તેના મોં તરફ જોઈ ધીમેથી કહ્યું.

"નહિ, એ લોકોએ નથી બનાવ્યા, મેં બનાવ્યા છે. છોકરીની વાત સાંભળી? એની મા જાણે કોઈ તીર્થ યાત્રા કરવા ગઈ હોય! નિર્લજ્જ શેતાન! ફરી કદી અહીંયા તમે આવશો તો સારૂં નહિ થાય, કહી દઉં છું!"

"હું તો મ્લેચ્છ ખ્રિસ્તી છું. અહીંયા આવવામાં મને શો દોષ છે?" ભારતીએ જરા હસીને કહ્યું.

"દોષ નહિ? ખ્રિસ્તીઓ માટે શું કોઈ સારી નરસી વાત જ નથી? તમારા સમાજમાં એનો શું કોઈને જવાબ આપવો પડતો નથી?" અપૂર્વે ગુસ્સામાં કહ્યું.

"મારૂં કોણ છે કે જેને મારે જવાબ દેવો પડે? કોનું માથું મારા માટે ફરશે તમે જ કહોને?"

"એ બધી તમારી ચાલાકી છે. ચાલો હવે ઘરે પાછા ફરીએ." અપૂર્વ એકાએક કોઈ ઉત્તર ન સૂઝતાં બોલ્યો.

"મારે હજી ઘણી જગ્યાએ જવું છે. તમને સારૂં ન લાગતું હોય તો ચાલ્યા જાઓ."

"ચાલ્યા જાઓ કહેવાથી જ શું તમને અહીંયા છોડીને ચાલ્યો જઈ શકું કે?"

"તો સાથે જ રહો. માણસ પર માણસ કેટલા અત્યાચાર કરી રહ્યાં છે, એ વાત આંખ ખોલીને દેખતા શીખો. ફક્ત આભડછેટથી બચીને તમે વિચાર્યું હશે કે પોતે પણ સાધુ બની રહેશે અને એકલાજ પુણ્ય સંચય કરી સ્વર્ગ જશે કેમ? એવો ખ્યાલ પણ ન કરવો." કહેતાં કહેતાં ભારતીનો ચહેરો કઠોર અને ગળાનો સ્વર

તીક્ષ્ણ થઈ ગયો. એ મૂર્તિ અને સ્વરથી અપૂર્વ પુરેપુરો પરિચિત હતો.

"પે'લી છોકરીના અને જદુનંદને જે અપરાધ કર્યો છે એ શું ફક્ત એમને દંડ દેવાથી પુરો થઈ જશે? શું તમે એના કાંઈ નથી?—એ કદાપિ બની શકે નહિ. ડાકટર બાબુને નહોતા જાણ્યા ત્યાં સુધી હું બરોબર તમારા જેવી જ હતી; પરંતુ આજે હું નિશ્ચિત જાણું છું કે આ નરકકુંડમાં જેટલા પાપ એકઠા થશે એનો ભાર તમોને પણ સ્વર્ગના દરવાજેથી પાછા ઘસડી લાવશે અને આ નરકકુંડમાં ડુબાડી દેશે. મજાલ શી છે કે તમે આ દુષ્કૃતિનું ઋણ ચુકાવ્યા વગર છુટકારો મેળવી જાઓ! આપણે બધાય આપણી પોતાની ગરજથી આવીએ છીએ અપૂર્વ બાબુ. આ વાતનો અનુભવ કરવો એ અમારી પથેરદાબી સમિતિની સૌથી ભારે સાધના છે. ચાલો." ભારતીએ કહ્યું.

"ચાલો!" અપૂર્વ નિરીહ અને નિસ્પૃહની માફક બોલ્યો.

ભારતીની વાત ન તો તે સમજી શક્યો કે ન તો એ પર તેને વિશ્વાસ થઈ શક્યો.

થોડેક દૂર આવેલાં એક ઝાડ તરફ આંગળી ચીંધી ભારતીએ કહ્યું:—"ત્યાં બંગાલીઓનો વાસ છે, ચાલો."

"બંગાલીઓ સિવાય અન્ય દેશવાસીઓમાં તમે લોકો કામ નથી કરતાં?"

"કરીએ છીએ. અમને તો બધાયની જરૂર છે, પણ પ્રેસિડન્ટ સિવાય બીજું કોઈ એ બધાની ભાષા જાણતું નથી. એ સ્વસ્થ હોત તો આ કામ એમનું જ છે, મારું નથી."

"એ હિન્દુસ્તાનની બધી ભાષાઓ જાણે છે?"

"જાણે છે."

"અને ડાક્ટર બાબુ?"

"ડાક્ટર બાબુના સંબંધમાં તમને ભારે કુતૂહલ છે!" ભારતીએ હસીને કહેવા માંડયું. "એ વાત પર તમે વિશ્વાસ કેમ નથી કરી શકતા કે દુનિયામાં જે કાંઈ જાણવા જેવું છે એ સર્વ એ જાણે છે અને જે કરવા જેવું હોય છે એ બધુંય એ કરી શકે છે. એમનું 'સવ્યસાચી' નામ કોણે રાખ્યું છે એ અમે લોકો જાણતા નથી પણ હું એટલું કહી શકું છું કે એમના માટે દુનિયામાં કોઈ વાત અસાધ્ય અને અજ્ઞાત નથી." આમ કહેતી જ એ પોતાના મનથી આગળ ચાલવા લાગી. પરંતુ એની પાછળ અપૂર્વ એકાએક ઉભો રહી ગયો અને એક ઉંડો શ્વાસ લઈ કોઈ ગહન વિચારમાં પડી ગયો. એકાએક તેના હૃદયમાં એ વાત સ્ફુરી આવી કે આ અભાગી પરાધીન દેશમાં આવડી મોટી મહાન વ્યક્તિઓની કાંઈ કિંમત જ નથી! ગમે એના હાથે કોઈ પણ ક્ષણે એ કુતરાના મોતે મરી શકે છે! દુનિયાના વિધાનમાં આટલો મોટો નિષ્ઠુર અન્યાય બીજે ક્યાંય હોઈ શકે છે? ભગવાન મંગલમય! આ જો સાચું હોય તો એ કોના અને કયા પાપનો દંડ છે?

"પાંચકોડી, આજે તબીયત કેમ છે?" ભારતીએ બૂમ મારી.

"આજે જરા સારૂં છે!" અંધારા ખુણામાંથી ઉત્તર આવ્યો, અને એક બુઢ્ઢો આદમી જમણો હાથ ઊંચો રાખી સામે આવી ઉભો. એના શરીર પર ઉપરથી નીચે સુધી કંઈ ભાગ પર લેપ કરેલો હતો.

"બેટી! છોકરીને તો લોહીના ઝાડા થઈ રહ્યા છે, કદાચ જીવશે નહિ. છોકરાને પણ કાલથી સખત તાવ ચડયો છે અને બેહોશ થઈ ગયો છે. હાથમાં એક પૈસો પણ નથી કે દવા અથવા સાબુદાણા મંગાવીને એને પીવરાવું કે ખવરાવું" આમ કહેતાં કહેતાં એની આંખમાં આંસુ ભરાઈ આવ્યા.

"પૈસા કેમ નથી?" અપૂર્વથી એકાએક બોલાઈ જવાયું.

આ અપરિચિત માણસ તરફ થોડીક વાર જોઈ રહ્યા પછી એણે કહ્યું:–'પુલી'ની સાંકળથી આ જમણા હાથમાં જખમ પડ્યો છે. મહિના ભરથી કામધંધો કંઇ કરી શકતો નથી, તો પછી પૈસા ક્યાંથી આવે બાબુજી?"

"કારખાનાનો મેનેજર કંઇ બંદોબસ્ત નથી કરતો?"

પાંચકોડીએ ડાબો હાથ કેડ પર રાખતા કહ્યું:–"હાય હાય! રોજ પર કામ કરતા મજુર માટે કોણ બંદોબસ્ત કરે છે! ઉપરથી કહી રહ્યા છો કે કામ ન કરી શકો તો ઘર ખાલી કરી દો, સારૂ થાય ત્યારે આવજો. કામ મળી જશે. આવી હાલતમાં ક્યાં જાઉં એ આપ જ બતાવો, બાબુ સાહેબ? છોટા સાહેબને હાથ પગ જોડી વધુમાં વધુ હફતા સુધી વળી રહી શકાશે. વીસ સાલથી કામ કરૂં છું બાબુજી. એ લોકો આવા નમકહરામ છે!"

આ વાત સાંભળી અપૂર્વના અંગમાં આગ લાગી ગઇ. તેને એવી ઇચ્છા થવા લાગી કે મેનેજર જો મળી જાય તો તે એને અહીંયા લાવી બતાવે કે જુઓ સારા વખતમાં જે લોકોએ લાખો રૂપિયા પેદા કરાવ્યા છે, આજે બુરા દિવસોમાં એમને કેટલું દુઃખ સહન કરવું પડે છે!

કલકત્તામાં અપૂર્વના મકાનની પાસે જ બેલગાડીઓનો અડ્ડો હતો. અત્યારે તેને એની યાદ આવી ગઈ. એક જોડી બેલ જે જીંદગીભર બોજો ખેંચી ખેંચી છેવટે ઘરડા થઈ ગયા હતા એને ગાડીવાને કસાઇને વેચી દીધા. એ હૃદયહીનતાને દૂર કરવાનો કોઈ ઉપાય નથી; લોક કાંઈ કરતા નથી અને કાંઈ કરવા ઇચ્છે તો બધાય એને પાગલ ગણી હસવામાં ઉડાડી દે છે. એ રસ્તેથી જ્યારેય તે નીકળતો હતો ત્યારે એ વાતનો વિચાર આવતા તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યા હતા. બેલો માટે જ નહિ પણ પૈસાનો લોભ

માણસને કેટલા નિષ્ઠુર બનાવી પ્રતિદિન પતન તરફ ધસડી રહ્યો છે, એ વિચાર તેને ગભરાવી મૂકતો હતો. એકાએક ભારતીની વાત યાદ કરી તે મનમાં ને મનમાં કહેવા લાગ્યો. 'બરોબર છે' 'કોણ ક્યાં શું કરી રહ્યું છે,' 'ન માલુમ,' 'હું તો નથી કરતો,' 'આમ તો થયા જ કરે છે,' 'હમેશાં થતું જ આવ્યું છે' વગેરે કહેવાથી તો આટલા મોટા પાપોની જવાબદારીમાંથી છૂટી શકાતું નથી! બેલ અને ઘોડા, એ તો કારણ માત્ર છે; આ અભાગી પાંચકોડી પણ એક કારણ છે. જે પોતાની હત્યાથી પોતાને બચાવી નથી શકતો, પોતાના કષ્ટોથી કમજોર છે, જે નિરૂપાય-લાચાર છે, જેને માણસ હોવા છતાં પણ આપણે આપણી લજ્જાહીન વંચના અને ક્રૂરહૃદય વૃત્તિથી ધીમે ધીમે મારી રહ્યા છીએ. સમળનો આજે આત્મહત્યાનો અહોરાત્ર વ્યાપી ઉત્સવ ચાલી રહ્યો છે. એની બત્તી ક્યારે બુઝાશે? આ સત્યાનાશી ઉન્મત્તતાનો અંત કેવી રીતે આવશે? મરણ પહેલાં શું એના હોશ ઠેકાણે નહિ આવે?

ઓરડીના ખાટલા પર મેલા ઘેલા, ફાટ્યા તૂટ્યા ચીંથરાઓ પર બન્ને બાળકો મડદા જેવા પડ્યા હતા. પાસે જઈ ભારતી એમના શરીર પર હાથ મૂકી તપાસ કરવા લાગી. અપૂર્વ ડરનો માર્યો ત્યાં જઈ શક્યો નહિ. પણ એ બન્ને દરિદ્ર અને પીડિત બાળકોની વેદના તેના પર હથોડાની માફક ચોટ પર ચોટ મારવા લાગ્યા. તે ત્યાં ઊભો ઊભો ઉચ્છ્વાસિત આવેગથી મનમાં ને મનમાં કહેવા લાગ્યો:–લોકો કહે છે કે આ દુનિયા છે. આ પ્રમાણે દુનિયાના બધાય કામ હમેશાં થતાં આવ્યાં છે!–પણ આ શું કંઈ દલીલ છે? દુનિયા શું ફક્ત અતીતના જ માટે છે? માણસ શું કેવળ પોતાના પુરાણા સંસ્કારથી જ અચળ બની રહેશે? નવી કોઈ વાતની શું એ કલ્પના જ નહિ કરે? ઉન્નતિ કરવાનું એનું કામ સમાપ્ત થઈ ચૂક્યું છે? જે અતીત છે, જે મરી ચૂકેલ છે, ફક્ત એની ઇચ્છા, એનું વિધાન મનુષ્યનું સંપૂર્ણ ભવિષ્ય, સંપૂર્ણ જીવન અને ઉન્નતિ કરવાના બધાય

દ્વારોને બંધ કરીને હંમેશા એ પર પોતાનું પ્રભુત્વ રાખ્યા જ કરશે?

"ચાલો."

અપૂર્વે ચોકી જઈ જોયુ કે ભારતી હતી. પાંચકોડી ચૂપચાપ ઉદાસ ઉભો હતો. ભારતી એને સ્નિગ્ધ કંઠે કહી રહી હતીઃ–"ડરશો નહિ. બધુંય સારૂં થઈ જશે. કાલ સવારે જ હું ડાકટર, દવાદારૂ બધુંય મોકલી આપીશ."

એની વાત પૂરી થતા પહેલાં જ અપૂર્વ ખીસ્સામાં હાથ ઘાલી રૂપીઆ કાઢી રહ્યો હતો ત્યાં ભારતીએ હાથ લાંબો કરી ઇશારાથી તેને રોકી દીધો. પાંચકોડીની નજર બીજી તરફ હતી, એણે એ ન જોયું. પરંતુ અપૂર્વ એનું કારણ ન સમજી શકયો. ભારતીએ પછી પોતાના ખીસ્સામાંથી ચાર આનાના પૈસા કાઢી એના હાથમાં આપતા કહ્યું:–"બાળકો માટે ચાર પૈસાની સાકર, ચાર પૈસાના સાબુદાણા અને બાકી બે આનાના દાળ ચોખા લાવી તમે આ વખતનું કામ ચલાવી લો. કાલ સવારે તમારો બધોય બંદોબસ્ત કરી દેવામાં આવશે. હવે અમે જઇએ છીએ." એમ કહી ભારતી અપૂર્વને સાથે લઈ ત્યાંથી નીકળી રસ્તા પર આવી.

"તમે ભારે કંજુસ છો. મને પણ આપવા ન દીધું અને પોતે પણ કંઈ ન દીધું." રસ્તામાં અપૂર્વે ખિન્ન થઈ કહ્યું.

"દઈ તો આવી!"

"એને 'દઈ આવવું' કહો છો? એની આ સંકટાવસ્થામાં પાઇપૈસાનો હિસાબ કરીને ચાર આના દેવા એ તો એનું અપમાન કરવા જેવું છે!"

"તમે શું દઈ રહ્યા હતા!"

શું આપવું હતું એ અપૂર્વે નક્કી નહોતું કર્યું. હાથમાં આવત એ આપી દેત. પણ હમણાં તેણે વિચાર કરી કહ્યું:–"ઓછામાં ઓછા પાંચ રૂપીઆ."

"અરે બાપરે બાપ! તમે તો છબરડો કરી દેત. બાપ તો દારૂ પીને રાતભર બેહોશ પડયો રહેત અને બન્ને બાળકો ખલાસ થઇ જાત!" ભારતીએ દાંત નીચે જીભ દબાવી કહ્યું.

"દારૂ પીત?"

"પીત નહિ? હાથમાં રૂપીઆ આવતા દારૂ ન પીએ એવી અસાધારણ વ્યક્તિ આ દુનિયામાં કોણ છે?"

"તમને તો બધીય વાતમાં મજાક જ સૂઝે છે. બિમાર બાળકોના ઇલાજ માટેના રૂપીઆનો બાપ દારૂ પી જાય, શું એ સાચું બની શકે છે?" અપૂર્વ ક્ષણભર અભિભૂતની માફક સ્તબ્ધ રહી બોલ્યો.

"સાચું ન હોય તો તમે જે દેવતાના સોગન ખાવા કહેશો—મા મનસા, ઓલીયા બીબી—" કહી ભારતી એકાએક હસી પડી. પરંતુ એ વખતે પોતાને સંભાળી એ બોલી:—"નહિ તો દાતાના હાથ દબાવી દુઃખીને કંઈક આપતા રોકી લઉં એવી હું કાંઇ થોડી છું?"

"આ બાળકોને મા નથી?"

"નથી."

"કોઈ પોતાનું કુટુંબી કે સગું યે નહિ હોય?"

"હશે, પણ કામ ન આવે એવા. દસ બાર સાલ પહેલાં પાંચકોડી એકવાર પોતાના દેશમાં ગયો હતો અને ત્યાંથી એક પાડોશીની વિધવાને ભગાડી લાવ્યો હતો. એ છોકરો છોકરી એના છે. બે સાલ થયા એ ગળે ફાંસો ખાઇ મરી ગઇ—આ પાંચકોડીનો સંક્ષિપ્ત પ્રતિહાસ છે."

"ખરેખર નરકકુંડ છે!" અપૂર્વે એક દીર્ઘ નિશ્વાસ લઈ કહ્યું.

ભારતીએ અત્યંત સ્વાભાવિક સ્વરે માથું હલાવતા કહ્યું.–"એમાં રતીભાર પણ મતભેદ નથી. પણ મુશ્કેલ એ છે કે આ બધાય આપણા જ ભાઈ બ્હેન છે. લોહીનો સબંધ અસ્વીકાર કરવાથી શાંતિ નથી મળી શકતી અપૂર્વબાબુ. ઉપર બેસી જે વિચારક સર્વ કાંઈ જોઈ રહ્યા છે તે એક એક કોડીનો હિસાબ લઈ લેશે ત્યારે છોડશે!"

"હવે ખબર પડે છે કે બિલકુલ અસંભવ નથી." અપૂર્વે ગંભીર બની કહ્યું ક્ષણભર પહેલાં પાંચકૌડીના ઘરમાં ઉભા ઉભા તેણે જે જે વાતો વિચારી હતી એ બધી વીજળી માફક એકાએક પાછી મનમાં દોડવા લાગી.

"આપણે જો માણસ છીએ તો આપણા પર જવાબદારી પણ છે." અપૂર્વે કહ્યું.

"શરૂ શરૂમાં મારાથી દેખી શકાતું ન હતું. હું પણ ગુસ્સે થઈને લડયા કરતી હતી. પણ હવે સ્પષ્ટ દેખાઈ રહ્યું છે અપૂર્વબાબુ, કે આ સર્વ અજ્ઞાની, દુઃખી, દુર્બળ ચિત્ત ભાઈબ્હેનોના માથે આ અસહ્ય પાપનો બોજો કોણ રાત દિવસ લાદી રહ્યા છે!"

પાસેની ઓરડીમાં એક ઉડિયો મીસ્ત્રી રહેતો હતો. એના પડખેના ઓરડીમાંથી વચ્ચે વચ્ચે જોરથી હસવું અને શોરબકોર સંભળાઈ રહ્યા હતા. પાંચકૌડીની ઓરડીમાંથી પણ એ સંભળાતું હતું. બન્ને એ ઓરડીમાં જઈ પહોંચ્યા. ભારતીને બધાય ઓળખતા હતા. એનું બધાયે સ્વાગત કર્યું. એક માણસ જલ્દીથી ઉઠી એ બન્નેને બેસવા માટે એક સ્ટુલ અને એક નેતરની ખુરસી ઉઠાવી લાવ્યો. કંઈ પાથર્યા વગર ખાલી લાકડાના ફરશ પર બેઠેલા છ સાત પુરૂષો અને આઠ દસ સ્ત્રીઓ દારૂ પી રહ્યા હતા. એક તૂટેલું હારમોનિયમ અને તબલા વચ્ચે પડયા હતા. તરેહ તરેહની નાની મોટી રંગ બેરંગી બાટલીઓ ચારે તરફ પડી હતી. એક બુઢ્ઢી સ્ત્રી વધુ નશો થઈ જવાના લીધે એક તરફ એવી રીતે પડી હતી કે એને નાગી પણ

કહી શકાય તેમ હતું. સાઠથી માંડી પચીસ વર્ષ સુધીની ઉંમરના સ્ત્રી પુરૂષ સામેલ હતા,—આજે રવિવાર હતો, છૂટ્ટીને દિવસ હતો. લસણ કાંદાની શાકભાજીની અને સાથે સરતી જર્મન દારૂની અવર્ણ્ય દુર્ગન્ધ અપૂર્વના નાકમાં જતાં જ તેનો જીવ ગભરાવા લાગ્યો. એક નાની ઉંમરની સ્ત્રીના હાથમાં દારૂનો ગ્લાસ હતો,—એ હજુ પાક્કી પીનારી નહોતી બની કારણ કે થોડા જ દિવસ પહેલાં જ દેશમાંથી આવી હતી,—એણે ડાબા હાથે પોતાનું નાક દબાવી ભારે મુશ્કેલીથી દારૂનો ગ્લાસ પોતાના મોંમાં ઠલવી દીધો અને પાટીઆની સાંધમાં વારંવાર થૂંકવા લાગી. એક પુરૂષે જઇને ઝટપટ એના મોંમાં શાકનો કોળીઓ ભરાવી દીધો. એક ભારતીય સ્ત્રીને પોતાની આંખ સામે દારૂ પીતાં જોઇ અપૂર્વ એકદમ માંદા જેવો થઇ ગયો. પરંતુ તેણે બાડી આંખે ભારતીના ચહેરા તરફ નજર કરી તો જોયું કે આટલા બધા ભયાનક બિભત્સ દ્રશ્યથી પણ તેના ચહેરા પર કોઈ જાતની વિકૃતિનું ચિહ્ન પણ ન હતું! એ બધું એણે સહન કરી લીધું પણ થોડીવાર પછી ઘરમાલિકની ફરમાશથી દુનિયાએ 'પનિયા ભરન ગઇ' ગાવું શરૂ કર્યું અને એની પડખે બેઠેલો માણસ હાર-મોનીયમ એકદમ ખેંચીને એની એક ચાવી દાબી જોરથી એવો કર્કશ સૂર કાઢવા લાગ્યો કે એ જુલ્મ ભારતીથી સહન કરી શકાયો નહિ. એ વ્યસ્ત થઈને બોલી:—"મીસ્ત્રી સાહેબ, કાલે આપણા લોકોની સભા છે. ભૂલ્યા નથીને? બધાએ આવવાનું છે."

"જરૂર, જરૂર બ્હેન!" એમ કહેતો કહેતો કાલીચરણ એક ગ્લાસ દારૂ ગટગટાવી ગયો.

"નાનપણમાં વાંચ્યું છે કે એક એક મુંજ વણીને રસી બનાવાય છે. બધાના એક થયા વગર તમે લોકો કાંઇપણ કરી શકશો નહિ. ફક્ત તમારા લોકોના ભલા માટે સુમિત્રાબ્હેન કેટલી મહેનત કરી રહ્યા છે, કહો જોઇએ?"

આ વાત પર બધાએ એક સાથે જ પોતાનો અભિપ્રાય વ્યકત કર્યો.

" તમારા લોકો વિના શું આટલા મોટા કારખાના એક રોજ પણ ચાલી શકે તેમ છે? તમે લોકો તો સાચા માલિક છો. આ તો સીધી વાત છે કાલીચરણ. આટલું પણ તમે લોકો ન સમજો તો કેમ કામ ચાલે?"

"સાચી વાત છે. અમારા લોકો વિના બધું અંધારૂં છે." બધા બોલી ઉઠ્યા.

"વળી તમો લોકોને કેટલી તકલીફ છે, જરા વિચારી તો જુઓ! વગર વાંકે તમો લોકોને બુટની લાતો મારીને કાઢી મુકે છે. આ પડખેની ઓરડીમાં જુઓઃ કામ કરતા પાંચકોડીનો હાથ તૂટી ગયો એટલે આજ એ ભૂખે મરી રહ્યો છે! મોટા સાહેબ ઓરડી-માંથી કાઢી મૂકવા માગે છે! એ લોકો કરોડો રૂપીઆ નફો કરી રહ્યા છે. એ કોની કૃપા? અને તમો લોકોને એમાંથી શું મળે છે? એ દિવસ શ્યામલાલને છોટા સાહેબે ધક્કો મારી પાડી દીધો. આજે પણ એ હોસ્પીટાલમાં પડી સડી રહ્યો છે. આ બધું તમે લોકો શા માટે સહન કરી લો છો? એકવાર એકી સાથે ખડા થઈ કહો," 'આ અત્યાચાર હવે નહિ સહીએ,' પછી જુઓ કે તમારા શરીર પર હાથ કોણ ઉઠાવે છે! ફક્ત એક જ વખત તમારી સાચી તાકાત બતાવી દયો. આથી વધુ તમો લોકો પાસે અમે કાંઈ માગતા નથી કાલીચરણ!"

એક દારૂથી ચકચૂર બનેલો માણસ અત્યાર સુધી આડું મોં રાખીને સાંભળી રહ્યો હતો. એ બોલ્યોઃ—"બાબા, અમે શું નથી કરી શકતા? આવો એક પેચ ઢીલો છોડી દીધો કે ધ ડ ધ ડ ધ ડા મ! બસ! અડધા કારખાના હવા ખાઈ જાય!"

"નહિ નહિ, દુલાલ, એવું કરવાની જરૂર નથી, એવું ન કરતા. એથી તમે લોકોને નુકશાન છે! ઘણા માણસો મરી જાય કદાચ,– નહિ નહિ, એવી વાત સ્વપ્નામાં પણ ન વિચારતા. એથી અધિક બીજું પાપ નથી." ભારતીએ ડર ખાઇ કહ્યું.

"નહિ જી. હું શું એ સમજતો નથી? હું તો એક વાતની વાત કહી રહ્યો છું કે આપણે લોકો શું કરી શકીએ તેમ છીએ!" દુલાલે દારૂડીઆની જેમ હસતા કહ્યું.

"તમારા લોકોએ સત્ય માર્ગ પર, સાચ્ચા રસ્તા પર ઉભા રહેવું જોઇએ. એથી તમને બધુંય મળી જશે. એ લોકો પર તમારા જે રૂપીઆ પડયા છે એ પાઈએ પાઈ વસુલ કરવી છે." ભારતીએ કહ્યું.

સ્ત્રી પુરૂષો બધા મળીને શોર મચાવવા લાગ્યા.

"સાંજ પડવા આવી છે. હજુ એક જગ્યાએ જવું છે. આટલા માટેજ અમે હવે જઇએ છીએ. પણ કાલની વાત તમે લોકો જરાકે ન ભુલતા." એમ કહી ઉભી થઇ ગઇ.

કાલીચરણના ઘરની આ બેહુદી ધીંગામસ્તી અપૂર્વને બહુજ ખરાબ લાગી પરંતુ છેવટે ચાલતા ચાલતા જે વાતો થઈ એથી તો તેના ક્રોધનો પારજ ન રહ્યો. બહાર આવી તેણે ગુસ્સે થઈ કહ્યું:– "આ બધી વાત તમે આ લોકોને શા માટે કહેવા બેઠા?"

"કઈ વાત?" ભારતીએ જરા આશ્ચર્ય થઈ પૂછ્યું.

"એ લોક નાલાયક હરામજાદા દારૂડીઆ રહ્યા. દુલાલ હતો કે કોણ–એણે શું કહ્યું એ સાંભળ્યુંને? માની લો કે આ વાત કોઈ સાહેબના કાને પહોંચી ગઈ તો?" અપૂર્વે પહેલાંની માફક ગુસ્સે થઈ કહ્યું.

"સાહેબના કાન સુધી પહોંચે કેવી રીતે?"

"અરે એ જ લોકો કહી દેશે. એ બધાને તમે યુધિષ્ઠિર સમજો છો? દારૂના નશામાં ક્યારે શું કરી નાખે એ કંઇ કહેવાય છે? ત્યારે તમારા જ ઉપર દોષ આવશે! એમ પણ બને કે એ લોકો કહી દે કે તમે જ શિખવાડ્યું હતું!"

"પણ ઇશ્વરે તો એ જુઠી વાતને!"

"જુઠી વાત! અરે અંગ્રેજી રાજ્યમાં જુઠી વાત પર શું કોઇને સજા નથી મળતી? રાજ્ય જ જુઠી વાત પર ઉભું થયું છે." અપૂર્વે અધીર થઈ કહ્યું.

"તો મને પણ સજા થશે?"

"તમે કહી દીધું કે સજા થઇ જશે! નહિ, નહિ, એ બધું નહિ થાય. અહીંયા તમારૂં આવવું કદાપિ નહિ બની શકે, કદાપિ નહિ."

થોડેક દૂર આગળ એક માણસને મળવાની જરૂર હતી પણ બારણે તાળું વાસેલું જોઈ બન્ને એ રસ્તેથી પાછા ફર્યાં. કાલીચરણના ઘરની સામે આવી જોયું તો 'પનિયા ભરન ગઇ' ગાવું બંધ થઇ ગયું હતું અને એના બદલે મતમત્ત ચર્ચા શરૂ થઈ ગઈ હતી. એક સ્ત્રી નશામાં ચકચૂર બની પોતાના પતિના શોકમાં રોઈ રહી હતી, બીજો માણસ એને એમ કહી સાન્ત્વના દઇ રહ્યો હતો કે દેશની વાતો યાદ કરવાથી હવે કોઈ ફાયદો નથી, અહીંયા પાછું તારૂં બધુંય થઈ જશે, તું માનતા માનીને દર પુનમે સત્યનારાયણની કથા વંચાવતી રહે. કેટલાક માણસો એવી વાત પર ઝઘડો કરી રહ્યા હતા કે એ ખ્રિસ્તી સ્ત્રી કારખાનામાં હડતાળ પડાવવા માગે છે, હડતાળ પડે તો આપણી મુશ્કેલીનો પાર નહિ રહે, એ લોકોને હવે આ લાઈનમાં આવવા દેવા જ ન જોઈએ. કાલીચરણ બીજી સમજાવીને કહી રહ્યો હતો કે હું કંઇ બેવકુફ નથી. હું એ લોકોના ફક્ત રંગઢંગ

જોઈ રહ્યો છું. એક અત્યંત હોશિયાર સ્ત્રીએ સલાહ દીધી કે બચ્ચા સાહેબને અત્યારથી સાવચેત કરી દેવા જોઈએ.

ત્યાંથી ભારતીને જબરજસ્તીથી ખેંચી લઇ અપૂર્વે તીક્ષ્ણ સ્વરે કહ્યું:–" વધુ કરશો આ લોકોનું ભલું? નમકહરામ છે હરામજાદા! પાજી! બદમાશ! ઓહ–પડખેની ઓરડીમાં બે અનાથ બાળકો મરી રહ્યા છે. કોઇ એ તરફ તો આંખ ઉંચી કરીને જોતા પણ નથી! નરક તો બીજું કયાં હશે?"

" અચાનક શું થઈ ગયું તમને?" ભારતીએ તેના મોં તરફ જોઈ કહ્યું.

" મને કંઈ નથી થયું. હું તો જાણતો હતો, પણ તમે સાંભળ્યું કે નહિ?"

" નવી કોઇ વાત નથી. એવી વાતો તો અમે રોજ સાંભળીએ છીએ."

" આવી સેતાની? આટલી કૃતઘ્નતા? એમને આપણા દળમાં મેળવવા તમે માગો છો? એમનું તમે ભલું કરવા માગો છો?" અપૂર્વ ગરજીને બોલ્યો.

ભારતીના સ્વરમાં કોઈ જાતની ઉત્તેજના ન આવી. એ જરા મલિન હાસ્ય હસી બોલી:–" એ લોક કોણ છે અપૂર્વબાબુ? એ પણ આપણે જ છીએ. આવી નાનીશી વાતને તો તમે ભૂલી જાઓ છો એટલે જ ગરબડમાં પડી જાઓ છો. વળી ભલાઇનું પૂછો છો? 'ભલાઇ કરવી' એ જો દુનિયામાં કોઈ શબ્દ હોય અને એની જો કયાંય જરૂર હોય તો અહીંયા જ છે. ડાકટર સાહેબની ભલાઇ તો કહી જાય તેવી નથી, અપૂર્વબાબુ!"

અપૂર્વે આ વાતનો કોઈ જવાબ આપ્યો નહિ. તે ચૂપ જ રહ્યો.

બન્ને જણા ચૂપચાપ ફાટકની બહાર આવી પાછા પેલા બમી

મહોલ્લામાં થઈને મોટી સડક પર જઈ પહોંચ્યા. સંધ્યા વીતી ગઈ હતી. ગૃહસ્થોના ઘરમાં બત્તીઓ બળી રહી હતી. સડકની બન્ને બાજુએ રાત દુકાનો લાગી ચૂકી હતી અને એમાં વેચાણ થઇ રહ્યું હતું. એની વચ્ચે થઇ ભારતી ચૂપચાપ જલ્દીથી ચાલવા લાગી. વસ્તી પુરી થઈ અને મેદાન શરૂ થયું તો સડકના નાકા પર ભારતીએ પાછળ જોઈ અપૂર્વને કહ્યું:–" તમે ઘર જવા ઇચ્છતા હો તો આ સડક જમણા તરફ સીધી શહેર તરફ જાય છે."

" આપે શું કહ્યું?" અપૂર્વ અન્યમનસ્ક હાલતમાં બોલ્યો.

" હવે તમારૂં મગજ ઠંડુ થયું છે, યથાયોગ્ય સંબોધનના શબ્દ યાદ આવી ગયા?"

" એટલે?"

" એટલે ગુસ્સામાં 'આપ' અને 'તમે'નો ભેદ ભુલી ગયા હતા. હવે હોશમાં આવી ગયા."

" તમે નારાજ તો નથી થયાને?" અપૂર્વે અત્યંત લજ્જિત થઈ ભારતીનું કહેવું માન્ય કરી કહ્યું.

" જરા થઈ હોઉં તો પણ શું વાંધો છે? ચાલો." ભારતીએ હસીને કહ્યું.

" પાછો આવું?"

" આવશો નહિ તો શું આ અંધારા રસ્તે હું એકલી જઇશ?"

અપૂર્વે કોઈ વાંધો ન ઉઠાવ્યો. એ દારૂડીઆઓની વાતોને તે કોઇ રીતે ભૂલી ગયો ન હતો. ચાલતા ચાલતા એકાએક કડવા સ્વરે તે બોલ્યો:–" આ બધું સુમિત્રાનું કામ છે. તમારે અહીંયા સરદારી કરવાની શી જરૂર છે? કોણ જાણે ક્યાં કોઇ શું કરી બેસે, પછી તમારા માટે પાછા ખેંચાવું પડે!"

" એ તો થવા દો."

"વાહ વાહ, થવા દો! ખરી વાત એ છે કે સરદારી કરવી એ તમારો સ્વભાવ છે, પણ એ માટે બીજી ઘણી યે જગ્યા છે."

"એક તો દેખાડી આપો?"

"મને શી પડી છે!"

અહીંયા સમારકામ માટે સડક ખોદાઇ રહી હતી. જતા વખતે દિવસે કોઇ હરકત નહોતી આવી પણ હવે બન્ને તરફના ઝાડોની છાયાથી અને ગાઢ અંધારૂ થઇ જવાથી રસ્તો દુર્ગમ થઇ ગયો હતો. ભારતીએ પોતાનો હાથ લંબાવી અપૂર્વનો ડાબો હાથ જોરથી પકડી લીધો.

"મારો સ્વભાવ તો નહિ જાય અપૂર્વબાબુ. કોઇને કોઇ કામ તો જોઇએ જ. પરંતુ તમારા જેવા અનાડીની ઉપર જો સરદારી મેળવું તો વળી બધુંય કામ છોડી દઉં" ભારતી બોલી.

"તમારી સાથે વાતોમાં હું જીતી શકતો નથી." કહેતો તે હોશીયારીથી જોતા જોતો રસ્તે ચાલવા લાગ્યો.



## ૧૬

બીજા દિવસના ત્રીજા પહોરે સુમિત્રાના નેતૃત્વ નીચે ફ્યાર મેદાનમાં જે સભા થઇ એમાં ઘણા માણસો આવ્યા નહિ. એ એટલે સુધી કે જે લોકોએ વ્યાખ્યાન આપવાના વચનો આપ્યા હતા એમાંથીયે પણ ઘણા આવી શક્યા ન હતા નાના કારણથી સભાનું કામકાજ ચાલુ કરવામાં પણ મોડું થઇ ગયું હતું

અને દીવાબત્તીનો બંદોબસ્ત થઇ ન શકવાથી સાંજ પડતાં જ એ વિખેરી પણ નાખવી પડી હતી. સુમિત્રાના વ્યાખ્યાન સિવાય લગભગ એ સભામાં ઉલ્લેખ યોગ્ય કંઇ પણ થઈ શક્યું ન હતું, પરંતુ એથી પથેર દાબી સમિતિના આ પ્રથમ ઉદ્યમને વ્યર્થ કહી શકાય એમ ન હતું; કારણ કે મજુરોમાં ચારે બાજુ એકબીજા દ્વારા વાત ફેલાઈ ગઈ હતી. તેમજ કારખાનાના માલિકોના કાન સુધી પહોં-ચવામાં પણ વાર લાગી ન હતી. ગમે એ રીતે ચારે તરફ એ ખબર ઉડી રહી કે કોઈ એક બંગાળી સ્ત્રી સારીયે દુનિયા ઘૂમી આવીને અંતે બર્મામાં આવી પહોંચી છે. જેવું એનું રૂપ છે એવી જ એની શક્તિ છે! કોઇની તાકાત છે કે એને રોકી શકે! કેવી રીતે એ સાહેબોના કાન પકડી મજુરોના માટે સર્વ તરેહના આરામ વસુલ કરી લેશે અને એમની મજુરીના પૈસા બમણા કરાવી દેશે એ બધું એણે પોતાના જ મોઢે જાહેર સભામાં સર્વને કહી સંભ-ળાવ્યું છે. આટલા માટે જે લોક ખબર ન મળવાથી એ દિવસે સભામાં જઈ શક્યા ન હતા, એ આવતા શનિવારે ફયાર મેદાનમાં જરૂર જશે.

વીસ-પચીસ માઇલના ઘેરાવામાં જેટલા પણ કારખાના હતા, એ સર્વમાં આ વાત દાવાનળની માફક ફેલાઇ ગઇ એ દિવસે સુમિત્રાને થોડાક જ માણસોએ આંખોએ દેખી હશે, પરંતુ એના રૂપ અને શક્તિની ખ્યાતિ અતિ રંજિત થઈ—એટલે સુધી કે અમાનુષિક થઇ લોકોના કાન સુધી પહોંચી કે અશિક્ષિત મજુરોમાં એકાએક જાણે એક પ્રકારની જાગૃતિ આવી ગઇ. દુનિયામાં જેઓ હમેશાં અત્યાચારથી દબાયેલા છે, પીડિત છે, દુર્બળ છે અને એ માટે મનુષ્યના સ્વાભાવિક અધિકારોથી સબળો દ્વારા વંચિત કરવામાં આવ્યા છે, પોતાની પર વિશ્વાસ કરવાનું દુનિયામાં કોઇ કારણ જેમને શોધતા નથી મળતું, એમના વિશ્વાસ દેવતા અને દૈવપ્રતિ સૌથી વધુ થાય છે. આમ હોવાથી જ સુમિત્રાની બાબતમાં ફેલાયેલી

અફવા એમને અસંગત ન જણાઈ અને એ વાત લગભગ એક રીતે નિશ્ચિત થઇ ગઈ કે એક દિવસ ગેરહાજર રહીને પણ ફયાર મેદાનમાં જરૂર બધાયે જવું. એની વાત અને ઉપદેશમાં એવો કોઈ પારસ પત્થર કદાચ હશે કે જેથી મજુરોનું દુઃખિયું નસીબ રાતોરાત એકાએક જાદુની માફક સૌભાગ્યની દીપ્તિથી ચમકી ઉઠશે અને ગમે તે થાય તોય એ દુર્લભ વસ્તુને લઇ આવવાની એમને ઇચ્છા થઇ.

એ દિવસ સાંજની સભામાં વક્તાઓના અભાવે અપૂર્વ જેવા અનાડીને પણ સાગ્રહ અનુરોધના લીધે પરાણે ઉભા થઇને બે ચાર શબ્દો કહેવા પડયા હતા તેને સભામાં બોલવાનો અભ્યાસ ન હતો એટલે જે બોલ્યો હતો એ બિલકુલ વાહિયાત હતું અને એ માટે તે મનમાં ને મનમાં ઘણો લજ્જિત પણ થયો હતો. પણ આજે જ્યારે તેને એકાએક ખબર મળી કે એ [illegible] એ દિવસનું વ્યાખ્યાન વ્યર્થ નથી ગયું. બલ્કે એટલા સુધી પરિણામ આવ્યું છે કે એમની આગામી સભામાં કારખાનાઓના કામ સુદ્ધાં બંધ કરીને હાજરી આપવાનો મજુરોએ દૃઢ સંકલ્પ કરી લીધો છે ત્યારે અભિમાન અને આત્મપ્રસાદના આનંદથી તેની છાતી અંદર જાણે ફુલીફાલી ન સમાઈ. એ દિવસે પોતાના વક્તવ્યને તે સાફ સાફ કહી શક્યો ન હતો પણ તેનો ડર જતો રહ્યો હતો. અનેક માણસોની વચ્ચે ઉભા થઇને જનતાને સંબોધન કરી બોલવામાં જે એક પ્રકારનો નશો છે એનો તેને સ્વાદ મળી ચૂક્યો હતો. આજે ઑફીસમાં આવતાં જ સુમિત્રાની ચીઠ્ઠીમાં અનેક પ્રશંસાના વાક્યો સાથે આગામી સભામાં પણ બીજીવાર વ્યાખ્યાન આપવાનું જે નિમંત્રણ મળ્યું એથી તે ભારે ઉત્તેજનાથી ચંચળ થઇ ગયો અને ઑફીસના કામમાં મન પરોવી શક્યો નહિ. કઈ રીતે પહેલાથી વધુ વિશદ, વધુ તેજ અને વધુ સુંદર ઢંગથી વ્યાખ્યાન આપી શકાય એ વાતની તે મનમાં ને મનમાં તૈયારી કરવા લાગ્યો.

બપોરે ટિફિન કરવા બેઠો ત્યાં તેણે એકદમ રામદાસને બધીયે વાત કહી દીધી. એક દિવસ પોતાના માટે જ રામદાસે ભારતીનું અપમાન કર્યું હતું,–ત્યારથી એની સાથે પોતાનો લેશમાત્ર પણ સબંધ છે એ કહેવામાં તેને શરમ આવતી હતી. અદાલતમાં જે દિવસે દંડ થયો હતો, એને અત્યારે ઘણુાય દિવસ થઈ ગયા હતા. એ વચ્ચે ઉદ્દંડ બર્બર સાહેબ મરી ગયો હતો, એની બંગાળણ સ્ત્રી મરી ગઈ હતી અને એની એ ખ્રિસ્તી છોકરી પણ મકાન છોડી બીજે ક્યાંય ચાલી ગઈ હતી–ફક્ત આટલું જ રામદાસને માલુમ હતું. પરંતુ આ અરસામાં એ મકાન છોડી ચાલી ગયેલી છોકરીની સાથે મૌન ગોપનતાની નીચે એના મિત્રના જીવનમાં કેવડું મોટું કાવ્ય અને કેટલા ગહન દુઃખનો ઇતિહાસ ઝડપથી બની રહ્યો હતો એ વાતની એને કોઈ ખબર ન હતી. આજે આનંદની અધિકતામાં અપૂર્વના મોંમાંથી બધી વાત નીકળવા લાગી ત્યારે રામદાસ તેના મોં તરફ જોતો ચૂપ થઈ બેસી રહ્યો. ભારતી, સુમિત્રા, ડાક્ટર, નવતારાથી માંડી, પેલા દારૂડીઆ સુધીનો ઉલ્લેખ કરી જ્યાં સુધી તે પોતાની પથેરદાબી સમિતિના કાર્ય અને ઉદ્દેશ્યનું વર્ણન કરી એ દિવસની કુલીલાઇનમાં ઘૂમી આવવાની વાતો એકએક કરીને કહેતો રહ્યો, ત્યાં સુધી રામદાસે એક પણ પ્રશ્ન કર્યો નહિ.

કોઈ એક દિવસ દેશના માટે આ માણુસે જેલની સજા ભોગવી છે, નેતરની સોટીઓનો માર સહન કર્યો છે, એથી અધિક ન જાણે કેટલોયે અત્યાચાર સહ્યો છે એ વાતનો ખ્યાલ કરીને અપૂર્વ રામદાસ પર શ્રદ્ધા રાખતો આવ્યો હતો. એ બધી વાત રામદાસના મોંથી ફક્ત એક દિવસ સિવાય બીજા કોઈ દિવસે પોતાના સાંભળવામાં આવી ન હતી, છતાંય તેને પોતાની કલ્પનાથી મોટો બનાવી, ઓફીસમાં મોટો હોવા છતાંય અપૂર્વ હમેશાં પોતાને રામદાસથી નાનો સમજતો હતો. તેનામાં ક્ષુદ્રતા ન હતી, રામદાસ પોતાનો

મિત્ર છે. મિત્રના પ્રતિ તેને વિદ્વેષ ન હતો, છતાંય મોટા નાનાનો ભાવ તે પોતાના મનમાંથી કોઇ રીતે દૂર કરી શકતો ન હતો. આ પ્રમાણે એ બે મિત્રોની ઘનિષ્ટતાની વચ્ચે પણ વ્યવધાનની દીવાલ ઉભી થઇ ગઇ હતી આજે સુમિત્રાનો પત્ર રામદાસની આંખો સામે રાખી પથેરદાબી સમિતિના વિશિષ્ટ સભ્ય અને દેશના કામમાં નિયોજિત–પ્રાણ સેવકના રૂપમાં પોતાને વ્યક્ત કરી એ જ ક્ષણમાં જાણે તે પોતાના મિત્રનો સમક્ષ–બરોબરીઓ થઇ ગયો અને એની સાથોસાથ ક્ષણભરમાં તેના માથા પરથી હીનતાનો બોજો ઉતરી ગયો.

ચીઠ્ઠી અંગ્રેજીમાં લખેલી હતી. તલવરકરે એ બે વાર ચૂપચાપ આદિથી અંત સુધી વાંચી અને પછી મોં ઉચું કરી કહ્યું:—" બાબુજી, આ બધી વાત આપે મને એક દિવસ પણ ન કહી ?"

" કહેવાથી પણ શું આપ સંમત થઇ શકતા હતા ?"

" આ વાત આપ કેમ પૂછી રહ્યા છો ? આપે સાથ આપવાને બોલાવ્યો છે પણ ક્યાં ?"

એના સ્વરમાં અભિમાનનો ધ્વનિ હતો એ સ્પષ્ટપણે અપૂર્વના કાનમાં જઇ ખટક્યો. તેણે થોડીવાર ચૂપ રહી કહ્યું:—" એનું કારણ છે રામદાસબાબુ. આપ તો જાણો છો કે આ બધા કામોમાં કેટલી જબરજસ્ત આશંકા છે ! આપે વિવાહ કર્યો છે, આપને પુત્રી છે, સ્ત્રી છે, આપ ગૃહસ્થ છો,—એટલે મેં આપને આ બધી—આ આંધી–તોફાનમાં સામેલ કરવા ઉચિત ધાર્યું નહિ."

" ગૃહસ્થોને શું દેશની સેવા કરવાનો અધિકાર નથી ? જન્મભૂમિ શું માત્ર આપ લોકોની જ છે, અમારા લોકોની નહિ ?" તલવરકરે આશ્ચર્યપૂર્વક કહ્યું.

" મેં એવો ઇશારો નથી કર્યો તલવરકર, મેં તો ફક્ત એ વાત કહી છે કે આપ વિવાહિત છો, ગૃહસ્થ છો. આપના શીર પર પૂરતી

જવાબદારી છે, એટલે આ પરદેશમાં આવડી મોટી વિપત્તીમાં પડવું આપને માટે ઠીક નથી." અપૂર્વે શરમિન્દા બની કહ્યું.

"કદાચ એ હોઈ શકે છે, પણ વિજિત અને પરાધીન દેશની સેવા કરવાનું નામ જ તો વિપત્તી છે અપૂર્વબાબુ. એનુ બીજું કોઈ નામ નથી એ વાત હું હમેશાં જાણું છું. હિન્દુઓમાં વિવાહ કરવો ધર્મ છે, પણ માતૃભૂમિની સેવા કરવી એ એથી પણ મોટો ધર્મ છે. એક ધર્મ બીજા ધર્મમાં અડચણ ઉભી કરતો નથી એ જો એક દિવસ પણ સમજત બાબુજી, તો હું વિવાહ જ ન કરત." તલવરકરે કહ્યું.

તલવરકરના ચહેરા તરફ જોઈ અપૂર્વે પછી કોઈ પ્રતિવાદ ન કર્યો. તે ચૂપ જ રહ્યો. પણ એ દલીલનું તેના મને સમર્થન ન કર્યું. કોઈ દિવસ પોતાના દેશના કામમાં આ માણસે બહુજ કષ્ટ સહન કર્યું છે અને આજે પણ એનું એ તેજ બિલકુલ બુઝાઈ ગયું ન હતું. જરા જેટલોય પ્રસંગ મળતાં જ એ અંદરથી ભભકી ઉઠયું છે એ વાતનો વિચાર કરી અપૂર્વ ભારે શ્રદ્ધાથી વિગલીત થઈ ગયો; પરંતુ એથી વધુ તેણે ખરેખર બીજી આશા નહોતી કરી. કહેવામાં આવતાં જ એ પોતાના કુટુંબની મમતા છોડી, એના ભરણ પોષણનો બંદો બસ્ત કરી, પથેરદાબી સમિતિના સભ્ય બનવા માટે દોડયો આવશે એ વાત પર ન તો તેને વિશ્વાસ થયો કે ન તો તેણે એવી ઇચ્છા પણ કરી. આ કેટલાક દિવસોમાં જ તેની સ્વદેશ સેવાના અધિકારની મહત્વાકાંક્ષા આટલી વધુ ઉંચી થઈ ગઈ હતી! એકાએક આ પ્રસંગને બંધ કરીને તેણે આગામી સભાના કારણ અને ઉદ્દેશની વ્યાખ્યા કરતા કરતા સરળ કંઠે એ પણ વ્યક્ત કરી દીધું કે 'મેં પોતાના જીવનમાં ફક્ત એક દિવસના સિવાય કદીયે વ્યાખ્યાન નથી આપ્યું સુમિત્રાના નિમંત્રણની ઉપેક્ષા તો હું કરી શકતો નથી, પરંતુ એકની વાત અનેકના કાનોએ સંભળાવવા લાયક ભાષા કે અનુભવ બન્નેમાંથી કંઈ મારામાં નથી.'

" ત્યારે શું કરશો ? " તલવરકરે પુછ્યું.

" વ્યાખ્યાન દેવા લાયક અનુભવના નામમાં તો મને એક દિવસ કારખાનું જોવાનો મોકો મળ્યો છે. ત્યાંના મોટા ભાગના કુલી–મજુરો પશુઓના જેવું જીવન વીતાવ્યા કરે છે, એ વાતનો હું કોઈપણ શંકા વગરનો અનુભવ કરી આવ્યો છું; પણ કેમ અને શા માટે એ કંઈ જાણતો નથી. " અપૂર્વે કહ્યું.

" વળી પાછા આપને બોલવું જ પડશે ? ન બોલો તો ? " રામદાસે હસતાં હસતાં કહ્યું.

અપૂર્વ ચૂપ રહ્યો: પરંતુ તેનો ચહેરો જોતા સ્પષ્ટ જણાતું હતું કે આટલું મોટું માન જતું કરવું પોતાના માટે બહુ જ કઠિન હતું,

" પરંતુ હું એ લોકોની બાબતમાં કંઈ કંઈ જાણું છું. " રામદાસે કહ્યું.

" આપે કેવી રીતે જાણ્યું ? "

" હું ઘણા દિવસ એ લોકોમાં રહ્યો છું, અપૂર્વબાબુ ! આપ એકવાર મારી નોકરીના સર્ટિફિકેટો જોશો તો માલુમ થઈ જશે કે મેં કારખાનાઓ અને કુલી મજુરોમાં જ ઘણા દિવસો વીતાવ્યા છે. અને આજ્ઞા આપો તો હું એમના દુઃખની ઘણીયે વાતો આપને સંભળાવી શકું તેમ છું. ખરેખર, એ લોકોને જોયા વગર તો દેશના માના વાસ્તવિક દર્દની કલ્પના પણ થઇ શકતી નથી, બાબુજી. "

" સુમિત્રા પણ બરોબર એ જ વાત કહે છે." અપૂર્વે લજ્જાપૂર્વક કહ્યું.

" વિના કહ્યે ચાલે પણ નહિ. વળી આ વાતને એ જાણે છે એટલે જ એ પથેર દાબી સમિતિની સંચાલિકા છે. બાબુજી, આત્મત્યાગનો સ્રોત તો એ છે. દેશસેવાનો આધાર એના પર છે, ત્યાં સુધી પહોંચ્યા સિવાય આપણો બધોય ઉદ્યમ, બધીયે આકાંક્ષાઓ મરૂભૂમિની સમાન એ જ દિવસમાં સૂકાઈ જશે. "

આ વાતો અપૂર્વે કંઈ નવી નહોતી સાંભળી, પરંતુ રામદાસના હૃદયમાંથી આજે એ જાણે સશબ્દ કરી અપૂર્વની છાતીમાં તીક્ષ્ણ તીરની જેમ ભોંકાઈ ગઈ. રામદાસ કંઈક વધુ કહેવા ઇચ્છતો હતો, પણ અકસ્માત પડદો હઠાવી સાહેબ અંદર આવવાથી બન્ને ચોંકીને ઉઠી ઉભા થઈ ગયા. સાહેબે અપૂર્વની સામે જોઈ કહ્યું:—" હું જાઉં છું. તમારા ટેબલ પર એક ચીઠ્ઠી મુકી આવ્યો છું. કાલે જ એનો જવાબ દેવો જરૂરી છે." એમ કહી તે એ વખતે જ બહાર ચાલ્યો ગયો. બન્નેએ ઘડીયાળ તરફ જોયું તો ચાર વાગી ગયા હતા.



## ૧૭

સાહેબના ચાલ્યા ગયા પછી આજે કંઇક જલ્દીથી વહેલી ઑફીસ બંધ કરીને બન્ને ફ્યાર મેદાન જવાને નીકળી પડ્યા. પાંચ વાગે મીટીંગ શરૂ થવાની હતી એટલે હવે એમાં વાર ન હતી એ તરફ જવાને કોઇ વાહન મળતું ન હતું એટલે જરા ઝડપથી ચાલ્યા વગર બરોબર વખતસર પહોંચી શકશે કે નહિ એની શંકા હતી. રસ્તામાં અપૂર્વે કાંઈ વાતચીત કરી નહિ. તેના જીવનનો આજ એક વિશિષ્ઠ દિવસ હતો, આશંકા અને આનંદની ઉત્તેજનાથી તેના મનમાં ભારે તોફાન થઇ રહ્યું હતું કારીગરો અને કુલી-મજુરોના વિષયમાં તેણે થોડોક એક પુસ્તકમાંથી અને થોડોક રામદાસની વાતોમાંથી પોતાના વ્યાખ્યાનનો મસાલો સંગ્રહ કરી લીધો હતો. લગભગ સન ૧૮૬૩ની સાલમાં મુંબઇમાં પહેલ વહેલી સુતરાઉ કાપડની મીલ શરૂ થઇ હતી. એ પછી વધતાં વધતાં રૂના કારખાનાઓ અને મીલોની

સંખ્યા કેટલીયે થઈ ગઈ છે. ત્યારે કુલી-મજુરોની કેવી શોચનીય સ્થિતિ હતી, કેવી રીતે રાત દિવસ એમને મહેનત કરવી પડતી હતી અને આ વિષયમાં વિલાયતના રૂના કારખાનાના માલિકો સાથે ભારતીય મીલમાલિકોનો પહેલ વહેલો ઝગડો કેવી રીતે શરૂ થયો, અને મિલ-કાનૂન કઇ તારીખે કેવી કેવી મુશ્કેલીઓ પાર કરીને પાસ થઈ પહેલ વહેલો આ દેશમાં પ્રચલિત થયો, એમાં કઈ કઈ શરતો હતી અને હવે એ કાનૂન પરિવર્તન થઈ કેવા સ્વરૂપમાં ચાલુ રહ્યો છે, મજુરોને સંગઠન અને સંઘબદ્ધ કરવાની કલ્પના ક્યારે અને કોણે કરી, એનું ફળ શું આવ્યું, વિલાયત અને હિન્દુસ્તાનના મજુરોમાં સુનીતિ અને દુર્નીતિની તુલનાત્મક આલોચના કરવાથી શું તારતમ્ય નીકળે છે અને એથી દુનિયામાં નફા-નુકસાનનું પરિણામ શું નિર્દિષ્ટ કરવામાં આવ્યું છે ઇત્યાદિ તેણે સ્મરણમાં રાખી લીધું હતું. સંગ્રહમાળામાંથી ક્યાંય કોઈ મણકો ખોવાઈ ન જાય એ ડરથી તે વારંવાર પોતાને સાવધાન કરતો રહ્યો. તેની સ્મરણ શક્તિ તેજ હતી. ઘણીયે પરીક્ષાઓ આપી હતી એટલે તેને પોતાના પર આટલો ભરોસો થઇ ગયો હતો. વ્યાખ્યાન આપતા આપતા વચમાં એકાએક તે કંઈ ભૂલી નહિ જાય, પોતાના મોંમાથી જ્યારે અત્યંત સારગર્ભિત વાક્યધારા કોઇક વાર ઉંચે સપ્તક, કોઇકવાર ગંભીર નીચા અને કોઇકવાર હુંકાર શબ્દથી ગરજતી સમાપ્ત થશે ત્યારે અસંખ્ય શ્રોતાઓની તાલીઓ કદાચ રોકી નહિ રોકાય સુમિત્રાની પ્રસન્ન દૃષ્ટિ તેને સ્પષ્ટ દેખાવા લાગી અને ભારતી ?—આટલા થોડા જ વખતમાં આટલા જ્ઞાન અને અનુભવ મેં કેમ પ્રાપ્ત કર્યા એના આનંદપૂર્ણ આશ્ચર્યથી તેનો ચહેરો ઉજ્જવળ અને આંખોની દૃષ્ટિ સજલ બની એ માત્ર પોતાની તરફ જોઈ રહેશે. તેની સાથે જલ્દી જલ્દી પગલા ભરીને ચાલવું આજે તલવરકરને પણ મુશ્કેલ લાગવા માંડયું.

તેમણે મેદાન પર પહોંચીને જોયુ કે ક્યાંય તલ મૂકવા જેટલી જગ્યા ન હતી. એટલા માણસો એકઠા થયા હતા કે જેનો સુમાર જ

ન હતો. એ દિવસના વકતા તરીકે જે લોકોએ અપૂર્વને પિછાણી લીધો, એ લોકોએ અપૂર્વના માટે રસ્તો કરી દીધો. અને જે લોકોએ ઓળખ્યો નહિ તેઓ પણ દેખાદેખીથી હઠી જઇ ઉભા થઈ ગયા. વિપુલ જનતાની વચ્ચોવચ્ચ મંચ હતો. ડાકટર હજુ સુધી આવ્યા ન હતા. એમના સિવાય પથેર દાબી સમિતિના બીજા બધાય સભ્યો હાજર હતા. મિત્રને સાથે લઇ અપૂર્વ કોઈ પણ રીતે ભીડ પાર કરીને મંચ સુધી પહોંચી ગયો. મંચ પર એક બેંચ હજુ સુધી ખાલી હતી. આંખનો ઈશારો કરી સુમિત્રાએ એ બન્નેને એના પર બેસવાને વિનંતી કરી. મંચની સામેની બાજુ ઉભો થઈ એક પંજાબી અત્યંત ભયાનક ભાષણ દઈ રહ્યો હતો. કોઈ કારખાનાની નોકરીમાંથી બરતરફ થયેલો મીસ્ત્રી કે કોઈ કારીગર હતો. અપૂર્વના આવી જવાથી ક્ષણભર એ બોલતો બંધ થઈ ગયો; પણ પાછો બમણા જોરથી બૂમો મારતો એ બોલવા લાગ્યો. સારા વકતા પાસેથી જનતા યુક્તિ–તર્ક નથી ઈચ્છતી;–જે ખરાબ છે, એ કેમ ખરાબ છે એ જાણવાની એને કોઈ ખાસ જરૂર નથી હોતી. એ તો ફક્ત જે ખરાબ છે, એ કેટલું ખરાબ છે તે અસંખ્ય વિશેષણોથી એ સાંભળીને ખુશ થઈ જાય છે. પંજાબી મીસ્ત્રીના પ્રચંડ વ્યાખ્યાનમાં લગભગ આ ગુણ પૂરતા પ્રમાણમાં હતો. એથી શ્રોતાગણ પુરેપુરા ચંચળ થઈ ગયા હતા. એ વાત એના ચહેરા પરથી સાફ માલુમ પડી રહી હતી. એટલામાં એક ભયંકર વિધ્ન આવી ઉપસ્થિત થયું. મેદાનના એક નાકે અસંખ્ય દબાયેલા અવાજે સંત્રસ્ત કોલાહલ થઈ રહ્યો અને બીજી જ ક્ષણે દેખાયું કે ઘણા લોકો ધક્કામૂકી કરીને ભાગવાની કોશિશ કરી રહ્યા હતા, અને એમને બે ભાગમાં વિભક્ત કરી ખુંદતા કચરતા મોટા મોટા ઘોડા પર સ્વાર થયેલા વીસ પચીસ ગોરા પોલીસ અમલદારો ઝડપથી આગળ વધતા આવી રહ્યા હતા. એમના એક હાથમાં લગામ અને હાથમાં ચાબુક હતા અને કમરમાં પીસ્તોલ લટકી રહી હતી. એમના ખભા પર લોઢાની જાળીઓ ચમકી રહી હતી અને ગુલાબી ચહેરા

ક્રોધ અને અસ્તમાન સૂર્યની માફક લાલ થઈ રહ્યા હતા. જે વ્યક્તિ વ્યાખ્યાન દઇ રહી હતી એનો વજ્રકંઠ એકાએક બંધ થઈ ગયો અને મંચની ભીડમાં એ ઝડપથી કોણુ જાણે કયાંય ગેબ થઈ ગયો, કંઈ પત્તો જ લાગ્યો નહિ.

"મીંટીંગ બંધ કરવી પડશે." ગોરાઓના સરદારે મંચની એકદમ નજીક આવી કર્કશ કંઠે કહ્યું.

સુમિત્રા હજુ બિલકુલ સ્વસ્થ ન હતી. એના ઉપવાસથી ઉદાસ લાગતા ચહેરા પર પીળી છાયા પ્રસરી ગઇ છતાંય એ ઉઠીને બોલી:– "શા માટે?"

"હુકમ છે."

"કોનો હુકમ છે?"

"ગવર્નમેન્ટનો."

"શા માટે?

"મજુરોને હડતાળ પાડવા ઉશ્કેરવાની મનાઈ છે."

"વ્યર્થ ઉશ્કેરી તમાશો જોવાને અમારી પાસે સમય નથી. યુરોપ આદિ દેશોની માફક એમને સંઘબદ્ધ થવાની આવશ્યકતા સમજાવી દેવાનો જ આ મીંટીંગનો ઉદ્દેશ્ય છે." સુમિત્રાએ કહ્યું.

"સંઘબદ્ધ થવા? ફાર્મની વિરૂદ્ધ? એ તો આ દેશમાં જબરજસ્ત ગેરકાનૂની વાત છે, એથી શાંતિ ભંગ થઇ શકે છે." સાહેબે ચોંકી જઇ કહ્યું.

"જરૂર. કેમ ન થઈ શકે. જે દેશમાં ગવર્નમેન્ટનો અર્થ મોટા મોટા વ્યવસાયી છે અને સારાયે દેશનુ કારમું શોષણ કરવાને જે દેશમાં એવું વિરાટ યંત્ર ઉભું કર્યું છે:—"

સુમિત્રાનું વકતવ્ય સમાપ્ત પણુ ન થયું કે ગોરાની લાલ આંખમાંથી ચિનગારીઓ નીકળવા લાગી.

"બીજીવાર આ વાત કહી તો એરેસ્ટ કરવાની મને ફરજ પડશે." સાહેબે ગરજીને કહ્યું.

"સાહેબ, હું બિમાર છું અને બહુજ અશક્ત છું. નહિ તો બીજી વાર શું પણ આ વાત એકસો વાર મોટી બૂમ પાડીને આ માણસોને સંભાળાવી દેત, પરંતુ આજે મારામાં શક્તિ નથી." એમ કહીને એ પાછી જરા હસી પડી.

આ રોગ પીડિત સ્ત્રીના સહજ શાંત હાસ્ય આગળ સાહેબ મનમાં ને મનમાં લજ્જિત થઇ ગયો અને બોલ્યો; "ઑલ રાઇટ! તમને ચેતવણી આપી દીધી છે." પાછો ઘડીયાળ તરફ જોઈ બોલ્યો. "મીટીંગ બંધ કરવાનો મારી પાસે હુકમ છે, તોડી પાડવાનો નથી. બે ચાર વાતો કહી એમને શાંતિપૂર્વક જવાને કહી દો. બીજી વાર આવું ન કરશો."

આજકાલ લગભગ ખાધાપીધા વગર જ સુમિત્રાના દિવસો પસાર થઇ રહ્યા હતા. બધાયે મના કરવા છતાંય એ આજે થોડો થોડો તાવ હતો તોય સભામાં ચાલી આવી હતી. પણ હવે શ્રાંતિ અને અવસાદે જાણે એને ઉપરથી નીચે સુધી આચ્છન્ન કરી નાખી. ખુરશી પર માથું ઢાળીને બેસી એણે અસ્ફુટ સ્વરે અપૂર્વને બોલાવી કહ્યું:—"અપૂર્વબાબુ, ફક્ત દસ મિનિટનો જ વખત છે—કદાચ એટલો પણ નહિ હોય. જોરથી બૂમ મારી સર્વને કહી દો કે સંઘબદ્ધ થયા વગર તમારા લોકોના ઉદ્ધારનો કોઈ રસ્તો નથી. આજે કારખાનાના માલિકોએ આપણા લોકોનું જે અપમાન કર્યું છે, એનો બદલો આપણે માણસ હોઇએ તો લઇ લઇએ." કહેતા કહેતા એનું કમજોર ગળું રૂંધાઇ ગયું. પરંતુ સભાનેત્રીની આ આજ્ઞા સાંભળી અપૂર્વનો ચહેરો એકદમ ફીકો પડી ગયો. વિહ્વળ નેત્રોથી સુમિત્રાની તરફ જોઈ તે બોલ્યો:—"ઉશ્કેરણી કરવી એ શું ગેરકાયદેસર નહિ ગણાય?"

"પિસ્તોલના જોરે સભા તોડી દેવી એ શું કાયદેસર છે? વ્યર્થ રક્તપાત થાય એમ હું ઇચ્છતી નથી, પણ એ વાત આપ આપની પૂરી શક્તિથી સંભળાવી દો કે આજનું અપમાન મજુર ભાઇઓ કદીયે નહિ ભુલે" સુમિત્રાએ વિસ્મિત મૃદુ કંઠે કહ્યું.

પથેર દાબી સમિતિના જે બીજા ચાર પાંચ પુરૂષ સભ્યો મંચ પર બેઠા હતા એમના ચહેરા જોવાથી એમ માલુમ પડતું હતું કે એ સાધારણ અને તુચ્છ વ્યક્તિઓ હતી; અગર તો કારીગર કે એવા જ કોઈ હતા. અપૂર્વ નવો હોવા છતાંય સમિતિનો શિક્ષિત અને વિશિષ્ટ સભ્ય હતો એટલે જ આટલી મોટી જનતાને સંબોધન કરી કંઇક કહેવાનો ભાર તેના પર આવી પડયો.

"હું તો હિન્દી બરોબર જાણતો નથી." અપૂર્વે શુષ્ક કંઠે કહ્યું.

"જે કંઇ થોડું જાણતા હો એમાં બે ચાર શબ્દો કહી નાખો અપૂર્વબાબુ, નકામો વખત ન ગાળો." સુમિત્રાથી બોલી પણ શકાતું ન હતું છતાંય કહ્યું.

અપૂર્વ ભ્રમાયના મોં સામું જોવા લાગ્યો. ભારતી મોં ફેરવી બેઠી હતી. એનો અભિપ્રાય તો જાણી શકાયો નહિ પણ ગોરા સરદારના ચહેરાનો ભાવ જણાઇ ગયો. બહુ જ નજદિકથી અત્યંત સ્પષ્ટ કઠિન ભાવે એના સાથે અપૂર્વની ચાર આંખો થઈ ગઈ. કંઇક બોલવાને અપૂર્વ ઉઠીને ઉભો થયો, તેના હોઠ પણ હલવા લાગ્યા, પરંતુ એ બન્ને હોઠોની અંદરથી હિન્દી, બંગાળી, અંગ્રેજી કોઇપણ ભાષામાં એક શબ્દ પણ બહાર નીકળ્યો નહિ. તેના અત્યંત ફીક્કા મુખથી જે કાંઈ વ્યક્ત થયું એ મર્મ એ હોય પણ પથેર દાબી સમિતિના સભ્યને યોગ્ય ન હતું.

તલવરકર ઉઠીને ઉભો થઈ ગયો અને સુમિત્રા તરફ લક્ષ્ય

કરીને બોલ્યોઃ-" હું આ બાબુજીનો મિત્ર છું અને હિન્દી જાણું છું. આજ્ઞા હોય તો હું જ એમનું વક્તવ્ય જોરપૂર્વક સંભળાવી દઉં."

ભારતીએ મોં ફેરવી જોયું સુમિત્રા વિસ્મત તીક્ષ્ણ દ્રષ્ટિથી જોતી બેસી રહી અને આ બન્ને સ્ત્રીના દ્રષ્ટિ સામે લજ્જિત, વિમૂઢ, વાક્યહીન અપૂર્વ સ્તબ્ધ બની નીચું મથું કરી જડ મૂર્તિની માફક બેસી ગયો.

રામદાસ ઉભો થયો અને પોતાની જમણી બાજુએ અને સામે ઉપસ્થિત વિક્ષુબ્ધ, ભયભીત ચંચળ જનસમુહને સંબોધન કરી ખૂબ જોરશોરથી બોલવા લાગ્યોઃ-

"ભાઇઓ મારે ઘણીયે વાતો કહેવી હતી પણ આ લોકોએ પોતાના બાહુબળથી અમારૂં મોં બંધ કરી દીધું છે." એમ કહેતા કહેતા એણે આંગળીથી સામેની પોલીસની તરફ ઇશારો કર્યો અને પાછું કહેવું શરૂ કર્યું:-" આ લોકોને જેમણે આપણી પાછળ મોકલી આપ્યા છે, તમારો પીછો લમાવ્યો છે, એ તમારા લોકોના કારખાનાના માલિકો છે. એ કદીયે એ વાત નથી ઇચ્છતા કે કોઇ તમારા લોકોને તમારા દુઃખો અને દુર્દશાઓની વાત સમજાવે. તમે લોકો એ લોકના કારખાના ચલાવનારા અને ભાર ઉપાડનારા જાનવર છો. આટલા માટે જ એ પોતાની બધાયે શક્તિ અને શઠતા એકઠી કરીને એ સત્યને તમારા લોકોથી સર્વથા છુપાવી રાખવા માગે છે કે તમે લોક પણ એમના જેવા માણુસ છો, તમારા લોકોને પણ એ લોકોની માફક પેટ ભરીને ખાવા અને દિલભર આનંદ કરવાનો જન્મ સિદ્ધ હક્ક ભગવાનથી મળ્યો છે. ફક્ત એક વાર જો તમારા લોકોની ઉંઘ ઉડી જાય, ફક્ત એકવાર જો તમે લોકો આ સત્યને સમજી જાઓ કે અમે લોકો પણ માણુસ છીએ—પછી અમે એટલા દુઃખી હો, ગરીબ હો, અશિક્ષિત હો પણ તોયે પણ અમે માણુસ છીએ, અમને મનુષ્યતાના હક્કથી કોઇ પણ બહાને કોઈ પણ વંચીત રાખી

શકે તેમ નથી તો આ ગણ્યાગાંઠયા મીલમાલિકો તમારી આગળ શી વસ્તુ છે? આ સત્યને શું તમે લોકો નહિ સમજો? આ તો ફક્ત મુડીદારોની સામે ગરીબોની આત્મરક્ષણુની લડાઈ છે! એમાં દેશ વિદેશ નથી, નાતજાત નથી, ધર્મ નથી, સાંપ્રદાયિકતા નથી, હિન્દુ નથી, મુસલમાન નથી–જૈન, બૌદ્ધ, શિખ કોઈ પણ ઝઘડો નથી.– છે ફક્ત ધનો-મત્ત મીલમાલિકો અને એમના કારખાનાઓમાં કામ કરનારા પ્રવંચિત ભૂખ્યાં મજુરો! તમારી તાકાતથી એ ડરે છે. તમારા શિક્ષણુની શક્તિ પ્રતિ એ અત્યંત સંશયની દ્રષ્ટિથી દેખે છે, તમારા લોકોમાં જાણુવાની આકાંક્ષા ઉત્પન્ન થવાથી એમની છાતીનું લોહી સુકાવા લાગે છે. અસમર્થ, કમજોર, મુર્ખ, દુર્નીતિમાં ફસેલા તમે લોકો તો એમના વિલાસ–વ્યસનો પરિપૂર્ણ કરનારા એક માત્ર સાધનો છે! આટલા માટે જ તમે લોકોના જીવતા રહેવા માટે ઓછામાં ઓછું જીવતા રહેવાને જરૂર હોય એથી જરાક–તલભાર પણુ એ પોતાની ઇચ્છાથી આપવાને ઇચ્છતા નથી–આ વાતને સમજવી શું તમારા માટે બહુજ ભારે કઠિન છે? વળી આ વાતને મુક્ત કંઠથી વ્યક્ત કરવાનાં અપરાધથી શું આજ આ ગોરાના હાથથી આપણી બેઇજ્જતી થવી જોઇએ? ગરીબોની આ જીવતા રહેવાની લડાઈમાં તમો લોકો શું તમારી બધાયે શક્તિ સાથે સામેલ થઇ શકતા નથી?"

ગોરા સરદારે આ દેશમાં રહીને જે કંઇ થોડીઘણી હિન્દી ભાષા શીખી હતી એથી આ વ્યાખ્યાનની મતલબ એ લગભગ કંઇ પણ ન સમજ્યો પણ ઉપસ્થિત શ્રોતાઓના ચહેરા અને આંખોમાં ઉત્તેજનાના ચિન્હ દેખી એ એમને એમ ઉત્તેજીત થઇ ગયો. એણે પોતાની રીસ્ટવોચ તરફ વકતાનું ધ્યાન આકર્ષિત કરતાં કહ્યું:–"હવે ફક્ત પાંચ મિનિટ જ સમય છે, તમે પુરૂં કરો."

તલવરકરે કહ્યું:–"ફક્ત પાંચ મિનિટ! એથી વધુ એક સેકન્ડ

પણ નહિ ! તો પણ આ અમૂલ્ય મિનિટોને હું વ્યર્થ જવા નહિં દઉં ! મારા પ્યારા વંચિત ભાઇઓ, તમો લોકોને મારી વિનંતિ છે કે તમારા લોકોએ અમારા પ્રતિ જરા પણ અવિશ્વાસ ન કરવો. શિક્ષિત હોવાથી, મોટા ઘરના હોવાથી, કારખાનાઓમાં મંજુરીનું કામ ન કરવાના કારણે અમારા લોકો પ્રતિ સંદેહની દ્રષ્ટિથી જોઇ તમે લોકો તમારૂં પોતાનું અનિષ્ટ આપોઆપ ન કરી બેસતા, તમારા લોકોની ઉંઘ ઉડાડવાને માટે દેશભરમાં પહેલવહેલો શંખધ્વનિ અમે લોકોએ જ કર્યો છે. આજ કદાચ આ વાતને તમે લોકો નહિ સમજો. પણ એ નિશ્ચય જાણજો કે પથેરદાબી સમિતિથી અધિક તમારા સાચા હિતૈષી દેશમાં બીજું કોઈ નથી."

એનું ગળું સુકાઇને શોષાઈ જતું છતાંય એ જીવ જતો હોય એમ બૂમ મારીને કહેવા લાગ્યો:—'હું ઘણા દિવસોથી તમારા લોકોમાં કામ કરતો આવ્યો છું કદાચ તમે લોકો મને જાણતા નહિ હો પણ હું તમો લોકોને જાણું છું. જેને તમે તમારા માલિક સમજો છો, હું પણ કોઇએક દિવસ એમાંનો એક હતો. એ કોઇ પણ રીતે તમો લોકોને માણુસ થવા દેશે નહિ. ફક્ત જાનવરોની માફક રાખી એ તમારા મનુષ્યત્વના હક્ક મળતા રોકી શકે છે. એ વાત સમજ્યા વગર હવે તમારૂં કામ ચાલી શકે તેમ નથી એ લોકોના મોંથી તમે હમેશા એજ સાંભળતા આવ્યા છો કે તમે લોકો ખરાબ માણુસ છો. ઉચ્છૃંખલ છો, ઇન્દ્રિયલંપટ છો. એથી જ્યારેય કદી તમે લોકોએ તમારા હક્કોની વાત એમને કહી છે ત્યારે એ લોકોએ તમારા અન્યાય દુઃખ અને કષ્ટોના મૂળમાં તમારા જ અસંયત ચરિત્રના દોષ કાઢીને તમારી ઉન્નતિમાં આડખીલી ઉભી કરી છે. ફક્ત આ સત્યને એ હરદમ તમને સમજાવતા રહ્યા છે કે સારા થયા વગર કદીયે કોઇની ઉન્નતિ થઇ શકતી નથી. પણ આજે હું તમો લોકોને કોઇપણ સંકોચ વગર અને બિલકુલ સાફ દિલથી બતાવી દેવા માગું છું કે એ લોકોનું એવું કહેવું કદીયે સાચું નથી.

તમારું ચરિત્ર કેવળ તમારા લોકોની આ દુર્દશાને માટે જુમ્મેદાર નથી, પણ ઉલ્ટું તમારી આ પ્રવંચિત હીન અવસ્થા જ તમારા લોકોના ચરિત્ર માટે જુમ્મેદાર છે. એમના આ અસત્યનો આજે તમારે કોઈપણ પ્રકારનો ડર રાખ્યા વગર વિરોધ કરવો પડશે. જોરદાર શબ્દોમાં આજે તમારે આ વાતની ઘોષણા કરવી પડશે કે ફક્ત રૂપિયા જ સર્વ કોઈ નથી" કહેતાં કહેતાં એનું સુકાઇ ગયેલું ગળું અત્યંત પ્રખર થઇ ગયું; એ કહેવા લાગ્યો–"વગર મહેનતે દુનિયામાં કોઈપણ ચીજ પેદા થતી નથી એટલે અમે બધાય મજુરો તમારી લોકોની માફક જ માલિક છીએ,–અમે લોકો પણ તમારી માફક જ સર્વ ચીજો અને સર્વ કારખાનાઓના અધિકારી છીએ."

એટલામાં કોઇ એક પંજાબીએ ગોરા સરદારના કાનમાં કંઈક કહ્યું અને એનું કહેવું સાંભળતાં જ એ સરદારની આંખો જળતા અંગારાની માફક ચમકી રહી. એણે કડક બની કહ્યું:–"સ્ટોપ! આ નહિ ચાલી શકે. એથી શાંતિ ભંગ થશે."

અપૂર્વ ચોંકી પડયો અને રામદાસના ખમીસનો છેડો ખેંચી કહેવા લાગ્યો:–"બસ, બસ કરો રામદાસ, આ નિઃસહાય મિત્રહીન પરદેશમાં તમારે સ્ત્રી છે, નાની પુત્રી છે,–બસ કરો!"

રામદાસે જરા પણ ધ્યાન દીધું નહિ. જોરથી બુમ મારી એ તો કહેતા જ ગયો–"આ લોક અન્યાય કરવાવાળા છે! આ લોક ડરપોક છે! સત્યને આ લોક કોઈપણ રીતે તમારા કાન સુધી પહોંચવા દેવા માગતા નથી! પણ આ લોક જાણતા નથી કે સત્યની કોઈપણ રીતે ગળું દાબી હત્યા કરી શકાતી નથી. સત્ય ચિરજીવ છે. એ અમર છે!"

ગોરો સરદાર અર્થ ન સમજ્યો, પરંતુ અકસ્માત હજારો માણસોના શરીરમાંથી નીકળતી સખ્ત ગર્મીની ભભક જાણે એના

ચહેરા પર આવી લાગી. એ ગરજી ઉઠયોઃ-" આ નહિ ચાલી શકે! આ રાજદ્રોહ છે!"

પલક મારતાં જ પાંચ છ ગોરાઓએ ઘોડા પરથી કુદી રામદાસને પસડીને નીચે ઉતારી લીધો. જોતાં જોતાં એનું લાંબુ શરીર ઘોડેસ્વારોની વચ્ચે જઈ અદ્રષ્ય થઈ ગયું, પણ એનો તીક્ષ્ણ સ્વર કોઈપણ રીતે દબાવ્યો દબાયો નહિ. એ વિક્ષુબ્ધ વિપુલ જનતામાં એક છેડાથી બીજા છેડા સુધી ધ્વનિત થવા લાગ્યોઃ-" ભાઈઓ, કદાચ ફરીને તમે લોકો મને જોવા ન પામો પણ મનુષ્ય થઈ પેદા થવાની તમારી ઈજ્જત જો તમે લોકોએ માલિકોના ચરણોમાં સોંપી દીધી ન હોત તો આટલો મોટો અત્યાચાર, આટલી જબરદસ્ત બેઈજ્જતી તમે લોકોએ કદીયે સહન કર્યાં ન હોત."

પરંતુ એની વાત પૂરી થવા પહેલાં જ જાણે દક્ષયજ્ઞ શરૂ થઈ ગયો. ઘોડા દોડવા લાગ્યા, ચાબુક વીંઝાવા લાગ્યો અને અપમાનિત અભિભૂત ત્રસ્ત મજુરોનું દળ એકાએક એવું ભાગવા માંડયું કે કોઈ કોઈના ઉપર પડી ગયા અને કોઈ કોઈના પગ નીચે કચરાઈ ગયા, કોઈ કોઈનું ઠેકાણું રહ્યું નહિ.

થોડાક દબાયેલા અને ખુંદાયેલા ઘાયલ મજુરો સિવાય આખુંયે મેદાન સાફ થઈ ગયું. કોઇ રીતે લંગડાતા અને કણસતા જે લોકો હજુયે ચાલી જતા હતા એમના તરફ એકીટસે જોતી સુમિત્રા સ્તબ્ધ બની બેસી રહી. એની પાસે જેમનો તેમ અપૂર્વ બેસી રહ્યો હતો. એમના સિવાય ત્યાં વળી એક વ્યકિત ચૂપચાપ માથું નીચું રાખી કિંકર્તવ્ય વિમૂઢની માફક સ્થિર બેસી રહી હતી.

જે માણસ ગાડી લેવા ગયો હતો. એ દસ મિનિટ પછી આવ્યો એટલે સુમિત્રા ભારતીનો હાથ પકડી ધીમે ધીમે ગાડી પર જઈ બેસી ગઈ. એમા બોલ્યા વગર એની ચિંતા-ધારામાં વ્યાઘાત કરવાને કોઇએ એને વ્યર્થ પ્રશ્ન ન કર્યો. ખાસ કરીને આજે એની તબીયત

ખરાબ હતી અને એ થાકી ગયેલી હેરાન હતી એટલે કોઈ એની સાથે ન બોલ્યું. ભારતીએ પાછા આવી અપૂર્વને કહ્યું:–"ચાલો."

અપૂર્વે મોં ઉંચુ કરી જોયું પણ કેટલીક વાર સુધી ન જાણે કંઈક વિચારી રહ્યો. છેવટે તે બોલ્યો:–"ક્યાં જવાને કહે છે મને?"

"મારે ઘરે."

અપૂર્વ થોડી વાર ચૂપ રહ્યો. અંતે ધીરેથી બોલ્યો:–"આપ લોકોને તો માલુમ છે કે હું સમિતિને અયોગ્ય છું. ત્યાં હવે તો મારા માટે સ્થાન ન હોઈ શકે."

"તો ક્યાં જશો? પોતાના ઘરે?"

"ઘર? હા એકવાર જવું પડશે." આટલું કહેતાં કહેતાં અપૂર્વની આંખો ભરાઈ આવી. તે કોઈ રીતે આંસુઓ રોકતા બોલ્યો;–"પણ આ પરદેશમાં વળી એક જગ્યાએ કેમ જાઉં એ કંઈ સમજમાં નથી આવતું ભારતી."

"તમે લોકો આવો." સુમિત્રાએ ગાડીમાંથી ક્ષીણ સ્વરે બૂમ પાડી

"ચાલો." ભારતીએ અપૂર્વને પાછું કહ્યું.

"પથેરદાબી સમિતિમાં હવે મારા માટે સ્થાન નથી." અપૂર્વે ડોક હલાવતાં કહ્યું.

ભારતીએ એકદમ તેનો હાથ પકડી લેવા ઇચ્છયું પણ તુરતજ પોતાને સંભાળી લઈ અપૂર્વના મોં પર પોતાની બન્ને આંખોની દ્રષ્ટિ માંડી ધીમેથી કહ્યું:–"પથેરદાબી સમિતિમાં સ્થાન ન હોય તો ભલે ન હોય પણ એક બીજી રીતે આપને સ્થાનચ્યુત કરી શકે એવી દુનિયામાં કોઈ પણ શક્તિ નથી અપૂર્વબાબુ!"

ગાડીમાંથી સુમિત્રાએ ફરી અસહિષ્ણુ કંઠે પુછયું:–"તમારા લોકોને આવતાં વાર લાગશે ભારતી?"

"આપ જાઓ. અમે લોકો પગપાળે ચાલતા જ આવશું." ભારતીએ હાથ હલાવી ગાડીવાનને ઇશારો કરતાં કહ્યું.

ઘડીભર પર અસંખ્ય માનવ મેદનીથી ઉભરાઈ રહેલું ક્યાર મેદાન જોતજોતામાં નિર્જન થઇ ગયું. જબરજસ્ત કોલાહલ અને શોરબકોરથી ગાજી રહેલાં મેદાન પર સ્મશાન શાંતિ પ્રસરાઇ ગઈ. સુમિત્રા ગાડીમાં બેસીને ચાલી ગયા પછી અપૂર્વ અને ભારતી પણ પગપાળે ઘરે જવા ઉપડયા. રસ્તામાં બન્નેમાંથી એક જણે પણ શબ્દ માત્ર યે ઉચ્ચાર્યો નહિ.

"તમે મારી સાથે ચાલો." ભારતીએ થોડેક દૂર ચૂપચાપ ગયા પછી અપૂર્વ નિરવતાનો ભંગ કરી બોલ્યો.

"સાથે તો ચાલી રહી છું."

"એમ નહિ, તલવરકરની સ્ત્રી પાસે હું કેમ જઈ શકીશ ? જઇને હું એને શું કહીશ ? એનો બંદોબસ્ત શું કરીશ ? મારી સમજમાં કાંઈ આવતું નથી. રામદાસને અહીંયા સાથે લાવવાની બેવકૂફી મેં ક્યાંથી કરી ?"

ભારતી ચૂપ રહી.

"આ પરદેશમાં અચાનક કેવો સત્યાનાશ વળી ગયો ! મને તો કાંઇ સૂજતું જ નથી ! અપૂર્વ પાછો કહેવા લાગ્યો.

ભારતીએ કોઇ પણ પ્રકારનું મંતવ્ય પ્રકટ કર્યું નહિ. બન્ને થોડાકવાર સુધી ચૂપચાપ ચાલતા રહ્યા.

"મારી શી કસૂર છે ? વારંવાર ચેતવ્યા છતાં પણ કોઇ ગળે ફાંસી નાખી મરે તો હું એને કેમ બચાવી શકું ? મેં એને થોડુંક જ કહ્યું હતું કે તું વ્યાખ્યાન આપ ? સ્ત્રી છે, પુત્રી છે, ગૃહસ્થી છે,– એ વાતની જેને શુદ્ધિ નહિ, એ ન મરે તો શું હું મરું ! ભોગવવા

દો હવે બે સાલની સજા!" અપૂર્વ પાછો ઉપાયહીન, દુશ્ચિંતાથી વ્યાકુળ બની એકાએક બોલવા લાગ્યો.

"શું હવે આપ એની સ્ત્રી પાસે નહિ જાઓ?"

"જવું તો પડશે. પણ સાહેબને કાલે શું જવાબ દઈશ? હું તને પહેલાંથી જ કહી રાખું છું ભારતી, કે સાહેબે જો એક પણ ઉલટી સુલટી વાત કહી દીધી તો હું નોકરી છોડી દઈશ." અપૂર્વે એના મોં તરફ જોઈ કહ્યું.

"નોકરી છોડી શું કરશો?"

"ઘરે ચાલ્યો જઈશ. આ દેશમાં માણસે રહેવું જોઈએ?"

"એને છોડાવવાની કોશિશ શું નહિ કરો?"

અપૂર્વ એકદમ ખચકાઈને ઉભો રહી ગયો.

"ચાલોને, કોઈ સારા બારિસ્ટરની પાસે જઈએ ભારતી. મારી પાસે લગભગ હજાર રૂપીયા છે. એટલાથી કામ નહિ ચાલે? મારી ઘડીયાળ વેચીને વળી પાંચસો રૂપિયા મળી શકશે. ચાલોને, ચાલતા જઈએ" અપૂર્વે કહ્યું.

"પણ પહેલાં એની સ્ત્રી પાસે જવું સૌથી જરૂરી કામ છે અપૂર્વબાબુ! મારી સાથે હવે ન આવો. ત્યાંથી ગાડી કરીને સીધા સ્ટેશન ચાલ્યા જાઓ. એને શું જોઈએ છે, ઘરમાં શું શું નથી. એની ઓછામાં ઓછી એકવાર તો ખબર લેવી જરૂરી છે." ભારતીએ કહ્યું.

અપૂર્વે માથું હલાવીને પોતાનો અભિપ્રાય જણાવ્યો કે હા જરૂરી છે પણ પાછો તે એની સાથે જ ચાલવા લાગ્યો.

"હવે તો હું એકલી જઈ શકીશ, આપ સ્ટેશન જાઓ." ભારતીએ કહ્યું.

થોડો વખત તો જવાબ દેવામાં અપૂર્વને સંકોચ થયો, અને ચૂપ રહ્યો.

"હું એકલો નહિ જઇ શકું" આખરે ચુપકીદીનો ભંગ કરી અપૂર્વે મનની મુંઝવણ વ્યકત કરી.

"તો ઘરે જઇ મહારાજને સાથે લેતા જાઓ."

"નહિ તમે જ સાથે ચાલો."

"મને તો જરૂરી કામ છે."

"એ ભલે રહ્યું, ચાલો."

"પણ મને આપ આટલા બધા શા માટે લપેટો છો, અપૂર્વ બાબુ?"

"વારૂ, ચાલો મારી સાથે. પહેલાં હું મારૂં કામ કરી લઉં, પછી આવું." ભારતી એના ચહેરા તરફ જોઇ જરા હસીને બોલી. રસ્તે ચાલતાં ચાલતાં ભારતી પાછી અચાનક બોલી:–" જેણે આપને નોકરી કરવા પરદેશ મોકલેલ છે, એ આપને બરોબર ઓળખતી નથી, પછી ભલેને આપની મા હો. મહારાજ દેશ જઇ રહ્યો છે, હું પોતે આવીને બંદોબસ્ત કરી એની સાથે આપને દેશમાં રવાના કરી દઇશ."

અપુર્વ મૌન રહ્યો.

"કેમ, કંઇ જવાબ ન આપ્યો?" ભારતીએ પુછ્યું.

"જવાબ દેવા જેવું કાંઇ નથી. મા જીવતી ન હોત તો હું સંન્યાસી થઇ જાત." અપુર્વે કહ્યું.

"સંન્યાસી? પરંતુ મા તો હજુ જીવે છે." ભારતીએ આશ્ચર્ય પૂર્વક કહ્યું.

"હા. દેશમાં એક નાના ગામમાં અમારા લોકોનું એક નાનું શું મકાન છે. માને હું ત્યાં લઈ જઇશ."

"એ પછી ?"

"મારી પાસે એક હજાર રૂપીયા છે એટલે એક નાની શી મોદીની દુકાન કરીશ. એથી અમારા બન્નેનું કામ ચાલી જશે."

"એ તો ચાલી શકે છે. પણ અચાનક આમ કરવાની જરૂર કેમ થઇ પડી?"

"આજે હું મને પોતાને ઓળખી ગયો છું. કેવળ મા સિવાય દુનિયામાં બીજે ક્યાંય મારી કિંમત નથી. ભગવાન કરેને એનાથી વધુ હું કોઇને જરા પણ ચાહું નહિ."

"લાગે છે કે મા આપને બહુ જ પ્યાર કરે છે!" ભારતીએ ઝડપભેર તેના ચહેરા તરફ જોઇ કહ્યું.

"હા. હમેશાં માની જીંદગી દુઃખમાં જ ગઈ છે. હવે તો મને એ વાતનો ડર લાગે છે કે ક્યાંય એનું એ દુઃખ વધી ન જાય. મારા બધાય કામકાજોમાં અડધામાં જેમ મા બની રહે છે અને બાકી અડધાને પણ એ જકડી રહે છે, એથી મને એક ક્ષણ પણ છુટકારો નથી ભારતી, એથી હું ડરપોક છું, એથી હું સર્વની અશ્રદ્ધાનો પાત્ર બન્યો છું." કહેતાં કહેતાં એકાએક એના મોંમાંથી એક દીર્ઘ નિશ્વાસ નીકળી પડયો.

આનો જવાબ ભારતીએ ન દીધો. એ ફક્ત પોતાનો હાથ ધીમેથી અપૂર્વના હાથમાં રાખી ચૂપચાપ ચાલવા લાગી.

સંધ્યાનો અંધકાર ગાઢો થઈ રહ્યો હતો.

"રામદાસના પરિવારના માટે શું બંદોબસ્ત કરૂં ભારતી? ફક્ત એક નોકરડી સિવાય આ દેશમાં એના દેશનો માણસ ઘણું ભાગે કોઇ જ નથી. અને કદાચ હશે તોપણ શું એનો ભાર ઉપાડી લેશે?" અપૂર્વે ઉદ્વિગ્ન કંઠે પૂછયું.

"ચાલો તો પહેલાં જઇને જોઇએ. બંદોબસ્ત કંઇક ને કંઇક

થઇ જ જશે." ભારતી પોતે પણ વિચાર કરીને કોઇ નિર્ણય પર આવી ન હતી છતાંય એણે હિંમત આપવાને કહ્યું.

અપૂર્વ સમજી ગયો કે આ ફાલતુ વાત હતી. એના મનને કોઇ સાન્ત્વના ન મળી

"તારે કદાચ ત્યાં રહેવું પડશે."

"પણ હું તો ખ્રિસ્તી છું. હું તેના ક્યા કામમાં આવીશ ?"

"એ તો છે જ" આ વાત અપૂર્વને નવી રીતે ખૂંચી.

બન્ને જ્યારે ઘરે પહોંચ્યાં ત્યારે સાંજ પડી ગયાને ઘણી વાર થઈ ગઇ હતી. રાતના વખતે કેવી રીતે શું કરવું પડશે એની મનમાં ને મનમાં ચિંતા કરીને બન્નેના ભય અને ઉદ્વેગની સીમા ન રહી. નીચેનો ઓરડો ખુલ્લો હતો. અંદર પગ મુકતાં જ ભારતીએ જોયું કે એ ખુલ્લી બારી પાસે આરામ ખુરશી પર કોઇ સુતું હતું એમનું મોં ઉંચું કરી આ બાજુ જોતાં જ ભારતી ઓળખી ગઇ. અને ભારે ખુશીથી બૂમ મારી ઉઠી:—"ડાક્ટર બાબુ, ક્યારે આવી ગયા આપ ? સુમિત્રા બ્હેનને મળ્યા ?"

"નહિ."

"ભારે ગજબની દુર્ઘટના બની ગઇ ડાક્ટર બાબુ ! અમારા એકાઉન્ટંટ રામદાસ તલવરકરને પોલીસ પકડી ગઇ છે." અપૂર્વે કહ્યું.

"ઇનસીનમાં એનું ઘર છે. ત્યાં એની સ્ત્રી છે,—એ લોકોને હજુ કંઇપણ ખબર નથી." ભારતીએ કહ્યું.

"એટલે દૂર આ અંધારી રાતમાં કેવી ભયાનક આફત આવી પડી ડાક્ટર બાબુ !" અપૂર્વે કહ્યું.

ડાક્ટર પગ ટુંકા કરી સીધા બેસી ગયા અને પછી હસીને ભારતીએ કહ્યું:—"હું બહુ જ થાકી ગયો છું. મને જરા ચ્હા બનાવી પીવરાવીશ ભારતી ?"

"પીત્રરાવીશ! પણ અમારા લોકોને હમણાં જવાનું છે ડાક્ટરબાબુ!"

"ક્યાં?"

"ઇનસીન. તલતરકરના ઘરે."

"જવાની કંઈ જરૂર નથી."

"જરૂર નથી કેમ ડાકટરબાબુ? આવાં સંકટનાં સમયે એના ઘરનો બંદોબસ્ત કરવો, ઓછામાં ઓછું ખરખબર લેવી તો જરૂરી લાગે છે." અપૂર્વે આશ્ચર્યથી એના મોં તરફ જોઇ કહ્યું.

"એમાં સંદેહ નહિ. પરંતુ એ ભાર મારા ઉપર જ છે—આપ લોકો બહુ બહુ કરો તો આ અંધારી રાતમાં ઇનસીનની ગલીઓમાં આંટા ખાઈ આવી શકો છો, પણ અંતે થશે એ કે ઘર શોધતાં નહિ મળે." ડાકટરે હસતાં હસતાં કહેવા માંડ્યું—"એથી સારૂં એ છે કે આપ બેસો અને ભારતી ચ્હા બનાવી લાવે. પણ આપ તો કદાચ નહિ પીઓ? ઠીક છે, હોટલનો મહારાજ પવિત્રતાપૂર્વક કંઈક ખાવાનું બનાવી લાવે છે, આપ ખાઈ પી ને આરામ કરો."

ભારતી નિશ્ચિંત અને પ્રસન્ન ચિત્તે ચ્હા બનાવવા ઉપર જવા લાગી પણ અપૂર્વને કોઈ જાનનો વિશ્વાસ ન થયો. ડાકટરની બધી વાતો પહેલાંથી જ ઘણી ખરાબ લાગી. તેણે દુ:ખીત બની ભારતી તરફ લક્ષ્ય કરી કહ્યું:—"આવી રાતમાં તકલીફ ઉઠાવવામાંથી તું તો બચી ગઈ; પણ મારી જુમ્મેદારી ઘણી ભારે છે. ગમે એટલી રાત હો પણ મારે તો ત્યાં જવું જ જોઇએ."

આ સાંભળી ભારતી ખચકાઈને ઉભી રહી ગઈ, પણ એ વખતે ડાડટરની આંખો તરફ જોઈ પાછી પ્રસન્નતાપૂર્વક ચાલી ગઇ.

ડાકટર બાબુએ એક મીણબત્તી કાઢી એને પેટાવીને પછી ખીસ્સામાંથી કેટલીક ચિઠ્ઠીઓ કાઢીને એ એના જવાબ લખવા બેસી ગયા. દસેક મિનીટ પછી અપૂર્વ ગરમ થઈ ગયો.

"આ ચિઠ્ઠીઓ શું બહુ જ ભારે જરૂરની છે ?" તેણે પૂછ્યું.

"હા" ડાકટરે મોં ઉંચું કર્યા સિવાય જ કહ્યું.

"એ લોકોનો કાંઇ બંદોબસ્ત કરવો એ પણ કંઇ ઓછું જરૂરી નથી. આપ શું એના ઘરે કોઇને મોકલશો ?"

"આટલી રાતે ? કાલ સવાર પહેલાં ત્યાં જવા માટે કોઇ આદમી જ કદાચ નહિ મળી શકે."

"તો એ કામ માટે આપને ચિંતા કરવાની જરૂર પણ નથી. સવારે તો હું પોતે જ જઇ શકીશ. આપે ભારતીને મના ન કરી હોત તો અમે બન્ને આજ પણ જઇ શકત અને મારા ખ્યાલ મુજબ એ સારૂં થાત." અપૂર્વે કહ્યું.

ડાકટરને ચિઠ્ઠી લખવામાં કોઇ જાતની રોકાવટ ન આવી, કારણુ કે એને મોં ઉંચું કરવાની પણ ફુરસદ ન હતી. એણે ફકત એટલું જ કહ્યું:—"આવશ્યકતા જ ન હતી."

"આ ક્ષેત્રમાં આવશ્યકતાની ધારણા આપની અને મારી એક નથી, એ મારો મિત્ર છે." અપૂર્વે પોતાના અંદરનો ગુસ્સો દબાવતાં કહ્યું.

ભારતી ચ્હાનો સામાન લઇ નીચે ઉતરી આવી અને બે પ્યાલા ચ્હા બનાવી પાસે બેસી ગઇ. ડાકટરનું ચિઠ્ઠી લખવાનું અને ચ્હા પીવાનું બન્ને કામ એક સાથે જ થવા લાગ્યું. બે ત્રણ મિનિટ ચૂપચાપ વીતી ગયા પછી ભારતી એકાએક ઉઠીને કહેવા લાગી:— "આપ હમેશાં વ્યસ્ત રહો છો. બે ઘડી આપની પાસે બેસી કંઇ વાતો સાંભળીએ એટલો પણ સમય આપ અમો લોકોને દેતા નથી."

ભારતીના આ હ્રદયના શબ્દો ડાકટરના અન્યમનસ્ક કાનોમાં જઇ ખટકવા લાગ્યા. એણે ચ્હાના પ્યાલાને મોં પરથી હઠાવી હસતાં

હસતાં કહ્યું:–" શું કરું બ્હેન, વળી રાતના બે વાગ્યાની ગાડીમાં મારે જવાનું છે. "

સમાચાર સાંભળતાં જ ભારતી ચોંકી પડી અને અપૂર્વના મનનો પોતાના મિત્રના સબંધનો સંદેહ અધિક ગાઢો થઇ ગયો.

" એક રાત પણ શું આપને આરામ કરવાની ફુરસદ નહિ મળે, ડાકટરબાબુ ? " ભારતીએ પૂછ્યું.

" મને ફક્ત એક જ દિવસ ફુરસદ મળશે ભારતી, પણ એ દિવસ હજુ આવ્યો નથી." ડાકટરે પ્યાલાની ચ્હા પુરી કરી કહ્યું.

" ક્યારે આવશે ? " ભારતીના સમજવામાં આવ્યું નહિ એટલે એણે પૂછ્યું.

ડાકટરે કંઇ જવાબ દીધો નહિ.

અપૂર્વના મનમાં ફક્ત એક જ વાત ઘૂમી રહી હતી, એટલે તેણે એનું સુત્ર પકડીને કહ્યું:–" સમિતિના સભ્ય ન હોવા છતાંય પણ રામદાસ સજા ભોગવવા જઇ રહ્યો છે એ શું અસાધારણ છે !"

" સજા થાય પણ નહિ " ડાકટરે કહ્યું.

" ન થાય તો એનું ભાગ્ય છે. પણ જો થઈ તો બધોય વાંક મારો છે. હું જ એને સાથે લઈ ગયો હતો. "

ઉત્તરમાં ડાકટર ફક્ત સ્મિત હસીને ચૂપ થઈ ગયા.

" જે માણસે દેશના માટે બે સાલ સજા ભોગવી છે, અસંખ્ય નેતરની સોટીઓના ડાઘા જેની પીઠ પરથી હજુ પણ મટયા નથી, આ પરદેશમાં જેના બાળબચ્ચાં ફક્ત એનું મોં જોઇ જીવતા છે, એનું આટલું મોટું સાહસ અસાધારણ છે. એની તુલના થઈ શકે નહિ." પોતાના મિત્ર પ્રતિ અપૂર્વના આ ઉચ્છ્વાસિત અકૃત્રિમ પ્રશંસા વાક્યોએ એક પ્રકારની અંદર ચોટ મારી પણ એ બિલકુલ વ્યર્થ ગઈ. ડાકટરનું મોં ઉજ્જવળ થઇ ગયું.

"એમાં સંદેહ શું છે અપૂર્વબાબુ! પરાધીનતાની આગ જેના હૃદયને અહોરાત બાળી રહી છે એના માટે એના સિવાય બીજી કોઈ ગતિ જ નથી! સાહેબની દુકાનની મોટી નોકરી કે ઇનસિનનો સ્ત્રી-પુત્ર-પરિવાર, કોઇપણ એને રોકી શકે નહિ,–એના માટે તો આજ એક માત્ર રસ્તો છે." ડાકટરે કહ્યું.

દુશ્ચિંતા અને તીવ્ર સંશયથી અપૂર્વની બુદ્ધિ અને જ્ઞાન કંઇક ન ગયા હોત તો તેનાથી આટલી મોટી ભૂલ કદીયે થાત નહિ, ડાકટરની વાતને વ્યંગ સમજી એકાએક તે પાગલ જેવો થઈ ગયો.

"આપ એના મહત્વને ન સમજો તો કંઇ નહિ. પણ સાહેબની ઑફીસની નોકરી તલવરકર જેવા મનુષ્યને નાના નથી બનાવી શકતી. મારા પર આપ જેટલો વ્યંગ કરવા ઇચ્છો એટલો કરી શકો છો. પણ રામદાસ આપથી કોઇપણ અંશે નાનો નથી એ આપ નિશ્ચિંત સમજજો." અપૂર્વ બોલ્યો.

"એમ નિશ્ચિંત જ સમજું છું. એને મેં નાના તો કહ્યો નથી અપૂર્વબાબુ!" ડાકટરે સ્મિત બની કહ્યું.

"એમ બતાવી તો રહ્યા છો. એની અને મારી આપ મજાક તો કરી રહ્યા છો. પરંતુ હું જાણું છું કે જન્મભૂમિ એના માટે પ્રાણથી પણ પ્યારી છે. એ નિર્ભિક છે, ધીર-વીર છે. આપની માફક છુપાતો નથી ફરતો કે પોલીસના ડરથી લંગડો બની ચાલતો નથી. આપ ડરપોક છો." અપૂર્વ બોલ્યો.

ભારે આશ્ચર્યથી ભારતી દંગ થઇ ગઇ. પણ હવે એનાથી સહન ન થયું.

"આપ કોને શું કહી રહ્યા છો અપુર્વબાબુ? એકાએક આપ પાગલ તો નથી થઇ ગયાને?" ભારતીએ તીવ્ર સ્વરે કહ્યું.

"નહિ, પાગલ નથી થયો. એ ગમે તે હોય પણ રામદાસના પગની ધૂળ બરોબર પણ નથી એ વાત હું મુક્ત કંઠે કહું છું. એનું તેજ, એની વાગ્મિતા, એની નિર્ભીકતાની એ મનમાં તે મનમાં ઇર્ષ્યા કરે છે. એથી તને જવા ન દીધી અને મને છળથી રોકી દીધો." અપૂર્વે કહ્યું.

ભારતી ઉઠીને ઉભી થઈ ગઈ અને પોતાને અત્યંત મુશ્કેલીથી સંયત કરી સહજ સ્વરમાં બોલી:–"આપને હું બેઇજ્જત નથી કરી શકતી પણ આ સમયે આપ અહીંયાથી ચાલ્યા જાઓ અપૂર્વબાબુ! આપને અમે લોકોએ ખોટી રીતે સમજ્યા હતા. ડરના માર્યો જેને હિતાહિતનું જ્ઞાન નથી રહેતું એના ઉન્માદના માટે અહીંયા સ્થાન નથી. આપની વાત જ સાચી છે, પથેર દાબી સમિતિમાં આપના માટે સ્થાન નથી. ભવિષ્યમાં પણ કદી કોઇપણ બહાને મારી પાસે આવવાની કોશિષ કરશો નહિ."

અપૂર્વ કોઈ ઉત્તર આપ્યા વગર ઉઠી ઉભો થયો, પણ ડાક્ટરે તેનો હાથ પકડી લીધો અને કહ્યું:–"થોડુંક બેસો અપૂર્વબાબુ! આવા અંધકારમાં એકલા ન જાઓ. સ્ટેશન જતી વખતે રસ્તામાં હું આપને ઘરે પહોંચાડતો જઇશ."

અપૂર્વના હોશકોશ ઠેકાણે આવી રહ્યા હતા. તે નીચે માથું રાખીને બેસી ગયો.

ડાક્ટર વધેલા બિસ્કુટ ખીસ્સામાં રાખવા લાગ્યા. એ જોઈ ભારતીએ પૂછ્યું:–"આપ આ શું કરી રહ્યા છો?"

"ભાતું બાંધી રહ્યો છું, બ્હેન."

"ખરેખર આજ રાતે જ ચાલ્યા જશો?"

"નહિ તો શા માટે અપૂર્વબાબુને રોકી રાખ્યા છે? તમે બધા મળીને આ પ્રમાણે અવિશ્વાસ કરવા લાગશો તો હું જીવી શકીશ

કેમ એ તો બતાવો ?" કહેતા કહેતા એણે કૃત્રિમ ક્રોધ પ્રકટ કર્યો.

"નહિ, આજે આપ નહિ જઈ શકો. આપ બહુજ થાકેલા છો. આ ઉપરાંત સુમિત્રાબ્હેન બિમાર છે. આપ વારંવાર કોણ જાણે ક્યાં ચાલ્યા જાઓ છો, ન તો કોઇ વાત સંભાળાવો છો કે ન તો કોઇ ઉપદેશ આપો છો. સમિતિ હું એકલી કેમ ચલાવું કહો જોઈએ ? હું હવે મરજી હશે ત્યાં ચાલી જઇશ." ભારતીએ અભિમાન-ભર્યો અવાજે કહ્યું.

આ ચિઠ્ઠીઓમાં એક તમારી છે, એક સુમિત્રાની અને બીજી તમારી પથેર દાબી સમિતિની છે. મારો ઉપદેશ સમજો, આદેશ સમજો, જે કાંઇ સમજો એ બધું આમાંથી મળશે" લખેલી ચિઠ્ઠીઓ ભારતીના હાથમાં દેતાં ડાક્ટરે હસીને કહ્યું.

"આ વખતે શું તમે વધુ દિવસો માટે જઇ રહ્યા છો ?" ચિઠ્ઠીઓ હાથમાં લઈ ભારતીએ ઉદાસ ચહેરે કહ્યું.

"देवाः न जानन्ति" કહી ડાકટર હસી પડયા.

"અમારા લોકો માટે ભારે મુશ્કેલ છે. ન તો ચહેરાથી, વાતોથી કે કોઈ રીતે આપના મનની વાત સમજી શકાતી નથી. ચોખ્ખેચોખ્ખું જણાવો પાછા ક્યારે આવશો !"

"કહી, તો દીધું देवाः न जानन्ति"

"નહિ, એમ નહિ બને. સાચેસાચું કહો. ક્યારે પાછા આવશો ?"

"આટલો તકાદો કેમ કરો છો, કહો જોઇએ ?"

"ખબર પડતી નથી કે આ વખતે કેમ એક જાતનો ડર લાગી રહ્યો છે. એવું લાગે છે કે જાણે બધું ય તૂટી ફુટી ચૂરેચૂરો થઇ જશે." કહેતાં કહેતાં એકાએક એની આંખો ભરાઇ ગઇ.

"નહિ થાય બ્હેન, નહિ થાય. બધુંય ઠીક થઈ જશે."

ભારતીના માથે હાથ રાખી ડાક્ટરે હસવાનો ડોળ કરી કહ્યું. વળી પાછા એ એકાએક ખડખડ હસીને બોલ્યા;-"પરંતુ આ માણસ સાથે આવી રીતે ખોટી લડાઇ કરીશ તો હું કહી દઉં છું કે ખરેખર તારે રોવું પડશે. અપૂર્વબાબુ જરૂર ગુસ્સે થાય છે, પણ જેના પર પ્રેમ કરી બેસે છે એને પ્રેમ કરતા પણ જાણે છે. મનુષ્યમાં જે હૃદય નામની ચીજ છે એ આપણા લોકોના સંસર્ગથી સૂકાઇને હજુ સુધી લાકડા જેવું નથી થયું. ખીલેલા કમળની માફક એ જેવું તેવું તાજું બની રહ્યું છે."

ભારતી કંઇક જવાબ આપવા ઇચ્છતી હતી પરંતુ અપૂર્વે એકાએક મોં ઉંચું કરતાં એનું મોં બંધ થઇ ગયું.

આ સમયે બારણાની સામે એક ઘોડાગાડી આવી ઉભી રહી અને એ પછી બે માણસો અંદર આવી પહોંચ્યા. એકે ઉપરથી નીચે સુધી સાહેબનો પોશાક પહેર્યો હતો, જે ડાક્ટરની સિવાય બીજા બધા માટે અપરિચિત હતો અને બીજો હતો રામદાસ તલવરકર. અપૂર્વનો ચહેરો ચમકી રહ્યો, પરંતુ તે શોર મચાવી મિત્રના સ્વાગત માટે આગળ વધી શક્યો નહિ. રામદાસે આગળ આવી ડાક્ટરના ચરણસ્પર્શ કર્યાં. અપૂર્વને આ અદ્દભૂત લાગ્યું; પણ ડાક્ટરના મોં તરફ જોતાં તે ચૂપ થઈ ગયો.

"જામીન આપવામાં આટલું મોડું થઇ ગયું. કેસ કદાચ ગવર્નમેન્ટ નહિ ચલાવે." અંગ્રેજી પોશાક પહેરેલા માણસે અંગ્રેજીમાંજ વાત કહી.

"એનો અર્થ એ કે ગવર્નમેન્ટે અત્યાર સુધી તને નથી ઓળખ્યો કિસન!" ડાક્ટરે સ્મિત હાસ્ય કરી કહ્યું.

"મેદાનમાંથી થાણા સુધી આપને બરોબર સાથે જ આવતા જોયા હતા, પછી અચાનક આપ ક્યાં છુપાઈ ગયા એ માલુમ જ ન પડ્યું." એ વાતમાં રામદાસે હસીને સહમત થતાં કહ્યું.

"છુપાઇ જવાનું જબરજસ્ત કારણ આવી ગયું હતું રામદાસ બાબુ. વળી હમણાં જ રાતમાં ને રાતમાં અહીંયાથી ક્યાંય લુપ્ત થઈ જવું પડશે." ડાક્ટરે પાછા હસીને કહ્યું.

"એ દિવસે રેલ્વે સ્ટેશન પર મેં આપને પીછાણી લીધા હતા." રામદાસે કહ્યું.

"માલુમ છે. પણ સીધા ઘરે જવાને બદલે આટલી રાતે અહીંયાં કેમ આવ્યા?" ડાક્ટરે ડોકું હલાવતાં કહ્યું.

"આપના ચરણસ્પર્શ કરવા. પુનાની સેન્ટ્રલ જેલમાં મારા પહોંચ્યા પછી જ આપ ચાલી ગયા. પછી મોકો જ ન મળ્યો. નીલકાંત જોશીનું શું થયું, કંઈ ખબર છે? એ તો આપની સાથે જ હતાને?" રામદાસે કહ્યું.

"હા, બરાકની દીવાલ ઓળંગી ન શક્યો એટલે સિંગાપુરમાં એને ફાંસી થઈ ગઇ." ડાક્ટરે માથું હલાવી કહ્યું.

અપૂર્વને આ બધી વાતો અચિંતનીય અને અદ્ભૂત દુઃસ્વપ્નના જેવી લાગવા માંડી. એનાથી રહેવાયું નહિ એકાએક એણે પૂછ્યું:– "ડાક્ટર બાબુ, તો શું આપને પણ ફાંસી મળત?"

ડાક્ટર એના મોં સામું જોઈ જરા હસી પડયા. એ હાસ્યથી અપૂર્વના માથાના વાળ પણ ઉંચા થઇ ગયા.

"પછી?" રામદાસે ઉત્સુક થઇ પૂછ્યું.

"પછી શું? બેંકોકના રસ્તે પહાડ ઓળંગી ટેવોય જઇ પહોંચ્યો. તકદીર બુલંદ હતું એટલે અચાનક જંગલમાં એક હાથીનું બચ્ચું ભમવાને ભેટાડી દીધું. એની સાથે રહેવાથી ભારે સરળતા થઇ ગઇ. છેવટે હાથીના બચ્ચાને વેચીને દેશી વહાણ પર નાળિયેરના ભારાં સાથે હું પણ ત્રણ મહિનામાં એકદમ આરાકાન જઈ પહોંચી આ બાજુ ચાલ્યો આવ્યો. એ દિવસો ભારે મજામાં વીત્યા હતા રામદાસબાબુ! આજે અચાનક થાણામાં એક પરમ મિત્ર સાથે રૂબરૂ મુલાકાત થઇ

ગઇ. વી. એ. ચેલીયા એનું નામ છે. એ મારા પર ખૂબ પ્રેમ રાખે છે. ઘણા દિવસોના અદર્શન પછી ઢુંઢતાં ઢુંઢતાં એકદમ એ સિંગાપુરથી અમો આવી પહોંચેલા છે. હાવભાવથી માલુમ પડયું કે એને પત્તો લાગી ગયો છે. પણ ભીડમાં એટલી નજર ન કરી શકાઈ, નહિ તો પૈતૃક ગળાનો-''

આટલું કહી એ ખડખડ હસતાં હસતાં એકાએક અપૂર્વના ચહેરા તરફ જોઇ ચોંકી પડયા.

" આ શું અપૂર્વબાબુ ? આપને શું થઇ ગયું ? " ડાક્ટરે પુછયું.

અપૂર્વ દાંત નીચે હોઠ દબાવી પોતાને સંભાળવાની કોશિશ કરી રહ્યો હતો. ડાક્ટરની વાત પૂરી થતાં પહેલાં જ તે બન્ને હાથ વતી પોતાનું મોં ઢાંકી દઇ ઝડપથી ઓરડા બહાર નીકળી ગયો.



# ગૃહ ઉપયોગી સંસ્કારી ગ્રન્થરત્નો

**દાદીમાનું વૈદું રૂા. ૬–૧૨–૦** વી. પી. ખર્ચ ૧૨ આના

પહેલું સુખ તે જાતે નર્યા, આ જવાબદારી પહેલાં ઘરમાં દાદીમાની હતી. ઘરમાં બ્હેનો, દીકરીઓ, ને વહુઓ, વૈદાનું પ્રાથમીક જ્ઞાન ધરાવે તો કુટુંબનું આરોગ્ય અનેક ગણું સારૂં રહે. આ પુસ્તકમાં કુટુંબનાં દરેક સભ્યના આરોગ્યની ચાવી છે. જાણીતા વૈદરાજ શ્રી. મોહનલાલ ધામીને તેમના દાદીમા તરફથી વારસામાં મળેલ અનુભવસિદ્ધ ૯૯૯ વૈદકીય અનુભવસિદ્ધ પ્રયોગોનો સંગ્રહ.

**આપણો ઘર સંસાર**—કર્તા શ્રી. શકુંત રાવળ.

ગૃહસ્થાશ્રમને આદર્શરૂપ બનાવવા ગૃહજીવનના પ્રત્યેક સભ્યની શી ફરજો છે; અને ગ્રહસંસારના સામાન્ય, ને ગંભીર પ્રશ્નોનો વ્યવહાર ઉકેલ કેમ લાવવો ? એ વિષે રમૂજી ઘરગથ્થુ શૈલીમાં રેખાચિત્રોનાં સ્વરૂપમાં માર્ગદર્શન આપતું સર્વોપયોગી પુસ્તક. કિં. રૂા. ૨–૦–૦ વી. પી. ખર્ચ છ આના.

**ગૃહિણીમિત્ર** પુસ્તક રૂા. ૫ વી. પી. ખર્ચ ૮ આના.

જેમાં ગૃહ પ્રબંધ—પત્રવ્યવહાર, અલંકાર, લગ્નનું મહત્વ–દામ્પત્યજીવન, ગર્ભાધાન—પ્રસૂતિ–બાળરોગો અને તેના ઘરગથ્થુ ઉપચારો, આદર્શ સંતતિ, દિનચર્યા, દેશદેશનું નારી જીવન અને ગૃહિણીને ઉપયોગી થઈ પડે તેવા પુષ્કળ વિષયો આપવામાં આવેલ છે.

**સંસ્કાર લક્ષ્મી** કિંમત ૬–૧૨ વી. પી. ખર્ચ ૧૨ આના

ગુજરાતની ગૃહકુંજોમાં સંસ્કારનાં અમી સીંચતા આ ગ્રંથ માટે કંઈ લખવું તે સોના ઉપર ઢોળ ચઢાવવા બરોબર છે. ટુંક સમયમાં જ પુષ્કળ નકલો ખપી ગઈ છે, એવા આ પુસ્તકમાં ગૃહજીવનના ૭૫૦ વિષયો આપવામાં આવેલ છે. સુંદર ભેટ આપવા લાયક ત્રિરંગી સોનેરી સચિત્ર બોક્સમાં મળશે. ચોથી સંસ્કારી આવૃત્તિ મંગાવો.